# રાજાજી

( જીવનચરિત્ર )

લેખક

અંબેલાલ નારણજી જોશી

બી. એ., એલ.એલ. બી.,

એડવોકેટ, હાઈકોર્ટ, મુંબઈ.

બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર

૪૩, જરીવાલા બીલ્ડિંગ, ચોપાટી, મુંબઈ–૭

# પ્રસ્તાવના

સામાન્ય રીતે, રાજાજીનું વ્યક્તિત્વ જ એવું વિશિષ્ટ અને વૈવિધ્યશાળી છે, એમની પ્રતિભા એટલી જ્વલંત અને તેજસ્વી છે, એમની બુદ્ધિપ્રભા એટલી તીક્ષ્ણ છે, એમની કાર્યશક્તિ એટલી અથાક છે, એમની ત્યાગનિષ્ઠા એટલી આર્ષ છે, પ્રતિકૂળ સંયોગો વચ્ચે જીવન્ત રહેતી એમની માર્મિક વિનોદપ્રિયતા એટલી અદમ્ય છે, એમના અંગત જીવનની શુદ્ધસ્ફટિક નિર્મળતા અને પવિત્રતા એટલી મઘમઘ છે, રાજકીય અને સામાજિક જીવનમાંથી ઉપસ્થિત થતા પ્રશ્નોને વિચારવાની એમની રીતિ એટલી મૌલિક છે તેમ જ પૂજ્ય ગાંધીજીની જીવનદષ્ટિ સાથે એમણે સાધેલું તાદાત્મ્ય એટલું બેનમૂન છે કે, એમના જીવન-

ચરિત્રને પ્રસ્તાવનાની જરા ય જરૂર ન પડે. તેમ છતાં રાજાજીના જીવનની અહીં જે ઝરમર આપી છે તે પાછળ કયો હેતુ રહેલો છે, લેખકની કયી દૃષ્ટિ સમાયેલી છે, તે વિષે કોઈ પણ પ્રકારની ગેરસમજુતી થવા ન પામે તેટલા માટે કેટલીક સ્પષ્ટતાની જરૂર છે.

રાજાજી એ હિન્દની એક વિરલ વિભૂતિ તો છે જ, પરન્તુ, આજ ત્રણ દાયકાઓથી હિન્દના રાજકારણમાં એમણે જે આરોહઅવરોહ અનુભવ્યાં છે, જે સહકાર અને અસહકાર અર્પવાનું એમને નસીબે આવ્યું છે, તેમજ જે મનામણાં અને રીસામણાંમાંથી એઓ પસાર થયા છે તે અનેક દૃષ્ટિએ 'અભૂતપૂર્વ' છે. અને આ બધું છતાં, હિંદનાં વર્તમાન રાજકારણમાં તથા રાજકીય જીવનમાં એઓ જે ઉચ્ચોચ્ચ સ્થાન ભોગવે છે તથા હિંદની પચરંગી જનતામાં એઓ જે પ્રતિષ્ઠા અને લોકપ્રિયતા ધરાવે છે તે પણ અનેક દૃષ્ટિએ વિરલ કહી શકાય એમ છે. અને આ દૃષ્ટિએ વિચારતાં પણ એમનું જીવનચરિત્ર અનિવાર્યપણે અગત્યનું થઈ પડે છે. સામાન્યતઃ રાજાજી એ એક જ એવી એકાકી અને અપવાદરૂપ વ્યક્તિ છે કે જેમણે એક વખત કોંગ્રેસ જોડેના પોતાના સંબંધો પોતાની સિદ્ધાંતપ્રિયતા ખાતર તોડ્યા હોય તો પણ પાછા કોંગ્રેસમાં અત્યંત આદર, પ્રેમ અને સત્કારથી સન્માનાયા

અને અપનાવાયા હોય. બાકી, જીન્ના, જયકર, મુંજે, મહમદઅલી, શ્રીનિવાસ આયંગર, શંકરન નાયર, વગેરેએ કોંગ્રેસ જોડેનો પોતાનો ગાઢો સંબંધ છોડ્યા પછી, એમની કશી ગણના રહી નહિ, કશી માનપ્રતિષ્ઠા રહી નહીં. જ્યારે રાજાજીની કહાની એથી નિરાળી છે. કોંગ્રેસમાંથી છૂટા પડવા માટે એમને ઓછું ખમવું પડયું નથી. એમની એ સમયની વીતક વાતોની કહાની લખવા બેસીએ તો એક સ્વતંત્ર ગ્રન્થ ભરાય એટલી સામગ્રી છે. પરન્તુ, એમની મહત્તા તો ત્યાં જ છે કે એમનો આવો વિરોધ છતાં, એમની આટઆટલી કોંગ્રેસ વિરોધી પ્રવૃત્તિઓ છતાં, કોંગ્રેસે એમને સહર્ષ અને સાદર અપનાવ્યા, ને જાણે કોઈ દિવસ એમની ને કોંગ્રેસની વચ્ચે કોઈપણ જાતનો અંતરાય પડયો જ ન હોય, તેવી રીતે. જળનું બિન્દુ જળથી છૂટું પડીને પાછું જળમાં સમાય તેમ એઓ પણ કોંગ્રેસમાં સમાયા.

એ દૃષ્ટિએ વિચારતાં રાજાજીનો જીવનમાર્ગ વિશેષ મુસીબત ભર્યો હતો. એમનું જીવન એટલે સતત સંગ્રામ. ક્યારેક પોતાના સાથીઓ જોડે, કુરૂઢિઓ અને સામાજિક બદીઓ સામે તો હરહમેશાં હિન્દને ગુલામ બનાવી રાખનારી બ્રિટિશ સલ્તનત જોડે. સંગ્રામ એમના જીવનનો એક માર્ગ છે,—સંગ્રામ એ એમનું જીવનનું

ધ્યેય નથી. આમ તો એઓ શાંતિને ચાહનારા છે, યુદ્ધ ભીરૂ છે, છતાં એમને એમના જાહેરજીવનની શરૂઆતમાં જ સેલમના બ્રાહ્મણો જોડે ઝઘડવું પડ્યું. કોંગ્રેસમાં જોડાયા તેવા જ દાસબાબુ ને મોતીલાલજી જેવાની જોડે ધારાસભાપ્રવેશ અંગે બાથ ભીડવી પડી. રચનાત્મક કાર્ય અંગે, એમને સરકારના પ્રચારની સામે આથડવું પડ્યું. વડાપ્રધાન થયા ત્યારે એક બાજુ ગવર્નરો ને બ્રિટિશ રાજ્ય ને બીજી બાજુ એમને એમના પોતાના પ્રધાનમંડળના સાથીઓ, તો ત્રીજે મોરચે, પ્રાંતનાં પ્રત્યાઘાતી તત્વો, કે જે એમના મદ્યનિષેધ, હિન્દુસ્તાની પ્રચાર, જમીનદારી નાબૂદી, વગેરે રચનાત્મક કાર્યનો વિરોધ કરતા હતા, તેમની જોડે, તો ચોથી તરફ સત્તાલોભી કોંગ્રેસવાદીઓ ને ધારા-સભાના સભ્યો, એમ ચારે બાજુથી એમને ઝઘડવું પડેલું. પણ રાજાજી એમ રણભીરૂ નથી. એ તો રણશૂરા છે. યુદ્ધને એઓ આમંત્રતા નથી પણ યુદ્ધ આવી પડે, તો એનો પોતાની સર્વશક્તિથી સામનો કરે છે ને વિજય મેળવે છે.

ને, ૧૯૪૨માં તો એમની સામે આખો દેશ હતો એમ કહીએ તો ચાલે. કારણ, કોંગ્રેસવાદી તો એમની યુદ્ધ તરફી નીતિથી એમને દેશ શત્રુ કહેતો હતો. મુસ્લિમોને એમના શબ્દોમાં વિશ્વાસ નહોતો. સરકાર પણ એમની

તરફ શંકાની દૃષ્ટિથી જોતી હતી. કારણ, સરકારને તો એમ હતું કે રાજાજી રોજ–બ–રોજ કોંગ્રેસ નેતાઓની વગોવણી કરે. ને રાજાજી એમ કરે એમ નહોતું. એઓ કાંઈ થોડા સત્તા માટે કોંગ્રેસથી જૂદા પડયા હતા? આવી સ્થિતિમાં એમની પડખે કોઈ જ નહોતું. છતાં આ વીરપુરુષ યાહોમ કરીને ઝઝૂમ્યા અને કોંગ્રેસ સત્તારૂઢ થતાં મોખરાનું સ્થાન પામ્યા.

આજે હિન્દના રાજકીય જીવનમાં રાજાજીનો કોઈ જોટો નથી. અનેક દૃષ્ટિએ વિચારતાં રાજાજીનું સ્થાન આજે એક અને અદ્વિતીય છે. અને એ સ્થાન રાજાજી એમના કેટલાક ઝળહળતા ગુણોને લઇને મેળવી શકયા છે. રાજાજીના જન્મ અને જીવનથી હિન્દની પુણ્યોદક ભોમ પુનિત અને વિજયવંત થઈ છે. કારણ, રાજાજીમાં એક વિચક્ષણ રાજકીય પુરુષની મુત્સદ્દીગીરી અને દીર્ઘદૃષ્ટ છે, એક ગૃહસ્થની ગૃહસ્થાઈ છે, એક તપસ્વીની તપશ્ચર્યા છે, એક સાહિત્યકારની વિરલ સર્જનાત્મક શક્તિ છે, અને એક ધર્મપરાયણ આત્માની ધાર્મિકતા છે એટલું જ નહિ પણ એમનો માનવપ્રેમ, એમની ભૂત દયાની ભવ્ય ભાવના, એમનું આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ, એમનો સર્વ ધર્મ સમભાવ તથા એમના જીવનમાં રહેલી ઉચ્ચ પ્રકારની સંસ્કારિતા, આધ્યાત્મિક ઉત્તમતા, સૌંદર્ય દૃષ્ટિ

તથા રસિકતા છે તેને લઇને છે. એ ઉપરાંત, રાજાજીનું માનસિક સમતોલપણું, એમનાં સત્ય મૂલ્યાંકનો, એમની તલસ્પર્શી મનુષ્યપરીક્ષા, એમની વિવેકબુદ્ધિ, પ્રેમાળ અને ક્ષમાશીલ સ્વભાવ તથા ભવિષ્યમાં સફળ રીતે ડોકિયું કરવાની તીક્ષ્ણ દૃષ્ટિ, આ સર્વે, એમને હિંદનાં રાજકીય જીવનમાં અનિવાર્યપણે મહાન બનાવે છે. અને આ મહત્તાને માટે રાજાજી સર્વથા યોગ્ય જ છે એ નિર્વિવાદ છે. હિંદમાં રાજાજી આજે ગવર્નર જનરલના ઉચ્ચોચ્ચ પદે છે અને એ પદને એઓ યશસ્વી રીતે શોભાવી રહ્યા છે. રાજાજી એ પદ પરથી હિન્દના રોમાંચક ઇતિહાસનો ભવ્ય ભૂતકાળ સજીવન કરે છે, અને અશોક, સમુદ્રગુપ્ત અને હર્ષવર્ધનની સ્મૃતિ જગાડે છે. હિંદના ઇતિહાસનું પુનરાવર્તન થયું લાગે છે. ભૂતકાળના આ ચક્રવર્તી સમ્રાટોની માફક ચક્રવર્તી રાજાજીની આણ પણ હિંદને એક છેડેથી બીજે છેડે સુધી અવિચ્છિન્ન ગતિએ પ્રવર્તે છે. અને વર્ષોથી ગુલામ દશા ભોગવતા હિન્દ માટે આ કાંઈ જેવી તેવી સિદ્ધિ છે?

આ કારણથી જ, રાજાજીનું રોમાંચક જીવન આપણને આકર્ષે છે. સાધારણ રીતે, કોઇને પણ થાય, કે આ માણસમાં એવું તે શું છે કે ભલભલા કોંગ્રેસવાદીઓને પણ એમના વિના ચાલતું નથી? અને આ જાતની

સામાન્ય જનની જિજ્ઞાસુવૃત્તિ સંતોષવાના ઇરાદાથી જ આ જીવનચરિત્ર લખ્યું છે. રાજાજીએ અપમાનની ઊંડામાં ઊંડી ખીણુ પણુ જોઈ અને સન્માનનું ઉચ્ચોચ્ચ શિખર પણુ જોયું. અને રાજાજી આટલા મહાન થયા તે પણુ કેવી રીતે? એઓ રાતોરાત મહાન થયા નથી, પણુ કદમ કદમ કરતાં આગળ વધ્યા છે. અમેરિકામાં જે સ્થાન વોશિંગ્ટન અને લિંકનનું છે તે જ સ્થાન હિંદમાં રાજાજીનું છે. એમની સાદાઈ ને વાણીમાધુર્ય, એમની અનુભવોની વિવિધતા, એમનું ચારિત્ર્ય અને ત્યાગ, હિંદની ભાવિ પેઢીઓને પ્રેરક અને માર્ગદર્શક થઈ પડે તેવાં છે. રાજાજીના જીવનમાં એકધારી ભવ્યતા નજરે પડે છે. એમના જીવનમાં એક પણુ અવગુણુ શોધ્યો જડે એમ નથી એટલું જ નહિ પણુ એમના જીવનમાં એક પણુ પ્રસંગ કે એક પણુ કાર્ય એવું ન જડે કે જેને માટે હિંદની વર્તમાન તથા ભાવિ પેઢીને નીચું જોવાનું થાય! આમ રાજાજીની મહત્તા વચનાતીત છે. અને રાજાજી તો હિંદના રાજકીય પ્રદેશને નવપલ્લવિત અને રસાળ કરનાર 'મીઠા મહેરામણુ' છે, કારણુ કે મહેરામણુની સઘળી શક્તિઓ એમનામાં છે. મહેરામણુની સહનશીલતા, મહેરામણુની પોતાના વિશાળ ઉદરમાં સૌ કોઇને સમાવવાની શક્તિ તથા મહેરામણુનું પરોપકારીપણું—રાજાજીમાં વિપુલ

# પ્રકરણ ૧ લું

## રાજાજીનો જન્મકાળ

૮૭૯નું વર્ષ છે. એ કાળ હિન્દને માટે સંક્રાન્તિ
જાય છે. તેને સ્થાને નવું આવે છે. પાશ્ચાત્ય
પૂર આપણા જીવનના એકેએક ક્ષેત્ર ઉપર
ફરી રહ્યું છે. આપણા જીવનમાં જોતજોતામાં
અંગ્રેજી રાજ્ય જોડે એની ભાષા આવે છે.
ે એનો પહેરવેશ આવે છે. સાહેબશાહી
ાઓ અને વિદ્યાપીઠો સ્થપાતાં જાય છે.
ા ભણાય, એમની રાજકીય પ્રવૃત્તિ-
ાપણુને આપણી પછાતદશાનો શોચ
ે પલટો લાવવા હિન્દમાં ઠેરઠેર

## પ્રકરણ ૧ લું

### રાજાજીનો જન્મકાળ

ઈસુનું ૧૮૭૯નું વર્ષ છે. એ કાળ હિન્દને માટે સંક્રાન્તિ યુગ છે. જૂનું જાય છે. તેને સ્થાને નવું આવે છે. પાશ્ચાત્ય સંસ્કૃતિનું ઘોડાપૂર આપણા જીવનના એકેએક ક્ષેત્ર ઉપર પૂરવેગથી ધસારો કરી રહ્યું છે. આપણા જીવનમાં જોતજોતામાં પલટો થવા માંડે છે. અંગ્રેજી રાજ્ય જોડે એની ભાષા આવે છે. એના વિચારો આવે છે. એનો પહેરવેશ આવે છે. સાહેબશાહી આવે છે. અંગ્રેજી શાળાઓ અને વિદ્યાપીઠો સ્થપાતાં જાય છે. એમના ઇતિહાસ ને ભૂગોળ ભણાય, એમની રાજકીય પ્રવૃત્તિઓનો અભ્યાસ થાય, ને, આપણને આપણી પછાતદશાનો શોચ થવા માંડે છે. જીવનમાં શીઘ્ર પલટો લાવવા હિન્દમાં ઠેરઠેર અંગ્રેજી ભણેલાઓ સુધારા પ્રવૃત્તિ શરૂ કરે છે. એ પ્રવૃત્તિ જોરશોરથી ઉપડે છે. બંગાળામાં એક તો બંગાળી લોકો લાગણીપ્રધાન વિશેષ, ને બીજું અંગ્રેજીનો પ્રચાર ત્યાં સૌથી વિશેષ થયેલો. રાજા રામમોહન ને કેશવચંદ્ર સેન વગેરેની બ્રહ્મો સમાજ ને પ્રાર્થના સમાજની પ્રવૃત્તિનાં આંદોલનો હિન્દ ઉપર પડે છે. આ અસરથી અલિપ્ત રહે છે દક્ષિણ હિન્દનો પ્રદેશ. અંગ્રેજી શિક્ષણ લેવા છતાં એમાં અંગ્રેજીપણું ઝાઝું પ્રવેશતું નથી. એનું કારણ એ પ્રદેશની બુદ્ધિમત્તા અને લાગણીમાં ન

તણાવાની વૃત્તિ છે. દક્ષિણ હિન્દ પ્રથમથી જ સ્થિતિસ્થાપક વિશેષ. તેથી જ એ કોઈ પણ જાતની નવી પ્રવૃત્તિને બંગાળીઓ કે ગુજરાતીઓ જેટલી સહેલાઈથી અપનાવતા નથી. પણ એને નાણી જુએ છે. એમાં કાંઈપણ વજૂદ લાગે, એમાં કાંઈ એ તથ્ય લાગે તો જ એ અપનાવે. એમાં જે કંઈ કસણી હોય તે બુદ્ધિની છે. દક્ષિણનો પ્રદેશ જ એની બુદ્ધિમત્તા માટે, એની તેજસ્વી મેધા માટે જાણીતો છે. એ પ્રદેશે જ આપણને શંકરાચાર્ય જેવા મહાન ફિલસૂફ આપ્યા, રામાનુજાચાર્ય જેવા સમર્થ તત્વજ્ઞાની આપ્યા, વલ્લભાચાર્ય જેવા ધર્મગુરુ આપ્યા, સી. વી. રામન જેવા આલમ મશહૂર વૈજ્ઞાનિક આપ્યા, રાધાકૃષ્ણન જેવા હિંદની સંસ્કૃતિનું જગતભરમાં ગૌરવ વધારનાર સન્દેશવાહક આપ્યા તેમજ રાજાજી અને પટ્ટાભી જેવા પ્રથમ પંક્તિના રાજકીય નેતા આપ્યા. આ બધા તો દક્ષિણ હિન્દમાં જે અનેક રત્નાવલિઓ પડેલી છે, તેમાંના ગણતર જ રત્નો છે.

રાજગોપાળાચારી આવા પ્રદેશમાં આજથી ૭૦ વર્ષ પૂર્વે જન્મે છે. દક્ષિણ હિન્દનો મુખ્ય પ્રશ્ન તે બ્રાહ્મણ ને બ્રાહ્મણેતરના વિરોધનો. એ પ્રશ્નને રાજકીય ગણીયે તો એ રાજકીય છે. સામાજિક ગણીયે તો એ સામાજિક છે. ધાર્મિક ગણીયે તો એ ધાર્મિક પણ છે. બ્રાહ્મણ બ્રાહ્મણેતરને તુચ્છકારથી જુએ. બ્રાહ્મણો રસ્તામાં ચાલે ત્યારે રખે એમનો પડછાયો પડે તેથી અબ્રાહ્મણથી એ રસ્તેથી જવાય પણ નહિ, એવો જુલમ હતો. બ્રાહ્મણો ધાર્મિક બાબતમાં ખૂબ જ રૂઢીચૂસ્ત અને ધર્માંધ કહીએ તેવા. એથી અંગ્રેજી શિક્ષણ લીધા પછી બ્રાહ્મણેતરો પોતાના હકો સમજવા લાગ્યા. એમણે બ્રાહ્મણો સામે બંડ પૂકારવા માંડ્યું. આ પરિસ્થિતિનો મોટામાં મોટો લાભ ઊઠાવ્યો અંગ્રેજી

પાદરીઓએ. એમણે બ્રાહ્મણેતરોને ખ્રિસ્તી ધર્મનો સફળતાથી અંગીકાર કરવા સમજાવ્યું. અને એ રીતે ખ્રિસ્તીઓની સંખ્યા દિનપ્રતિદિન વધવા માંડી. તેમ છતાં બ્રાહ્મણોમાં અંગ્રેજી ભણેલાઓ પણ સુધારા તરફ વળ્યા નહિ, એ બીના આશ્ચર્યકારક હતી.

આવા સંક્રાન્તિ યુગમાં રાજાજીનો જન્મ થયો હતો. રાજાજીનો જન્મકાળ એટલે હિંદના ઇતિહાસના સુવર્ણયુગની ભૂમિકા—દેશભરમાં જાગૃતિનો આરંભ. હિંદુમુસ્લિમ વિખવાદનો આરંભ. હજી હિંદી રાષ્ટ્રીય મહાસભાના જન્મને છ વર્ષની વાર હતી. બ્રિટીશ રાજ્યની ઉપરછલ્લી સલામતી સર્વેને રૂચિ ગઈ હતી. ૧૮૫૭ની હિંદી ક્રાન્તિ સરકારે એવા પ્રબળ હસ્તે દાબી દીધી કે એ બનાવને બાવીસ વર્ષ થયાં હોવા છતાં સરકાર પ્રત્યેનો લોકોનો ધાક હજી શમ્યો નહોતો. એની વાતો કરતાં લોકો કંપી ઊઠતાં. દેશ આખો આ નવી સંસ્કૃતિના, આ નવા રાજ્યના તેજથી અંજાઈ ગયો હતો; પ્રજા એવી ભાનભુલી બની ગઈ હતી, કે, નવા પ્રવાહમાં વિવશ બનીને તણાવાનું જ તેમને ગમતું ગયુ. જેમને અસંતોષ થતો ગયો તેવા લોકો પણ ક્રાન્તિની વાતો તો હવે કરતા જ નહોતા. માત્ર સુધારાની માગણી કરવાની બહુ બહુ તો હિંમત કરતા.

આમ રાજકીય ઇતિહાસ પલટાતો હતો. હિંદ ઉપર પરદેશી સલ્તનતે પોતાનો અડ્ડો જમાવી દીધો ને આપણે પરાધીન બન્યા. પણ એ સુષુપ્તિમાંથી આપણને જગાડનારા, આપણને આપણી અવદશાનું ને આપણા સામુદાયિક બળનું ભાન કરાવનારાં કેટલાંક બળો જાગ્યાં. આપણો અસંતોષ વધી પડયો. ક્રાન્તિ માટેની ભૂમિકા રચાતી હતી. અંગ્રેજોનું વર્ચસ્વ આપણને ખૂંચવા લાગ્યું. એમણે દેશીઓનાં જે ક્રૂર હાલ કર્યાં હતા, '૫૭ની ક્રાન્તિના વીરોને

જે રીતે જાહેરમાં ફાસીએ દીધા હતા, તેથી કેટલાકમાં વૈરનો અગ્નિ પ્રજ્વલિત થયો હતો. કેટલાકે આ વેપારશાહી સલ્તનતને સમૂળી ઉખેડવાનો પ્રયત્ન કર્યો હતો. અને એ રીતે ભૂગર્ભમાં અગ્નિ જલતો ગયો. આવા સંક્ષોભના વાતાવરણમાં, ૧૮૭૯ના ડિસેમ્બર મહિનામાં રાજાજીનો જન્મ. નવો અસંતોષ ૭ વર્ષ પછી સક્રિય ને મૂર્ત સ્વરૂપ લેવાનો હતો. એમાં પ્રાંતપ્રાંતના, કોમકોમના, અંગ્રેજી શિક્ષણ લીધેલા મળીને, દેશના ભાવિની, દેશની ગુલામીની વિચારણા કરવાના હતા. આવા વાતાવરણમાં જે જન્મે તેનામાં ક્રાન્તિની ભાવના જાગે, આસપાસની વ્યગ્રતાની એની પર અસર થયા વિના શાની રહે? આમ દેશના સંક્રાન્તિકાળમાં, બે સંસ્કૃતિની સંધિ વખતે, રાજાજીનો જન્મ થયો.

# પ્રકરણ ૨ જું

## બાલ્યકાળ

મદ્રાસ ઇલાકાની પશ્ચિમે સેલમ નામનો જાણીતો જીલ્લો છે. એ જીલ્લામાં હોસુરની પાસે થોરાપલ્લી નામે નાનકડું ગામડું છે. ત્યાં પંદરસોએક ઘરની વસતિ હશે. ગામની વસતિ દશેક હજારની ખરી. ગામની વસતિ પચરંગી છે. ખાસ કરીને બ્રાહ્મણો અને ચેટ્ટીઓ સવિશેષ છે. એ ગામની વસતિ તામીલ પણ બોલે છે ને તેલુગુ પણ બોલે છે. ને કાનડી બોલનારાઓની સંખ્યા પણ કંઈ ઓછી નથી. કારણ, કાનડી ભાષાવાળું મૈસુર રાજ્ય થોરાપલ્લીની નજદીકમાં જ આવેલું છે. ગામનું પ્રાકૃતિક સૌંદર્ય પ્રથમ દૃષ્ટિએ જ મનને હરી લે એવું છે. એમાં પ્રાચીન શિલ્પના જ્યાં ઉત્તમ નમૂનાઓ હોય તેવાં દેવમંદિરો છે, વાવો છે, કુંડો છે. ને લાલ લાલ માટીના રસ્તાઓ છે. એમાં એક ખૂણે મૈસુરી નળિયાંથી છવાયલું, એક નાનકડું ઘર છે. એની આગળ છજું છે. એમાં ત્યાંના એક જમીનદાર રહે છે. એમનું નામ શ્રી. ચક્રવર્તી આયંગર. એમની પાસે પચાસ સાઠ એકર જેટલી જમીન હશે. ત્યાંની જમીન વરસાદના સુખને લીધે સારો પાક આપનારી. વરસાદના સમયમા તો ધરતી લીલી લીલી બની જાય. ને વરસાદ ન પડે, તો યે ગામના કૂવા એટલા બધા કે એના પાણીથી પણ ખેતી તો થાય જ. આવી હરિયાળી ને સુંદર ખેતી પર આયંગર પોતાના કુટુંબનો નિર્વાહ કરે.

ચક્રવર્તી આયંગર ચૂસ્ત વૈષ્ણવ બ્રાહ્મણ. નિયમિત રીતે રોજ વિધિસર સર્વે આહ્નિક કરે. આખો સવારનો વખત નિરનિરાળી ધાર્મિક વિધિમાં જ વીતાવે. એમનું સંસ્કૃતનું જ્ઞાન અગાધ હતું. એમની સંસ્કૃત જ્ઞાન માટેની ખ્યાતિ છેક મદ્રાસ સુધી વિસ્તરેલી. એમ કહેવાય છે, કે આખું વાલ્મિકી રામાયણ એમને કંઠસ્થ હતું. એઓ આખા ગામની સમક્ષ દેવ કથા કહેતા, ધર્મનું રહસ્ય સમજાવતા. અને એ રીતે વૈષ્ણવ સંપ્રદાયનો પ્રચાર કરતા. એમની પાસે ગામેગામથી સંસ્કૃત સાહિત્યના કૂટ પ્રશ્નોની મુશ્કેલીનું નિવારણ કરવા પંડિતો આવતા. એમાં યે ખાસ કરીને મદ્રાસની પ્રેસીડન્સી કોલેજમાં એક ઑપર્ટ નામે જર્મન સંસ્કૃત સાહિત્યના અધ્યાપક હતા. તેઓ તો વારંવાર એમની પાસે આવીને સંતોષ પામી પાછા જતા.

ચક્રવર્તી આયંગર જમીનદાર તો હતા જ, પણ તે ઉપરાત એઓ ગામના મુનસફ પણ હતા. સિવાય સરકારી ખેતીવાડીના ઉત્પાદનનો જે ભંડાર હતો તે પણ એમના કબ્જામાં હતો. એ માટે સરકાર તરફથી એમને થોડી આમદાની થતી.

ચક્રવર્તીની પ્રતિષ્ઠા એટલી બધી વિકસેલી કે, એકવાર મદ્રાસના ગવર્નર લોર્ડ કેનમેરા હોસુર આવેલા. એમણે ચક્રવર્તી વિષે સાંભળેલું એટલે એને મળવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. એમણે ચક્રવર્તીને કહેણ મોકલ્યું. એ લોકોની વચ્ચે મુલાકાત ગોઠવાઈ. ને એક દુભાષિયા દ્વારા એક કલાક સુધી એ બે જણે વિચારવિનિમય કર્યો.

ચક્રવર્તીને પતિવ્રતા શીંગારામલ્લ નામના ધર્મપત્ની હતાં.* એ સ્ત્રી પતિ જેવી જ ધર્મનિષ્ઠ. કુટુંબ સુખી હતું. એમને કશાની ઉણપ નહોતી, જીવનમાં કશો ય અસંતોષ નહોતો. એમને બે સંતાનો હતાં. મોટા નરસિંહાચારી, બીજા શ્રીનિવાસ આયગર. ને ૧૮૭૯ના ડિસેંબર-

માં એમને ત્યાં ત્રીજો પુત્ર જન્મ્યો. ને તે રાજગોપાળાચારી. એ સૌથી નાનકડો પુત્ર હોવાથી ખૂબ લાડકો હતો. નાનપણથી જ એનો જન્મોત્સવ ધામધૂમથી ઉજવાયો. એનો ઉછેર માટે ખાસ દરકાર રાખવામાં આવી. ચક્રવર્તી એને આયંગરના લાડકા નામથી બોલાવતા. નાનપણથી એ બાળકમાં નૈતિક હિંમત જબરી. પોતે કંઈ બહાર તોફાન કર્યું હોય, તો પિતાની સમક્ષ આવીને ખુલ્લી રીતે એનો એકરાર કરે. આ હિંમત ને સત્યવક્તૃત્વ એમના પિતાને ખૂબ જ ગમી ગયાં. એમને દડા ઉછાળવાનો ખૂબ શોખ. બીજા સાથીઓ મળે તો ઠીક. ને ન મળે તો બાળક રાજગોપાળાચારી એકલા રમતાં ખચકાય નહિ. મોટેભાગે એની જોડે બીજા બાળકો હોય જ. બહાર તોફાનમસ્તી ખૂબ કરે. પણ ઘરમાં આવીને એ ગંભીર ને ડાહ્યા ડમરા બની જતા. રાજાજીને એમના પિતા નાનપણથી જ કંઈ ને કંઈ ભણાવ્યા કરતા. ને એ નાનું બાળક પણ અદ્ભુત ગ્રહણશક્તિ ધરાવતું હતું. એને એના પિતા જે કહે, તે તુરત જ યાદ રહી જતું, એટલું જ નહિ, પણ પોતાને કંઈ શંકા લાગે તો બીજે દિવસે પૂછીને એઓ શંકાનો ખુલાસો કરી લેતા. આમ એમને વિધિસર નિશાળે મૂકવામાં આવ્યા તે પૂર્વે તો એમણે ઠીકઠીક સામાન્ય જ્ઞાન મેળવી લીધેલું. એમના માતાપિતા એમને પુરાણની વાતો કહેતાં. ને, નાનપણથી એ બધી વાતો એમણે મનના ભંડારમાં સંઘરેલી.

પાંચમે વર્ષે બાળક રાજગોપાળાચારીનું નિશાળગરણું કર્યું. નિશાળમાં એમને તો ખૂબ રસ પડવા માંડયો. બીજા બાળકોની જેમ એઓ તોફાન ન જ કરતા પણ ઊલટા, નિશાળે ઊલટ ઉમંગથી જતા ને ઝટઝટ ગ્રહણ કરી લેતા. તે વયે પણ એમની ગ્રહણશક્તિ અને સ્મરણશક્તિ આશ્ચર્ય પમાડે એવી હતી. નિશાળમાં શીખવાતા બધા વિષયોમાં એમને સરખો રસ પડતો. નાનપણથી

જ એમની જીજ્ઞાસુવૃત્તિ વિશેષ. શિક્ષકને પણ સવાલની પરંપરાથી અકળાવી મૂકતા. ચક્રવર્તી પુત્રની કૌતૂહલવૃત્તિ અને જીજ્ઞાસાવૃત્તિથી સદાય રાજી રહેતા. અને એને પૂરેપૂરો સંતોષ આપી એના મનનું સમાધાન કરવા પ્રયત્ન કરતા. એને વિસ્તારથી બધું સમજાવતા. ને, પોતાનો પુત્ર આટલો ચપળ છે એ જાણી રાજી થતા. કયારેક પોતાને મૂંઝવે એવો પ્રશ્ન બાળ રાજાજી પૂછી મારે ત્યારે એઓ એને સમજાવી કહેતા, " બેટા ! આનો જવાબ કાલે આપીશ હોં !". ને રાજાજી પણ પિતાને એવા સમજી ગયેલા કે જરાય અધીરાઈ બતાવતા નહિ, પણ બીજા દિવસની રાહ જોતા.

ચક્રવર્તીએ પોતાના બાળકોને બહુ જ સાદાઈથી રહેવાની ટેવ પાડેલી. એ બાળકોને રાતે ગમે એવી ઠંડી હોય તો યે સાદડી પર સુવાડતા ને દિવેલના કોડિયાંથી રાત્રે વાંચવું પડતું. પણ ખોરાક પૌષ્ટિક આપતા. ઘી, દૂધ, છાશ એ બધું બાળકોને પૂરતું અપાતું. પણ મોજશોખ તરફ બાળકો વળે નહિ તેની એઓ પૂરતી કાળજી રાખતા. કયારેક એમના ખીસાખર્ચ માટે થોડા આના પણ એઓ બાળકોને આપતા. એમના બીજા ભાઈઓ એ પૈસાનું કાં તો ખાવાનું ખાતા અથવા તો બીજો કંઈ ઉપયોગ કરતા, પણ રાજાજી તો પૈસા મળે, એટલે તુરત જ ચોપડીઓ વેચનારની દુકાને જઈ પોતાને મનગમતી ચોપડીઓ ખરીદતા. નાનપણમાં ચોપડીઓનો આ જાતનો શોખ, ચોપડીઓને જીવનની બીજી બધી જરૂરિયાતો કરતાં એમણે આપેલું પ્રાધાન્ય એ નાનપણથી જ એમનામાં પાંડિત્યનાં બીજ રહેલાં હતાં તે દર્શાવે છે. એ દર્શાવે છે કે આ બાળક કોઈ અસામાન્ય પુરુષ થવા સર્જાયો હતો. એની રુચિઓ સામાન્ય નહોતી, પરંતુ એની જ કહી શકાય એવી વિશિષ્ટ હતી. આમ છતાં એઓ રમતગમત તરફ ઉદાસીન નહોતા. રોજ બે ત્રણ

કદાચ તો એમને રમવાનું જોઈએ જ. એટલે એઓ અભ્યાસ પણ કરતા ને સાથે સાથે પૂરેપૂરા દિલથી રમી પણ લેતા. અભ્યાસમાં એઓ જેટલા નિયમિત તેટલા રમતગમતમાં પણ.

રાજાજીને નાનપણમાં બિલાડીનાં બચ્ચાંનો ઘણો શોખ. નાનાં બચ્ચાંને રમાડતાં એઓ થાકે જ નહિ. ગાય ને વાછરડાં પણ એમને ખૂબ ગમે. વાછરડાંને પણ એઓ ઘરની પાછળ વાડામાં જઈ રમાડી આવે.

રાજાજીએ તામિલમાં પ્રાથમિક શિક્ષણ પૂરું કર્યું. હોસુરમાં અંગ્રેજી ત્રીજા ધોરણ સુધીનું શિક્ષણ ત્યાંની શાળામાં અપાતું. પુત્રને એ શાળામાં મોકલવાનો એમના ધર્મનિષ્ઠ પિતાએ સંકલ્પ કર્યો. ગામના બીજા બ્રાહ્મણોની તો એવી ઇચ્છા ખરી કે પંડિતનો છોકરો મ્લેચ્છ ભાષા ન શીખે પણ સંસ્કૃતનો જ અભ્યાસ કરે ને મોટો પંડિત થાય. પણ ચક્રવર્તી આયંગરને પોતાનો પુત્ર સંસ્કૃતમાં પારંગત તો થશે જ એની ખાત્રી હતી, એટલે અંગ્રેજી શિક્ષણનો પણ પોતાના પુત્રને લાભ મળે એમ એઓ ઇચ્છતા. એટલે ઉદારતાથી પોતાના પુત્રોને ગામ લોકોની ટીકા છતાં એમણે અંગ્રેજી શિક્ષણ આપવા માંડ્યું.

હોસુરની શાળામાં એણે જોતજોતામાં ત્રણ વર્ષ પૂરાં કર્યાં. પછી આગળ શિક્ષણની ત્યાં સગવડ નહોતી, એટલે ઉત્સાહી પિતાએ પુત્રને બેંગલોર હાઈસ્કુલમાં ભણવા મોકલ્યો. આ રીતે રાજાજીનું ગ્રામજીવન પૂરું થયું, ને હાઈસ્કુલમાં શહેરીજીવન શરૂ થયું. એમની પ્રતિભાને નવો માર્ગ મળ્યો. એમના સંસ્કારોને નવું ક્ષેત્ર મળ્યું. એમની મેધાને વિસ્તારનો અવકાશ મળ્યો.

## પ્રકરણ ૩ જું

### બેંગલોરમાં

અંબેજી ચોથા ધોરણમાંથી રાજાજી હોસુર છોડી બેંગલોરમાં શિક્ષણ લેવા જાય છે. કારણ કે, હોસુરમાં ઉચ્ચ શિક્ષણ માટેની સગવડ નથી. રાજાજીની બુદ્ધિની વિચક્ષણતા જોઈને એમના પિતાએ નિરધાર કર્યો છે, કે એની પાછળ જે ખર્ચો થાય તે કરીને પણ એને ઉંચામાં ઉંચું શિક્ષણ આપવું. રાજાજી એકલા બેંગલોરમાં આવે છે, અને છાત્રાલયમાં રહે છે. બેંગલોરનું આખું વાતાવરણ એમને નવીન લાગે છે. કયાં હોસુરનું શાંત, ને કયાં એ શહેરી ધમાલવાળું વાતાવરણ, પણ આ વિદ્યાવ્યાસંગી વિદ્યાર્થીને કશું નવું લાગતું નથી. એઓને બધા વિષયમાં સરખો રસ પડે છે. વિજ્ઞાન ને સાહિત્ય, ઇતિહાસ ને ગણિત બધા એક સરખો આનંદ એને આપે છે. જો કે, અંગ્રેજી સાહિત્યમાં એ નિષ્ણાત ગણાય છે. બીજા વિદ્યાર્થીઓ એની પાસે અંગ્રેજી શીખવા આવે છે, ને એઓ હોંશથી શીખવે છે પણ ખરા. એ ઉમરમાં એમણે શેકસપીયરનાં નાટકો વાંચવા માંડેલાં, ને, એઓ ખૂબ રસથી શેકસપીયર અનેકવાર વાંચી ગયેલા.- એ--ઉપરાંત -વૉલ્ટર સ્કૉટની નવલકથાઓનું આકર્ષણ પણ એમને નાનપણથી જ થયેલું. શાળાજીવનની એમની મુખ્ય ટેવોમાં વાંચન, અને સાંજે ફરવાનું મુખ્ય હતાં. વિદ્યાર્થી તરીકે

બીજા વિદ્યાર્થીઓની જેમ એ ઉડાઉ નહિ પણ ઘણા કરકસર કરનારા. જરૂર હોય એટલો જ ખર્ચો કરે. ન કાંઈ મોજશોખનું પ્રલોભન. નહિ કંઈ શહેરનાં આકર્ષણો. એમના પિતા પાસે પણ એઓ પોતાની ઓછામાં ઓછી જરૂરિયાતથી એક પૈસો પણ વધારે ન મંગાવે. તે વખતે એ ધોતિયું, ખમીસ, કોટ ને ટોપી પહેરતા. એમનાં કપડાં સાદાં હોય પણ તદ્દન સ્વચ્છ હોય. આમ સફાઈ ને સ્વચ્છતા એ એમનો નાનપણથી જ મુદ્રાલેખ હતો.

એમ કરતાં કરતાં ખંતથી, કુશાગ્ર બુદ્ધિથી, જ્વલંત મેધાથી, એઓ સર્વ શિક્ષકોના લાડકા થઈ પડે છે. એકેએક વિદ્યાર્થીમાં એઓ પ્રિય થઈ પડે છે. ત્યાં ચાર વર્ષ કાઢી એઓ મેટ્રીકની પરીક્ષામાં ઘણો ઉંચે નંબરે પસાર થઈ, બેંગલોરની સેન્ટ્રલ હિન્દુ કોલેજમાં જ ઉચ્ચ શિક્ષણ લે છે. કોલેજમાં એઓ પ્રોફેસરના માનીતા થઈ પડે છે. પદાર્થવિજ્ઞાનના અધ્યાપક પ્રો. કુકના ને અંગ્રેજીના અધ્યાપક પ્રો. ટેઈટના એઓ માનનીય વિદ્યાર્થી બને છે. એમાં પ્રો. ટેઈટ ને રાજાજીનો સંબંધ ગુરુ શિષ્યનો મટી બે દીલોજાન મિત્રો જેવો બની જાય છે. એક વાર વાતવાતમાં પ્રો. ટેઈટે રાજાજીને કહ્યું, "રાજગોપાળાચારી! તમારા જેવો બુદ્ધિશાળી વિદ્યાર્થી જો વિલાયતમાં હોય તો નામના કાઢે. તમારે માટે છાત્રવૃત્તિ વગેરેનો બંદોબસ્ત હું કરીશ. તમે વિલાયત જરૂર જાઓ. ત્યાં તમે ઝળકી ઉઠશો." એનો ઉત્તર આપતાં નાનકડો રાજગોપાળાચારી કહે, "સાહેબ! મારે તો મારો હિન્દ જ બહુ છે. વિલાયતમાં શું વધારે છે? મારામાં શક્તિ હશે તો મારા દેશમાં જ હું ઝળકીશ. મને પરદેશનો મોહ નથી."

રાજાજીનો આ ઉમરે પણ આવો દેશપ્રેમ જોઈ ટેઈટને

પ્રથમ તો આશ્ચર્ય ઉદ્દભવ્યું. પરંતુ, પછી રાજાજીનો વાંસો થાબડી એણે કહ્યું, "વાહ ! તારો વતનપ્રેમ હું સમજી શકું છું. એ માટે તને ધન્યવાદ આપવો જોઈએ."

આ પછી એ બંને વચ્ચે ખૂબ મીઠો સંબંધ રહેલો. ૧૯૩૭માં ટેઈટ જ્યારે એના નિવૃત્તસ્થાન સ્કૉટલૅન્ડમાં જાણ્યું, કે એનો નાનકડો મિત્ર રાજાજી મદ્રાસનો વડો પ્રધાન બન્યો છે, ત્યારે એણે એને અભિનંદન પાઠવ્યાં. એમને વિષે રાજાજીએ વડા પ્રધાન બન્યા પછી એકવાર કહેલું, "ટેઈટસાહેબને હું શી રીતે ભૂલી શકું ? એઓ મારા પિતા હતા, એમ કહું તેમાં જરાય અતિશયોક્તિ નથી."

બેંગલોરના વિદ્યાર્થીઓ સમક્ષ બોલતાં રાજાજીએ જણાવ્યું હતું, "મારા કૉલેજના દિવસો એ મારી જીંદગીના સુખીમાં સુખી દિવસો હતા" ને એ બોલતી વખતે એમનું હૃદય લાગણીથી ઉભરાતું હતું.

રાજાજીએ એ રીતે કૉલેજમાં બે વર્ષ ગાળ્યાં. પછી રાજાજીને પોતાને પણ લાગ્યું, અને એમની બુદ્ધિમત્તા જોઈને એમના પિતાના કેટલાક મિત્રોએ એમના પિતાને સલાહ આપી કે એ છોકરાને મદ્રાસ જ ભણવા મોકલો. છોકરો સારી છાત્રવૃત્તિ લાવતો હતો એટલે માતા પિતાને ભારે પડે એવું તો હતું જ નહિ. મદ્રાસમાં પણ એને છાત્રવૃત્તિઓ મળશે કે કેમ તેની રાજગોપાળાચારીએ તપાસ કરાવી ને પરિણામે ત્યાં પણ છાત્રવૃત્તિનો બંદોબસ્ત થઈ શકશે એમ જણાવાયું. રાજાજીની ભલામણ કરવા એમના બેંગલોરના એકેએક પ્રોફેસર રાજી હતા. એમના અંગ્રેજીના પ્રોફેસર તો વારંવાર કહેતા, "મારા હાથ તળે સેંકડો વિદ્યાર્થીઓ ભણી ગયા. પણ, આટલી બુદ્ધિ મેં હજી કોઈનામાં જોઈ નથી."

આ રીતે પિતાએ સંમતિ આપી એટલે છેલ્લા બે વર્ષના ડીગ્રીના અભ્યાસ માટે રાજાજી મદ્રાસની પ્રેસીડન્સી કોલેજમાં જોડાયા. ત્યાં હોસ્ટેલમાં ઉતર્યા. શરૂઆતમાં બધું નવું નવું લાગે. વિદ્યાર્થીઓ નવા, પ્રોફેસરો નવા, પણ વિદ્યાભ્યાસંગી આ યુવકને ઝાઝી મુશ્કેલી નડી નહિ. કારણ એમને તો એકાદ પુસ્તક મળ્યું, એટલે બીજા કશાની જરૂર રહે નહિ. શરૂઆતના થોડા મહિના રાજાજીએ લગભગ એકાંતમાં ગાળ્યા. એવામાં આવી છ માસિક પરીક્ષા. છ માસિક પરીક્ષામાં એઓ પ્રથમ આવ્યા, ત્યારે બધાની દૃષ્ટિ આ છોકરા તરફ ઠરી. ને એક ઝપાટે એઓ કોલેજમાં લોકપ્રિય થઈ ગયા. અત્યાર સુધી એમનાથી દૂર રહેતા પ્રોફેસરો તેમજ વિદ્યાર્થીઓ એમની પ્રત્યે મધપૂડા પ્રત્યે મધમાખીઓ આકર્ષાય એમ આકર્ષાવા લાગ્યા. એમના માર્ક દરેક વિષયના એટલા બધા સારા આવ્યા કે એમને દરેક વિષયના પ્રોફેસરોએ બોલાવી ધન્યવાદ આપ્યા.

આ રીતે ઘણી નાની વયે એટલે અઢારમે વર્ષે તો એમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી. એમણે પરીક્ષા પસાર કર્યા પછી હવે ભવિષ્યમાં શું કરવું એ પ્રશ્ન ઉપસ્થિત થયો. ભવિષ્ય વિષે એમણે તો માર્ગ નક્કી કરી રાખ્યો હતો. એમના પિતા રહ્યા સરકારી નોકર એટલે એમની ઇચ્છા તો એમ હતી કે, રાજગોપાળાચારી સીવીલ સરવીસની પરીક્ષા પસાર કરી હોસુરનો કલેક્ટર બને. એમની મુરાદ એથી વધારે આગળ ન વધે એ સમજી શકાય એવું ને સ્વાભાવિક છે. એમને મન કલેક્ટર એટલે આખા જીલ્લાનો રાજા. એનાથી વધારે ઉંચી પદવી પોતાના પુત્રને મળે એ કામના પણ ગામડાના ચક્રવર્તી આયંગર શી રીતે કલ્પી શકે ? પણ મદ્રાસમાં ને બેંગલોરમાં રહેલા આ બાળકે જોયું હતું કે અત્યારે દેશનું વર્ચસ્વ વકીલોના જ હાથમાં છે. લોકમાન્ય ને ફિરોજશાહ, મોતીલાલજી ને માલવીયાજી, ગાંધીજી ને દેશ-

બંધુ, એ સઘળા વકીલો હતા. એમની કીર્તિ વકીલ તરીકે ફેલાયલી ને વિસ્તરેલી. આ જ કારણથી વકીલાતનું એમને અદમ્ય આકર્ષણ લાગેલું. એ ધંધામાં મહાન નામના મેળવવાની અને એક મહાન વકીલ થવાની એમની મહત્ત્વાકાંક્ષા હતી નહિ. કારણ એવું હોત તો બધી સગવડો છતા, એઓ સહેલાઈથી વિલાયત જઈ બેરીસ્ટર થઈ આવ્યા હોત. પણ મહત્તા મેળવવા માટે વકીલાત એ સોપાન છે, એ એક પ્રગતિની ભૂમિકા છે એટલી એમને માહિતી. આ કારણથી એમને વકીલાતનું આકર્ષણ થયું. ને પોતાને સીવીલીયન કરવા ઇચ્છતા પિતાને પોતાનું દષ્ટિબિંદુ એઓ સહેલાઈથી સમજાવી શક્યા. ને પિતાએ એમને વકીલાતનો અભ્યાસ કરવાની સંમતિ આપી.

પિતાની સંમતિ મળતા એઓ ફરી મદ્રાસ ગયા, ને, ત્યાં સરકારી લૉ કૉલેજમાં દાખલ થયા. બે વર્ષ એમણે ખંતથી અભ્યાસ કર્યો, ને, બંને વર્ષોમાં એમણે અભ્યાસમાં એટલી તીવ્ર બુદ્ધિ દર્શાવી, કે, એમણે અનેક છાત્રવૃત્તિઓ ને ઇનામો મેળવ્યાં. ને, વીસ વર્ષની વયે એઓ વકીલ બન્યા. ને આમ રાજાજીનો અભ્યાસકાળ પૂર્ણ થયો. એમના અભ્યાસજીવનમાં એવા ચિરસ્મરણીય બનાવો બન્યા નથી, કે, નથી એમના જીવનમાં એમના જીવનને પલટાવી નાંખે એવો, એમની દષ્ટિને પરિવર્તિત કરે એવો બનાવ બન્યો. એમનું વિદ્યાર્થીજીવન અત્યંત સરળ, અભ્યાસરત, નિર્દોષ ને ગંભીર હતું. એમાં સામાન્ય વિદ્યાર્થી જેવી આછકલાઈ નહોતી, છીછરાપણું નહોતું, મોજશોખની તીવ્ર ઇચ્છા નહોતી. એમાં હતી માત્ર ભાવના ભક્તિ, હતી માત્ર વિદ્યાર્થીઓમાં હોય છે તેવી જ્ઞાનપિપાસા.

## પ્રકરણ ૪ થું

### વકીલાત

વીશ વર્ષે તો રાજાજી વકીલ બન્યા, ને, એટલી નાની ઉમરે, એમણે સેલમમાં વકીલાતની શરૂઆત કરી. સેલમમાં એઓ નાનામાં નાના વકીલ. તદ્દન છોકરા જેવા લાગે. સેલમની 'પસંદગી પણ અનેક કારણે થયેલી. સેલમ એ જીલ્લાની રાજધાની હતી. ત્યાં વકીલાત સારી જામે એમ હતું. ને એમના પિતા ચક્રવર્તી આયંગરની પ્રતિષ્ઠા સેલમમાં ખૂબ જ હતી. જો કે, રાજાજીનું ધ્યાન તો મદ્રાસ પર જ કેન્દ્રિત થયું હતું. પણ મદ્રાસ જતાં પૂર્વે વકીલ તરીકેની થોડી કીર્તિ સંપાદિત કરવી જોઇએ, ને એ કીર્તિની મૂડી લઈને મદ્રાસ જાય, તો જ મદ્રાસમાં વકીલ તરીકે આગળ આવવાની તક હતી. વળી, એ પણ એમના ધ્યાનમાં હતું, કે મદ્રાસના મોટા વકીલો જીલ્લામાંથી જે અપીલો આવે તેમાંથી જ મોટી રકમો પેદા કરતા. એટલે, આ બધો વિચાર કરતાં, એમણે સેલમને જ પોતાના જીવનસંગ્રામના પ્રથમ રણક્ષેત્ર તરીકે પસંદ કર્યું.

સેલમના જાણીતા લતામાં એમણે ઘર ભાડે રાખ્યું. એમની જોડે એમના પિતા ને બે ભાઇઓ નરસિંહાચારી ને શ્રી નિવાસ આયંગર પણ આવ્યા. એમની માતાનું તો અવસાન થયું હતું. એમણે પોતાની શક્તિ ઉપર જ ભરોસો રાખ્યો. ન તો કોઈ મોટા

વકીલની ખુશામત કરવા માંડી. ન તો, એમણે અસીલોની શોધ કરવા પ્રયત્ન કર્યો. પરંતુ એમના પિતા ચક્રવર્તી આયંગરની પણ પ્રતિષ્ઠા સારી જામેલી. એટલે એમના પિતાનું નામ સાંભળીને જ એમના પરિચિત અસીલો શરૂઆતમાં આવ્યા, ને એમના શરૂઆતમાં બે ત્રણ મુકદ્દમા એઓ એટલી બાહોશ રીતે લડયા કે પછી, એમની સેલમમાં ખ્યાતિ જામી ગઈ. ને, સેલમના જાણીતા ને પ્રતિષ્ઠિત વકીલોએ એમની ઈર્ષા આવે એવી રીતે એમની જોડે સંપર્ક સાધ્યો. એમને લાગ્યું કે પોતાનો કોઈ નવો હરીફ જાગ્યો છે. એમની તેજસ્વિતા જોઈ, બીજા વકીલોને લાગ્યું, કે હવે આપણે વધારે જાગૃત રહેવું પડશે. કેટલાક વયોવૃદ્ધ અને સાચા ગુણ-પારખુ વકીલો હતા. તેમણે તો રાજાજીને આવકાર્યા, ને એમાં જાણીતા વકીલોમાં સી. વિજયરાઘવાચારી હતા. ધીમે ધીમે રાજગોપાળાચારી સરદારની જેમ દિવાની કરતાં ફોજદારી કોર્ટમાં વધારે પંકાયા. એ દાવાઓમાં એમની પ્રતિભા વધારે ઝળકી. દિવાની દાવાઓ એમની પાસે આવતા ખરા, પણ એઓ એમાં બહુ સારી કમાણી થાય એવું હોય તો જ હાથ ધરતા નહિ તો, લેતા જ નહિ. ધીમે ધીમે એમની પ્રતિષ્ઠા એવી જામી કે 'સર્વરોયન હીલ પ્લાન્ટર્સ' જેવી વિખ્યાત કંપનીએ પોતાના મોટા મુકદ્દમા માટે રાજાજીને રોકી લીધા. એ કેસમાં તો રાજાજીએ એમને ફતેહ અપાવી પરંતુ, તે પછી કાયમને માટે પોતાના કાયદાના સલાહકાર તરીકે એ જુવાન વકીલને નીમ્યા. આ મુકદ્દમાથી એમની કીર્તિ ઠેઠ મદ્રાસ સુધી પહોંચી અને સેલમમાં એક અત્યંત બાહોશ વકીલ છે, એની જાણ મદ્રાસના વકીલમંડળમાં થઈ. અત્યારસુધી એ કંપની પોતાના સલાહકાર તરીકે મદ્રાસના જાણીતા વકીલોને રોકતી. ને એના બધા મુકદ્દમા મદ્રાસ હાઈકોર્ટના વકીલ બેરીસ્ટરો જ ચલાવતા. તેને બદલે આ એક જીલ્લાના વકીલને અને તે પણ નવાસવાને નીમાયલો જોઈને,

અને એ નવા વકીલે જે બાહોશીથી અને કાયદાની ઝીણવટથી એ મુકદ્દમો ચલાવ્યો, એથી મદ્રાસના પણ મોટા વકીલોનો ગર્વ ઉતરી ગયો.

રાજાજીની કમાણી હવે વધવા માંડી. કામને પહોંચી વળાતું નહોતું. એટલે એમણે પોતાનું ઘર બદલ્યું ને કોર્ટની તદ્દન પાસે રાખ્યું, કે જવા આવવામાં વધુ સમય બગડે નહિ. હજી માંડ વર્ષેક દિવસ એમની વકીલાતને થયો હશે. એમની ઉમર આ વખતે માત્ર એકવીશ વર્ષની હતી. સેલમમાં એ નાનામાં નાના વકીલ હતા. એક નાના છોકરાની આવી કમાણી જોઈ, ન્યાયાધીશો પણ એમની તરફ માનની દૃષ્ટિથી જોતા. જાણે એમના વાક્પાટવથી અંજાઈ ન જતા હોય તેમ મોટે ભાગે ન્યાયાધીશો રાજાજીની તરફેણમાં જ ચૂકાદો આપતા. બીજું એક વર્ષ થયું. કમાણીનો પાર નથી. હવે જરા એશઆરામ કરી શકે એવી સ્થિતિ આ બાવીશ વર્ષના કિશોર વકીલની થઈ છે. એટલે એઓ ઘોડાગાડી ખરીદે છે. એ એમની સમૃદ્ધિની, બે વર્ષમાં વકીલ તરીકે એમણે મેળવેલી સિદ્ધિની પ્રતીક છે. એ વખતે રાજાજી ઉંચી જાતનું ઝીણું ધોતિયું, આલપાકાનો કોટ, પાઘડી, રેશમી મોજાં, ને ઊંચી જાતનાં બુટ પહેરતા. એટલે એક રીતે કહીએ તો રાજાજી સેલમમાં સારી જેવી જાહોજલાલીમાં રહેતા.

સેલમમાં એમની પાસે એક ખૂબ મોટો કેસ આવ્યો. એ કેસ વરદરાજ નાયકુનો. વરદરાજ નાયકુ એક સાધનસંપન્ન અને સુખી જમીનદાર હતા. એ કેસમાં રાજાજીએ પોતાની બધી શક્તિનો, બુદ્ધિનો ઉપયોગ કર્યો. આ કેસમાં એમને જશ મળે તો, એમની કીર્તિ ખૂબ જામે એવી શકયતા હતી. એ કેસમાં, એમની સામાવાળાની ઉલટપાલટ તપાસ, સામાપક્ષની દલીલોનું સમર્થ રીતે એમણે કરેલું નિરસન, કાયદાની બારીકી, એ બધું, પોતાની સામે ઉભેલા, નાનકડા છોકરામાં જોઈ ન્યાયાધીશ

અર્થ'ઓ પામ્યા. ને આખરે મહિનાઓની સતત મહેનત પછી રાજાજીને એ મુકદ્દમામાં સફળતા પ્રાપ્ત થઈ. ને એમની કીર્તિ ચોમેર પહોંચી.

એક વખતે રાજાજી આ કેસ વખતે કોર્ટમાંથી નીકળી પોતાની ઘોડાગાડીમાં બેઠા. ગાડી હાંકનાર હતો નહિ. પણ જેવા રાજાજી બેઠા, તેવો ઘોડો ભડકયો ને એણે દોટ કાઢી. બીજા બધા લોકોએ શોરબકોર કરી મૂકયો. રાજાજીને ઉતરવા કહ્યું. પણ રાજાજી તો હિંમતવાન પુરુષ હતા. એમને હાય હાય હવે શું થશે એવી ખોટી ચિન્તા નહોતી. જે થવાનું હશે તે થશે, એમ વિચારી ઘોડો કયારે થોભશે એની રાહ જોતા એઓ અંદર બેસી જ રહ્યા. એક દોઢ માઈલ સુધી ભડકેલા ઘોડાએ પૂરપાટ દોડયાં જ કર્યું. તો યે આ જુવાનનું રૂંવાડું યે હાલ્યું નહોતું. આખરે નદીકાંઠે આવી એક પત્થર જોડે ગાડી અથડાઈ. ઘોડો થોભ્યો. ને રાજાજીએ ગાડીમાથી ઉતરી ઘોડાને ચાબડયો. રાજાજીની આ હિંમત જોઈ, ગામના લોકો એમને શાબાશી આપવા લાગ્યા. સાંજે જ્યારે એઓ ઘેર આવ્યા, ત્યારે એમને ત્યાં માણસો તો માય નહિ, એટલી ભીડ હતી આ સમયમાં જ એક બીજો બનાવ બનેલો, જે પણ રાજાજીની હિંમતનો પ્રતીક હતો. એમના અંગૂઠામાં મોટો ફોલ્લો થયો હતો. એ ફોલ્લો ખૂબ મોટો હતો. ને અંગૂઠામાં છેક અંદર સુધી કાપવું ને ખોતરવું પડે એમ હતું. એમનો દાક્તર કહે કે કલોરોફોર્મ આપીને જ એ નસ્તર મૂકી શકાય. પણ રાજાજીને એ વાત ગમી નહિ. એણે કહ્યું, "ના! હું વગર કલોરોફોર્મે નસ્તર મૂકાવીશ. હું જરા પણ અવાજ કરું તો મને કહેજો". આખરે રાજાજી ગમે એટલું કહ્યું તો પણ ન જ માન્યા, ત્યારે ન છૂટકે દાક્તરને

ક્લોરોફોર્મ વગર નરતર મૂકવું પડ્યું. ને એક કલાક સુધી એ પ્રક્રિયા ચાલી ત્યાં સુધી રાજાજીએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ.

રાજાજી હવે લગ્ન કરે એમ એમના પિતાએ ઇચ્છયું. રાજાજીની વકીલ તરીકે નામના ઘણી હતી. પણ એમની આંખો સારી નથી, એટલે, શરૂઆતમાં તો પૈસાવાળા કુટુંબોએ પોતાની કન્યા એમને આપવાની આનાકાની કરી. મામાં જ ન આવે. આટલી નાની ઉંમરમાં ચશ્માં પહેરે તેને પોતાની દીકરી કોણ આપે? પણ આખરે ચીતરના એક વૈષ્ણવ બ્રાહ્મણે પોતાની દીકરી અલમેલુ મંગમ્મલનું માગું કર્યું ને રાજાજીએ એનો સ્વીકાર કર્યો. ને રાજાજીનાં લગ્ન ધામધૂમથી તે વાજતેગાજતે ઈ. સ. ૧૮૯૯ માં થયાં.

રાજાજી હવે માત્ર પોતાની વકીલાત પર જ ધ્યાન આપતા નહોતા. પણ સાથે સાથે એમણે સામાજિક કાર્યમાં પણ મન પરોવ્યું. એમણે સ્થાનિક સુધરાઈના કાર્યમાં રસ લેવા માંડ્યો. ચૂંટણીમાં ભાગ લીધો. એઓ ચૂંટાયા ને સુધરાઈના પ્રમુખ પણ થયા.

રાજાજીની કીર્તિ વધી, પૈસો વધ્યો, એટલે રાજાજીએ સેલમ શહેરમાં પહેલવહેલી એવી ત્રણ હજાર રૂપિયા આપીને એક ફ્રેન્ચ બનાવટની મોટર ખરીદી. સેલમ શહેરમાં પહેલવહેલા મોટર ખરીદનારા એઓ હતા. એ પરથી આ સમયે એમણે કેટલું દ્રવ્ય મેળવ્યું હશે તેનો આછો ખ્યાલ આવશે.

રાજાજી આખો દિવસ ધમાલમાં કાઢતા. પણ સાંજે ક્લબમાં જતા અને મિત્રો જોડે રાજકીય, સમાજિક, સાંસ્કારિક

તેમજ સાહિત્યવિષયક બાબતોની ઉત્સાહભેર ચર્ચા કરતા. એમને તે વખતે વિદેશના રાજકારણમાં ઘણો ઊંડો રસ હતો. એમણે દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાંધીજીએ આદરેલ સત્યાગ્રહ વિષે વાંચ્યું. ને તેમાં એઓ વધારે રસ લેતા ગયા. એમને એ ભાવના ગમી. એ સ્વમાન જાળવવા ગમે તે સહન કરવાની તૈયારી ગમી. ને એ રાજકીય શસ્ત્ર ને ગાંધીજીની રીતિ એમને એટલાં બધાં ગમ્યાં કે એમણે સેલમમાંથી સારી જેવી રકમ ઉઘરાવી ને જેને પોતે કોઈ દિવસ જોયા નહોતા, છતાં જેની કાર્યરીતિથી પોતે અંજાયા હતા, એવા ગાંધીજીને એ રકમ સત્યાગ્રહમાં મદદ તરીકે મોકલી.

રાજાજીને હવે સેલમનું ક્ષેત્ર નાનકડું લાગવા માંડ્યું. એમની મહત્વકાંક્ષાઓ, એમની મુરાદો સેલમમાં પૂરી પડે એમ નહોતું. વળી, મદ્રાસ સુધી એમની કીર્તિ એટલી પહોંચી ગયેલી કે, મદ્રાસથી એમને અસીલો વકીલ તરીકે રોકતા. ને, તેથી એમને વારંવાર મદ્રાસ જવું પડતું. આમ વારંવાર મદ્રાસ જાવઆવ કરવું પડે તેના કરતાં કાયમને માટે જ મદ્રાસમાં સ્થાયી થઈ વકીલાત જમાવવી એવો એમણે નિર્ણય કર્યો. ને પોતાના પિતા તથા પત્નીને જણાવ્યો. રાજાજીની પ્રગતિ સદૈવ ઇચ્છતા એ બંને જણે એમને પૂરી સંમતિ આપી. રાજાજીએ સેલમનું ઘર પણ રાખ્યું ને પોતાની પત્ની તથા છોકરાંઓને સેલમમાં રાખ્યાં. ને એમણે મદ્રાસમાં ઘર રાખી વકીલાત શરૂ કરી. મદ્રાસ એઓ વારંવાર આવતા હોવાથી મદ્રાસથી એઓ સુપરિચિત તો હતા જ. અને મદ્રાસમાં એમની કીર્તિ પણ પ્રસરેલી એટલે એમને મદ્રાસમાં પ્રેક્ટીસ જમાવતાં વાર લાગી નહી. ને મદ્રાસમાં પણ એમણે એક

રીતે કહીએ તો ટંકશાળ પાડવા માંડી. અહીં એમને એવા મોટા મોટા મુકદ્દમાઓ મળવા માંડયા કે જેથી એમની કીર્તિ મદ્રાસની બહાર પણ જામવા માંડી. ને એમની કાયદાની શક્તિનો પરિચય અન્ય પ્રાંતોને પણ થવા માંડયો.

# પ્રકરણ ૫ મું

## સુધરાઈમાં

આપણા લગભગ બધા મહાન નેતાઓએ દેશસેવાના કાર્યનો આરંભ સુધરાઈ દ્વારા કર્યો છે, સુધરાઈ એ એમને મન પોતાની કાર્યશક્તિની કસોટીનું સ્થાન છે. ત્યાં એમની ભાવના ઘડાય છે. ત્યાં આદર્શ વાસ્તવિકતાની સાથે સંપર્કમાં અવાય છે, ને, ત્યાં જ, એઓ પોતાના આદર્શને વળગી રહેવા માટે કેટલે અંશે તૈયાર છે, તેનું માપ નીકળે છે. સરદારે અમદાવાદની સુધરાઈમાં સરકાર સામે પ્રચંડ મોરચો માંડ્યો, ને સુધરાઈના પ્રમુખ બની હરિજન ઉદ્ધાર, શહેર સફાઈ વગેરેનાં કાર્યો કર્યાં. ને ત્યારબાદ એઓ રાજકારણના ઊંડા પાણીમાં ઉતર્યાં જવાહરલાલજી પણ અલ્હાબાદ સુધરાઈના પ્રમુખસ્થાનેથી પોતાની શક્તિનો પરચો દેખાડતા હતા. આજ રીતે એલ્લમમાં એમની વકીલાત સારી પેઠે જામી, એમની પ્રતિષ્ઠા સારી પેઠે બંધાઈ એટલે રાજાજી જેવો માણસ માત્ર વકીલાત કરીને બેસી રહે એવો નહોતો. એના આત્માને મોકળાશ જોઈતી હતી. એમને કાર્યક્ષેત્રનો વિસ્તાર જોઈતો હતો. એમની અંતરતમ ઇચ્છાઓને અમલમાં મૂકવા માટે કંઈક અવલંબન જોઈતું હતું. એટલે એઓ સેલમની સુધરાઈની ચૂંટણીમાં ઉભા રહ્યા. એમની પ્રતિષ્ઠાને લીધે, એમની પ્રતિભાને લીધે, એમનામાં નવું લોહી ઉછળતું જોવાને લીધે, એમને ઘણા

સારા પ્રમાણમાં મતો મળ્યા. અને એમની સામે પ્રતિષ્ઠિત અને જૂના સુધરાઈના સભ્યો હોવા છતાં, એમને ચૂંટણીજંગમાં મહાન ફતેહ મળી. આટલું જ નહિ, પરંતુ, જ્યારે પ્રમુખની ચૂંટણીની વેળા આવી, ત્યારે પણ, એમને બધાએ પ્રમુખ તરીકે ચૂંટ્યા. સેલમના તે સમય સુધી ચૂંટાયલા પ્રમુખોમાં એમની ઉંમર નાનામાં નાની હતી. ઘણાને લાગતું કે સુધરાઈના પ્રમુખની આવી મોટી જવાબદારી આ નાનો શો બાળક શી રીતે ઉપાડવાનો છે? પણ બધાને એમ પણ ખરું કે આ નવાને તક આપો તો ખરા? જો એનાથી કાર્ય નહિ થઈ શકે તો બીજાને પાછો ક્યાં નથી ચૂંટી શકાતો. એટલું જ નહિ પણ તે વખતે જે સુધરાઈના પીઢ કાર્યકર્તાઓ હતા, તેમણે સર્વેએ આ નવજુવાનને સહકાર આપવાનું વચન આપ્યું અને એ રીતે રાજાજીએ એક નવી જ દિશામાં પ્રયાણ કર્યું.

રાજાજી કાર્યદક્ષ ઘણા. એઓ પ્રમુખ તરીકે ચૂંટાયા કે તુરત જ રોજ સવારના આઠ વાગે સુધરાઈમા હાજર થઈ જતા. જાણે પગારદાર નોકર ન હોય એટલા નિયમિત રીતે એઓ હાજર થઈ જતા. આનું પડેલું પરિણામ એ આવ્યું કે એમના હાથ-નીચેના બધા માણસોમા સ્ફૂર્તિ ને તેજી આવી ને કામમાં નિયમિતતા આવી. એક જાતની વ્યવસ્થા આવી.

રાજાજીના વિચારો ક્રાન્તિવાદી હતા. એઓ અસ્પૃશ્યતામાં માનતા તો નહોતા જ. પરંતુ, એમણે પોતાના ક્રાન્તિવાદી વિચારોને અમલમાં મૂકવાની આ સુવર્ણતક ઝડપી મદ્રાસ એટલે અસ્પૃશ્યતાનો અખાડો. અસ્પૃશ્યતા એના ભયાનકમાં ભયાનક સ્વરૂપમાં જોઈએ તો આપણને ત્યાં મળે. રાજાજીના પિતા એ ચુસ્ત વૈષ્ણવ. એઓ જો શુદ્રનો પડછાયો પડે તો તરત નાઈ લેનારા. આમ

છતાં એઓ પરમતસહિષ્ણુ હતા. રાજાજીના વિચારો જાણતા હોવા છતાં, પોતાના વિચારો પુત્ર પર લાદવાની ભૂલ એમણે કરી નહિ. એમણે જોયું કે પોતાના જેમ સ્વતંત્ર વિચારો છે, તેમ પુત્રના પણ સ્વતંત્ર વિચારો હોઈ શકે.

રાજાજીના સમયમાં, પાણીના નળની ચાકી પર દેખરેખ રાખનાર, ચાકીઓ મુકરર વખતે બંધ કરનાર ને ઉઘાડનાર માણસો હતા તેમાં બે પરીઆ (અસ્પૃશ્યો) હતા. આ માણસો વારંવાર બદલાયાં કરતા. રાજાજીના સમયમાં, પેલા બે હરિજનોનો વારો અગ્રહારમ રોડ નામના બ્રાહ્મણલતામાં ચાકી બંધ કરવાનો ને ઉઘાડવાનો આવ્યો. આ વાતની બ્રાહ્મણોને જાણ થઈ. એટલે તો પછી બ્રાહ્મણોએ વિરોધસભા ભરી. ને તેમાં જાહેર કર્યું, કે પ્રમુખ ગમે તેટલા સુધારક વિચારના હોય તો પણ એમને પોતાના વિચારો બીજાઓ પર લાદવાનો બિલકુલ અધિકાર નથી. એમનું વર્તન ગેરકાયદે છે. બ્રાહ્મણોએ રાજાજીની વિરુદ્ધમાં ઉગ્ર બાષણો કર્યાં. રાજાજીએ જાણી જોઈને જ બ્રાહ્મણોને ભ્રષ્ટ કરવાને તથા પરેશાન કરવાને જ હરિજનોને ત્યાં મૂકયા છે એમ કહેવાયું. એ ધારત તો બ્રાહ્મણેતર લતામાં એમને મૂકી શકત વગેરે વાક્‌ધારાઓ પૂરપાટ છૂટી.

આ લતામાં રાજાજીના સાથીદારો ને મિત્રો પણ હતા. એમને રાજાજી માટે ખુબ માન, પ્રેમ, ને લાગણી હતાં. તેઓ એમની પાસે વારા ફરતી આવવા લાગ્યા. એક આવીને કહે, "મારી દાદીમા કહે છે, કે હું પાણીને અડવાની નથી. પાણી પીધા વગર મારો દેહ પાડીશ. મને બચાવો. ડોસી મરવા પડી છે".

બીજો આવીને કહે, "મારી કાકી બે દિવસથી નાહી નથી.

બ્રાહ્મણનો અવતાર. નહિ નહાય તો કેમ ચાલશે. બધું પાપ તમારે માથે."

ત્રીજો આવીને એથી પણ વધારે દુઃખદ સમાચાર લાવ્યો. એ કહે, "મારી માએ તો એ દિવસ થયાં અન્નનો દાણો પણ મોઢામાં મૂક્યો નથી. એ તો કહે છે કે હું ઉપવાસ કરીને મરી જઈશ. પણ આવા ભ્રષ્ટાચારમાં રહેવાની નથી."

ચોથો આવીને કહે, "અમે તમને આટલા માટે પ્રમુખ ચૂંટ્યા છે? શું અમારો ધર્મ તમારે ડુબાડવો છે? તમે ભોઈએ તો અસ્પૃશ્યોને અપનાવોને પણ અમને શા માટે હેરાન કરો છો? અમને ધર્મ પાળવાનો પણ અધિકાર નહિ?"

રાજાજી શાંત પણ મક્કમ હતા. એઓ કહે કે "ધર્મ તમે પાળો, પણ મ્યુનિસિપાલિટી પાસે ધર્મ શા માટે પળાવો છો? સુધરાઈને તમે શા માટે બ્રાહ્મણ બનાવો છો? સુધરાઈ બ્રાહ્મણ શુદ્રનો ભેદ રાખી શકે નહિ. એ લોકો હરિજનો છે તેથી મારે એમના વાંક વિના કાઢી મૂકવા? મારે તમારા જુલમના સાધન બનવું? આજે તમે ફરિયાદ કરો છો. કાલે હું એમને બીજા લતામાં મૂકું એટલે ત્યાંના માણસો ફરિયાદ લઈને આવશે તો મારે શું કરવું? એમને કાઢ કાઢ કર્યા કરવા? એટલે તમારે એમની હાજરી સહન કર્યે જ છૂટકો છે. સુધરાઈ બ્રાહ્મણની નથી. બધાની છે. તમારે ફાવે તે કરી લો."

રાજાજીની દલીલ સામે એ લોકોને કંઈ કહેવા જેવું હતું નહિ. એમની સામે ઠપકાની દરખાસ્ત લાવવાની કોઈની હિંમત ચાલી નહિ. કોઈએ એમ ન કહ્યું કે તમે હરિજનોને કાઢી મૂકો. બધા સમસમીને બેસી રહ્યા. સારું હતું કે તે વખતે ગાંધીજીનો સત્યા-

મહનો સિદ્ધાંત પ્રસર્યો નહોતો. નહિ તો રાજાજીને ભારે પડત. એ લોકોએ જો રાજાજી સામે મોરચા માંડયા હોત, જો એમણે એમના ઘર આગળ અનશન આદર્યું હોત, તો રાજાજીની સ્થિતિ ઘણી કફોડી બની જાત. જો કે, ગમે એમ થાત, તો પણ રાજાજી મક્કમ જ રહેત. ને બ્રાહ્મણોને નમતું આપત નહિ. જો વધારે થાત, તો એઓ રાજીનામું આપત.

આમ રાજાજી આટલી નાની વયમાં કેટલા દૃઢ અને મક્કમ હતા, તે આના પરથી સમજાશે. એક રૂઢિચુસ્ત વૈષ્ણવ બ્રાહ્મણનો દીકરો, આમ ગાંધીજી હિંદમાં આવ્યા તે પૂર્વે, હરિજનોની હિમાયત કરે, ને તેમને માટે લડે તે પગલું તે સમયે મોટું ક્રાન્તિકારી ગણાય. આમ રાજાજીની સ્વતંત્ર વિચારસરણી, ધ્યેયલક્ષીતા, અડગતા, સત્યપ્રિયતા, એ બધાં લક્ષણો જે એમની પછીની જીંદગીમાં વિકસેલા તે શરૂઆતથી જ દૃષ્ટિએ પડે છે આમ રાજાજીએ સુધરાઈ પ્રમુખ તરીકે મહાન સુધારો કર્યો. સુધરાઈને સાચા અર્થમાં સાર્વજનિક બનાવી.

રાજાજી આટલેથી જ અટક્યા નહિ. એમની પાસે તો અછૂતો-દ્ધારનું ધ્યેય હતુ. એટલે એમણે અછૂત વિદ્યાર્થીઓને છાત્રવૃત્તિઓ આપવાનું નક્કી કર્યું. પણ છાત્રવૃત્તિ આપે તેથી શું થયું ? એ વિદ્યાર્થીઓને શાળામાં દાખલ કોણ કરે ? શાળામાં હરિજન દાખલ થાય ? પણ રાજાજી મક્કમ હતા. એમણે શાળાઓના વડાશિક્ષકોને બતાવ્યું કે જો અછૂત વિદ્યાર્થીઓને તેઓ દાખલ નહિ કરે તો એ સરકારી ગુન્હો ગણાશે. અને તેમની પર કાયદેસર કામ ચલાવવામાં આવશે. શિક્ષકો મૂંઝાયા. કારણ રાજાજીનો મુદ્દો સાચો હતો. સરકારી શાળા બધાને માટે ખુલ્લી હોવી જોઇએ. આખરે શિક્ષકોનું કંઈ ચાલ્યું નહિ ને એ હરિજન વિદ્યાર્થીઓને દાખલ કરવા પડયા.

રાજાજી બે વર્ષ સુધી સુધરાઈના પ્રમુખ રહ્યા. એ બે વર્ષ દરમિયાન એમણે સેલમ શહેરની શકલ બદલી નાખી. સારા રસ્તા થયા. નળની બરાબર વ્યવસ્થા થઈ. રસ્તા પરની રોશની સારી થઈ. ને હરિજનો માટે સારાં રહેઠાણની વ્યવસ્થા થઈ. ને એમ શહેરનો સર્વાંગી વિકાસ એમના અમલ દરમિયાન થયો. એમની તે વખતની કારકિર્દીથી તે વખતના સેલમના કલેકટર મિ. લી એટલા બધા ખુશ થઈ ગયા હતા કે એમણે બીજી બધી સુધરાઈઓને સેલમની સુધરાઈને પગલે પગલે ચાલવાનો અનુરોધ કર્યો હતો. આજે પણ એમણે સુધરાઈની બજાવેલી અનેકવિધ સેવાઓના પ્રતીક તરીકે એમની છબિ સેલમના કાઉન્સિલ હૉલમાં દૃષ્ટિએ પડે છે.

રાજાજીના અસુધારક પગલાથી બ્રાહ્મણ જાતિનો વિરોધ એમની પર ભભૂકી ઊઠ્યો. એમણે એમનો બહિષ્કાર કર્યો. એમને ન્યાત બહાર મૂકયા. એમને ત્યાં કોઈએ કોઈપણ ક્રિયા પ્રસંગે ન જવાનો નિર્ણય કર્યો. રાજાજીને એ બ્રાહ્મણોએ અસ્પૃશ્ય બનાવી મૂકયા. એમની જોડે ન કોઈ બ્રાહ્મણ બોલે, ન કોઈ એમની જોડે કંઈ સંપર્ક રાખે. એમને ત્યાં ધાર્મિક ક્રિયા કરાવવા કોઈ ન આવે. પણ આ નાનકડો ગોદ્ધો એમ ડગે એવો નહોતો એને બધા કરતાં પોતાના સિદ્ધાંતો વધારે વહાલા હતા. એથી એમણે ધાર્મિક ક્રિયાને માટે જે મંત્રો વગેરે આવડવા જોઈએ તે મોઢે કરી લીધા ને, ધાર્મિક ક્રિયામાં વિના બ્રાહ્મણે, પણ બધું ધર્મના નિયમોને અનુસાર એમણે કર્યું. પરિણામે બ્રાહ્મણો વધુ ચીડાયા. પણ કુતરાઓ ભસે તેની હાથીને શી પરવા હોય ? એ લોકો ચીડાતા ગયા. ને રાજાજી પોતાનું કાર્ય કરતા રહ્યા. બ્રાહ્મણોનો બહિષ્કાર બે વર્ષ ચાલ્યો. પણ જ્યારે એમણે જોયું કે આ તો અડગ છે, ત્યારે એમણે બહિષ્કાર પાછો ખેંચી લીધો. ને એ રીતે રાજાજીને બીજો વિજય મળ્યો.

આમ રાજાજીએ સુધરાઈ દ્વારા પોતાના વિજય પ્રૈયાણોનો પ્રારંભ કર્યો. સાથે સાથે જીંદગીની શરૂઆતથી જ એમને મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો, મુશીબતોને પાર કરવી પડી. બ્રાહ્મણોની સામે એકલા ઝઝૂમવું પડ્યું, પણ એથી રાજાજીમા અડગ આત્મશ્રદ્ધા આવી, પોતાના બળની કસોટી કરવાની વૃત્તિ આવી ને જીવનના રણમા ઝઝૂમવાની અખૂટ હિંમત આવી

# પ્રકરણ ૬ ઠું

## મહાસભામાં

હિન્દી રાષ્ટ્રીય મહાસભાના જે કેટલાક ઘડવૈયાઓ છે તેમાં રાજાજીનું સ્થાન અત્યંત મહત્વનું છે. એમણે મહાસભામાં રહીને જે જે વિટંબણાઓ, અપમાનો, તિરસ્કારો, સહન કર્યાં છે, તેટલાં ભાગ્યે જ બીજા કોઇએ સહન કર્યાં હશે. આમ છતાં અનેક મતભેદો હોવા છતાં, અનેક વેળા પોતાનો રાહ જુદો છે, એમ જોઈ, પોતે નિવૃત્ત થયા હોવા છતાં, મહાસભા માટેની એમની ભક્તિ અવિચળ રહી છે. મહાસભામાંથી એઓ નિવૃત્ત થયા હોવા છતાં, મહાસભા માટેનો એમનો પ્રેમ, એમની ભક્તિ, એમની કુમળી લાગણી તો એવી ને એવી અખંડ રહી છે. કોંગ્રેસ પ્રત્યેની એમની વફાદારી અને શ્રદ્ધા અચળ રહી છે, એટલે જ મહાસભાએ એમને પોતાનામાં નિઃસંકોચ સમાવી લીધા છે.

મદ્રાસમાં રાજાજીએ પોતાની વકીલાત જમાવી તે અરસામાં, એમના ખાસ મિત્ર 'હિંદુ' પત્રના અધિપતિ શ્રી. કસ્તુરી આયંગર હતા. રાજાજી વારંવાર ત્યાં જતા, ને રાજકીય બાબતોની ચર્ચા કરતા. એક વાર મિત્રને મળવા ગયા, ત્યાં દક્ષિણ આફ્રિકામાં જેમણે પોતાની નવી યુદ્ધ નીતિથી વિજય મેળવેલો તે, જેમને વિષે રાજાજીએ ખૂબ સાંભળ્યું હતું, ને જેમની ચકિતથાઓતાનો પોતે તારીફ કરતા

સત્તાઓ મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાઓથી અમે તેટલો વિરોધ કરવા છતાં, હિન્દીઓના હાથમાં કોઈ સત્તા નહોતી. એટલે, સાચું કાર્ય ધારાસભામાં નહિ પણ આમજનતામાં કરવાનું છે. એ લોકોની તૈયારી હોવી જોઇએ. પ્રથમ પક્ષ 'ફેરવાદી' કહેવાયો જ્યારે બીજો પક્ષ 'નાફેરવાદી' તરીકે જાહેર થયો. ગયામાં બન્ને પક્ષો વચ્ચે જબરું વાગ્યુદ્ધ ચાલે છે. રાજાજીની તર્કશકિત એ સમયે પૂરેપૂરી ખીલી ઊઠે છે. એને કશાની પરવા નથી. છે માત્ર સ્વરાજ્યને જલદી લાવવાની. રાજાજીની તેજસ્વિતા હિન્દમશહૂર બને છે. એ કાળમાં, ગયા કોંગ્રેસ એ રાજાજીના જીવનમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. રાજાજીની રાજકીય નીતિ, પણ એ જ મહાસભા નક્કી કરે છે. સામે પક્ષે ઉત્તર હિન્દના બે મહારથીઓ છે: દેશબન્ધુ દાસ અને પંડિત મોતીલાલજી. સરસ દલીલબાજી ચાલે છે. કોંગ્રેસવાદીઓને ખૂબ મૂંઝવી નાંખે એવી પરિસ્થિતિ છે. રાજાજી બોલે છે ત્યારે લાગે છે કે ગાંધીજીનો અસહકારનો રસ્તો જ સાચો છે. જાણે લાગે છે કે ધારાસભા દ્વારા સરકારને શિકસ્ત આપવાની વાતો એ બધાં ફાંફાં છે. બીજી બાજુ, દાસ ને મોતીલાલની વાણી સાંભળે છે ત્યારે લાગે છે કે ના, ધારાસભામાં પણ જવાની જરૂર છે. ધારાસભામાં સરકારના પાયા ઢીલા કરી શકાશે. રચનાત્મક કાર્યને સહાયભૂત એવું કાર્ય ધારાસભાનું છે. પરિસ્થિતિ તંગ બની જાય છે.

પણ આખરે મોતીલાલજી અને દાસ વાળો પક્ષ જીતે છે. અને ગયા કોંગ્રેસમાં ધારાસભા પ્રવેશનો નિર્ણય લેવાય છે. રાજાજી તો રચનાત્મક કાર્યક્રમમાં જ માનતા હતા. ધારાસભાનો કાર્યક્રમ અપનાવવો એ એમને માટે શકય નહોતું. એઓ કોંગ્રેસમાં શી રીતે રહી શકે. એમને લાગ્યું કે કોંગ્રેસના ક્રિયાશીલ

સભ્ય તરીકે નિવૃત્ત થઈ, રચનાત્મક કાર્યક્રમમાં લાગી જવું. રાજાજી મૂંઝવણમાં હતા. એવામાં બાપુજી છૂટયા, એટલે એમણે બાપુજીની સલાહ લીધી. રાજાજીએ પોતાના વિચારો ગાંધીજીને જણાવ્યા. ગાંધીજીની સંમતિ મળી, એટલે એઓ મદ્રાસથી નિવૃત્ત થયા.

ગાંધીજીએ અને રાજાજીએ ખાદી પ્રચારને વેગ મળે તેમજ કાંતવાની પ્રવૃત્તિમાં જનતા ઉત્સાહ લેતી થાય તથા ગરીબોને રોજી મળે એ હેતુથી અખિલ ભારત ચરખા સંઘની સ્થાપના કરી. રાજાજી સેલમ ગયા. ત્યાં પુદુપલાયમ નામના ગામ પાસે એમણે આશ્રમ સ્થાપી ગાંધીજીએ દર્શાવેલાં રચનાત્મક કાર્યક્રમની શરૂઆત કરી. રાજાજીનો હેતુ એ હતો કે અહીંઆથી ગામડાઓમાં ગાંધીજીના સિદ્ધાંતોનો પ્રચાર બહુ સહેલાઈથી થઈ શકે. રાજાજીની લોકપ્રિયતા આ સમયમાં ખૂબ જામેલી. રાજાજીએ હિંદના રાજકારણમાં પોતાનું સ્થાન મેળવી લીધેલું. એથી, રાજાજીને પુદુપુલાયમના જમીનદારે આશ્રમ બાંધવા માટે પોતાની મોટી જમીન આપી એટલું જ નહિ પણ આશ્રમનાં ઝૂંપડાં બાંધવા માટે પણ વ્યવસ્થા કરી આપી. તદ્દન એકાંતમાં આશ્રમ હતો આસપાસ ગ્રામવિસ્તાર જ હતો. એટલે ગ્રામજનતા જોડે નિકટનો સંપર્ક સાધી શકાય એવી સગવડ હતી રાજાજીએ ત્યાં કેટલાક સાથીઓને લઈને કાંતણવર્ગો શરૂ કર્યા. રેંટીયાનો પ્રચાર કર્યો. એમણે ગામડાના ગરીબ લોકોને બોલાવી તેમને કાંતતા કર્યા. ને એ રીતે એમને થોડી રોજી મળે એવી વ્યવસ્થા કરી. ને એ રીતે એમણે ગામડે ગામડે રેંટીઓ ફરતો કર્યો. રાજાજી આસપાસના ગામડામાં સતત પ્રવાસ કરતા. ગ્રામજનોનાં દુઃખો પ્રત્યક્ષ જોતા. તેમને આશ્વાસન આપતા અને શક્ય હોય તે દુઃખ દૂર કરવા પ્રયત્ન કરતા. રાજાજી ગ્રામસુધારણાનું કાર્ય પણ સાથોસાથ જ કરવા લાગ્યા. એઓ ગામડામાં જઈ ત્યાંનો

રસ્તો સાફ કરતા અને ચોકખા રહેવા તથા સ્વચ્છતા રાખવા ગામડાના લોકોને પ્રેરતા. એઓ ગાંધીજીની જેમ ફક્ત ઉપદેશ જ નહોતા કરતા પણ સાથે સાથે પોતે કાર્ય કરી બતાવતા, કે જેથી એમનું જોઈને ગ્રામજનતા શીખે. આ સમયે એમણે મદ્યનિષેધનો કાર્યક્રમ પણ ઉપાડ્યો. એમણે તામીલમાં દારૂના વ્યસનના ગેરફાયદા વિષે પુસ્તિકાઓ લખી ગામડે ગામડે વહેંચી. ગામડાના લોકોને સહેજમાં સમજાય એમ એમનો ઉપદેશ આપણા પુરાણીઓની જેમ વાર્તામાં ગૂંથી લેવાતો. આથી વાંચનારને એમજ લાગે કે પોતે વાર્તા વાંચે છે. પણ એની અસર એવી ઉપજે કે વાંચનારો દારૂ પીતો બંધ થઈ જાય. પોતાના-વિચારો અને ગાંધીજીના સિદ્ધાંતો દરેકના હૃદયસુધી પહોંચે તે માટે એમણે 'વિમોચનમ્' નામનું તામીલ સાપ્તાહિક શરૂ કર્યું. એનો મુખ્ય ઉદ્દેશ તો તાડીના વ્યસનમાંથી સૌને છોડાવવાનો હતો એની ભાષા ગાંધીજીના જેવી જ સાદી ને અભણમાં અભણ માણસને સમજાય એવી સરળ હતી. રાજાજી મદ્યનિષેધ વિષે ભાષણો કરતા ત્યારે પણ દૃષ્ટાંતો આપીને ને વાર્તા કહીને જ લોકો સમક્ષ એ વ્યસનનું બૂરાપણું પ્રત્યક્ષ કરતા. આ કારણે ઉપદેશ કરનાર પ્રત્યે જે કડવાશ જન્મે તે રાજાજી પ્રત્યે જન્મતી નહિ. પણ ઊલટા રાજાજી વાર્તા કહેતા હોવાને લીધે ગ્રામજનતાને વધારે ને વધારે ગમવા લાગ્યા. એમના આશ્રમમાં ખાદી, મદ્યનિષેધ વગેરે કાર્ય ઉપરાંત, એક દવાખાનું પણ એમણે રાખેલું. ને તેમાં વિના મૂલ્યે જનતાને કશાય ભેદભાવ વિના એઓ તબીબી મદદ આપતા. રોજના ઓછામાં ઓછા પચાસ દર્દીઓ એનો લાભ લેતા. મોટી માંદગીવાળા દર્દીઓ રહી શકે એટલા માટે ત્યાં એમણે ડઝનેક ખાટલાઓ પણ રાખ્યા હતા. રાજાજીએ અસ્પૃશ્યતા-નિવારણનું કાર્ય પણ એ સ્થળેથી શરૂ કર્યું. સુધરાઈના પ્રમુખ તરીકે એઓ આ સુધારા માટે જાણીતા થયેલા. એટલે એમાં કંઈ વિસ્મય જેવું નહોતું. અને મોટે ભાગે ગ્રામજનતા અભણ હોવાથી

અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય બહુ સરળ થઈ પડયું. આ ઉપરાંત મફત કેળવણી આપવાનું કાર્ય પણ આશ્રમે ઉપાડયુ અને છ શાળાઓ શરૂ કરી. આમ રાજાજીની કાર્યશક્તિ કેટલી પ્રબળ હતી, કેવી વૈવિધ્યશાળી હતી, ને દરેક ક્ષેત્રમાં કેટલી મૂલગામી હતી તે આશ્રમની પ્રવૃત્તિની ઉપર દર્શાવેલી રૂપરેખા પરથી સમજાશે. રાજાજી રચનાત્મક પ્રવૃત્તિમાં કેટલા ઉંડા ઉતર્યા હતા, કેટલા રત હતા તે આનાથી સમજાશે.

રાજાજી આટઆટલી પ્રવૃત્તિમાં રોકાયલા હોવા છતાં કોંગ્રેસવાદીઓ ને શહેરીજનતા એમને લેશમાત્ર પણ વિસરી નહોતી. શહેરની જનતાએ એમને તામીલનાડ પ્રાંતીય કોંગ્રેસ સમિતિના પ્રમુખ ચૂંટયા ને કોંગ્રેસની કારોબારી સમિતિના સભ્ય તરીકે પણ ૧૯૨૫માં એમની પસંદગી થઈ. આમ થોડા જ સમયમાં કોંગ્રેસની એક ઉંચી સંસ્થા સુધી એઓ પહોંચી ગયા. ને ત્યારથી એઓ કારોબારીના સભ્ય બન્યા તે ૧૯૪૧ સુધી, એટલે સોળ વર્ષ સુધી કોંગ્રેસની એ ઊંચામાં ઊંચી સમિતિમાં એઓ એક મહત્વના સભ્ય તરીકે રહ્યા.

રાજાજી રચનાત્મક કાર્યમાં રત હોવા છતાં કોંગ્રેસના બધાં અધિવેશનોમાં, કારોબારીની સઘળી સભાઓમાં, અખિલ ભારત કોંગ્રેસ સમિતિની સઘળી બેઠકોમાં એઓ. નિયમિત હાજરી આપતા એટલું જ નહિ પણ, એની ચર્ચામાં સક્રિય ભાગ લેતા. કોંગ્રેસના દરેક પ્રસ્તાવને એઓ બરાબર ઝીણવટથી તપાસતા. એમને યોગ્ય લાગે તો એનો સ્વીકાર કરતા, એમને એમાં કંઈ દોષ જણાય તો સ્પષ્ટતઃ એઓ પોતાની દલીલો ગંભીરતાથી, જરા જેટલા પણ ઉશ્કેરાટ વિના જણાવતા એમનું ભાષણ એટલે તર્કબદ્ધ. એમની સામે દલીલો કરવી ભારે પડે એવી સંગીન. છતાંય જો ઠરાવ પસાર થાય તો એનું એઓ અક્ષરશઃ પાલન કરતા. પણ એ ઠરાવની પુનર્વિચારણા થાય તે માટે યોગ્ય તક ખોળતા, ને

તક મળે ત્યારે જ એમની દલીલો જોરશોરથી રજૂ કરતા

૧૯૨૯ની ૩૧ મી ડિસેંબરે કોંગ્રેસે સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા કરી. અને પોતાના ધ્યેયની સિદ્ધિ અર્થે, બ્રિટીશ સામ્રાજ્ય સામે ક્રાન્તિનો મોરચો માંડવાનું કામ ગાંધીજીને સોંપાયું. ગાંધીજીએ મીઠા-વેરાના ભંગથી સત્યાગ્રહનો આરંભ કર્યો. દક્ષિણ હિન્દના સત્યાગ્રહની સઘળી જવાબદારી રાજાજીને શિરે આવી પડી. રાજાજીએ જોરશોરથી ગામડે ગામડે, જીલ્લે જીલ્લે જઈ સત્યાગ્રહની ઘોષણા કરી. ને મદ્રાસમાં સત્યાગ્રહનો આરંભ કર્યો. રાજાજી ગિરફતાર થયા, છૂટયા ને વળી પાછા ગિરફતાર થયા.

જેલમાંથી છૂટયા ને ગાંધી અરવીન મંત્રણા ચાલી. એ મંત્રણામાં રાજાજીએ અત્યંત મહત્વનો ભાગ ભજવ્યો. એ બદલ એમને વારંવાર મદ્રાસના ગવર્નરને મળવું પડેલું. અને દક્ષિણ હિંદના પ્રશ્નનો ઉકેલ કરવો પડેલો. ત્યારબાદ વળી પાછો સત્યાગ્રહ શરૂ થયો ને રાજાજી વળી પાછા ગિરફતાર થયા. એવામાં ગાંધીજીએ જેલમાંથી બ્રિટીશ વડા પ્રધાન મિ. રામ્સે મેકડોનેલ્ડે આપેલા કોમી ચૂકાદાની સામે અનશનવ્રત શરૂ કર્યું. રાજાજી તે વખતે છૂટા હતા. એઓ સીધા પૂના દોડયા. ત્યાં આંબેડકર, રાજેન્દ્રબાબુ વગેરે જોડે મંત્રણામાં એમણે ઘણો અગત્યનો ભાગ લીધો. અને એમની મહેનતને પરિણામે 'પૂના કરાર' થયા. ગાંધીજીએ અસ્પૃશ્યતા નિવારણની ચળવળ જેલમાંથી ઉપાડી એટલે આ ગાંધીભક્તે તુરત જ બધી પ્રવૃત્તિઓ છોડી હરિજન પ્રવૃત્તિની પાછળ બધી શક્તિ કેન્દ્રિત કરી. હરિજન સેવાની પ્રવૃત્તિ એમણે જોરશોરથી ઉપાડી એટલું જ નહિ પણ આ રાજકીય – સામાજિક–ધાર્મિક પ્રવૃત્તિને વેગ આપવા રાજેન્દ્રબાબુને પોતાની સાથે લીધા. અને હરિજન સેવા અર્થે, અસ્પૃશ્યતા નિવારણ અર્થે, હિંદની પરકમ્મા શરૂ કરી. પહેલા ગયા દક્ષિણ હિંદમાં. ત્યાં ઠેકાણે ઠેકાણે

સભાઓ ભરી, હરિજનો માટે મંદિર ખુલ્લાં મૂકાવવાં, જાહેર જગ્યામાં એમને બધી સગવડ મળે, સવર્ણો હરિજનોને સ્વજનોની જેમ માનતા થાય, સહાનુભૂતિ ને મમતા રાખતા થાય, હરિજનોને માટે પાણીની, શિક્ષણની વગેરે પ્રવૃત્તિ ઉપાડાય તે માટે પ્રયત્નો કરવા માંડયા. પહેલવહેલાં તો એમને બહુ આશાસ્પદ પરિણામ દેખાયું નહિ પણ ધીમે ધીમે એમના વક્તવ્યની અસર જણાતી ગઈ. મંદિરો ખુલવા લાગ્યાં. હરિજનોની સામાજીક મુસ્કેલીઓ દૂર થતી ગઈ. દક્ષિણ હિંદ પછી, એઓ ગયા ઉત્તર હિંદમાં. ત્યાં અંગ્રેજીમાં ભાષણો આપતા જાય ને રાજેન્દ્રબાબુ એનું હિંદુસ્તાનીમાં ભાષાંતર કરતા જાય. એમ એમણે લગભગ સમગ્ર હિંદનો પ્રવાસ કર્યો. રાજાજી ને રાજેન્દ્રબાબુની જોડીએ પ્રમાણમાં સારો વિજય મેળવ્યો એમ કહી શકાય. આખા ભારતને એમણે અસ્પૃશ્યતા નિવારણના રંગે રંગી નાંખ્યું. દરેકને મોઢે એ વાત. ચાર જણ મળ્યા હોય તો એની ચર્ચા. છાપામાં એ જ વાતોના સમાચાર. જાણે હરિજન ઉદ્ધાર એ જ તત્કાલીન રાજકારણ એમને કારણે બની રહ્યું. રાજાજીમાં જે વાક્‌પાટવ છે, જે, સામાની બુદ્ધિને સંતોષે એવી દલીલોની પરંપરા રજૂ કરવાની કળા છે, સામાન્ય જન શી રીતે પોતાની વાત સમજશે, તે જાણવાની જે આવડત છે, તેને લીધે એમણે ગાંધીજીએ જેલમાં જે મુરાદો સેવેલી, જે નકશો ગોઠવેલો, તે એમણે બહાર રહીને પ્રત્યક્ષ કરી બતાવ્યું. એઓ ગાંધીજીની જેમ કર્મવાદી છે. કર્મ કરવું ને એ રીતે દાખલો બેસાડવો એ જ એમના જીવનની ધ્રુવતારલી છે. એઓ કદીય બુદ્ધિના ખેલ કરતા નથી. કારણ એમની વાણી એ વિચારોનું જ આવિષ્કરણ હોય છે. એમના ભાષણમાંથી ગાંધીજીની જેમ એકપણ બીનજરૂરી શબ્દ નહિ જડે.

એવામાં ૧૯૩૪નું ઐતિહાસિક કોંગ્રેસનું અધિવેશન મુંબઇમાં

ભર્યું. એ વખતે, ચાર વર્ષના સતત સત્યાગ્રહને લીધે, કોંગ્રેસવાદીઓ જરા કંટાળ્યા હતા. બધાને એમ લાગતું હતું કે યુદ્ધનો મોરચો બદલવો જોઇએ. આ જ વર્ષે ગાંધીજીએ કોંગ્રેસમાંથી નિવૃત્ત થવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો. આગામી ચૂંટણીમાં કોંગ્રેસે ભાગ લેવો, ને ધારાસભામાં જઇને સરકારને અંદરખાનેથી ઢીલી કરવી એ જાતની વિચારસરણી બહુમતિની હતી. કોંગ્રેસે ચૂંટણીજંગમાં જંપલાવવાનો નિર્ણય કર્યો. દક્ષિણ હિંદની ચૂંટણીમાં ઉમેદવારો પસંદ કરવા, તેમને વિજય અપાવવો એ બધો જ ભાર રાજાજીને શિરે પડ્યો. રાજાજી એ વાસ્તવવાદી રાજકીય પુરૂષ છે. એથી એમને આ વખતની પરિસ્થિતિ ગયા કોંગ્રેસ વખતની પરિસ્થિતિ કરતાં તદ્દન જુદી જણાઇ. એમણે જોયું કે, હવે ધારાસભાના કાર્યની પણ જરૂર છે. કોંગ્રેસની ઇજ્જત વધારવી હોય, તો ધારાસભા પ્રવેશ અનિવાર્ય છે એમ એમને તે વખતે લાગ્યું. એટલે એમણે એ કાર્યક્રમમાં સક્રિય સાથ આપ્યો. એઓ એકેએક સ્થળમાં ફર્યા અને મધ્યસ્થ ધારાસભામાં મદ્રાસનો એકેએક કોંગ્રેસી ઉમેદવાર ચૂંટાય તેની જવાબદારી પોતે લીધી. એ સમયે એમણે ન કરી પોતાના શરીર સ્વાસ્થ્યની પરવા, ન કરી લોકોની ટીકાની પરવા, ને રાતદિવસ જહેમત ઉઠાવી, મદ્રાસ ઇલાકાના એકેએક ઉમેદવારને જીતાડ્યો. આંધ્રના જાણીતા નેતા શ્રી. પ્રકાશમે મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીનું પરિણામ જાહેર થતાં કહેલું કે, "આ ચૂંટણીનો બધો જ યશ શ્રી. રાજગોપાળાચારીને શિરે જાય છે". આ ચૂંટણીમાં એમણે લાખો ને કરોડો માણસોને સંબોધ્યા. જાતજાતના માણસોના સંપર્કમાં આવ્યા ચૂંટણીમાં કોંગ્રેસ તરફથી ઉભા કરવાના ઉમેદવારોમાં અનેક દષ્ટિબિન્દુ રાખવાં પડતાં. અનેક પક્ષો, ઉમેદવારની લોકપ્રિયતા, સામો ઉમેદવાર, કોમોનું પ્રતિનિધિત્વ વગેરે ઘણું જોવું પડતું. આમ છતાં રાજાજીએ એ કાર્ય

એટલી કુનેહથી, દીર્ઘદૃષ્ટિથી અને મુત્સદ્દીપણાથી બજાવેલું કે મદ્રાસમાં ઓછામાં ઓછી કડવાશ ચૂંટણીને પરિણામે જન્મી. લગભગ બધાને સંતોષ હતો. ચાલીશ લાખ મતદારોમાંથી બત્રીસ લાખ ઉપરાંત મતો કોંગ્રેસી ઉમેદવારોને મળ્યા તે રાજાજીની શક્તિ કેટલી અપૂર્વ હતી તે દર્શાવે છે.

રાજાજીને આ ચૂંટણીનો પરિશ્રમ પણ લાગેલો. કોંગ્રેસનું રાજકારણ જરા ડહોળાવા લાગ્યું. એમાં અશુદ્ધિઓ પ્રવેશવા માંડેલી. રાજાજી જેવા સત્યપ્રિય અને સિદ્ધાંતવાદી માનવીને એવી અશુદ્ધિ ક્યાંથી ગમે ? એમને એવું પણ લાગ્યું કે એઓ જો કોંગ્રેસમાંથી નિવૃત્ત થાય તો એથી કદાચ કોંગ્રેસમાં જે ઊંચા મન હતાં તે દૂર થાય. એથી ૧૯૩૫માં એમણે કોંગ્રેસમાંથી નિવૃત્ત થવાની પોતાની મરજી જાહેર કરી. એમનું શરીરસ્વાસ્થ્ય પણ સારું રહેતું નહોતું. પણ એમના આ નિર્ણય થતાં વેંત જ, ચોતરફથી એમને નિવૃત્ત ન થવા માટે વિનંતીઓ કરવામાં આવી. કોંગ્રેસ કારોબારીના સભ્યો, છાપાનાં તંત્રીઓ, ને જનતા, રાજાજીને છોડવા માંગતા નહોતા. એટલે અનિચ્છાએ, બધાના આગ્રહને વશ થઈને રાજાજીએ કોંગ્રેસમાં રહેવું ચાલું રાખ્યું.

એકાદ વર્ષ થયું હશે ત્યાં, કોંગ્રેસમાં એક જબરજસ્ત શિસ્તભંગનો બનાવ બન્યો. ત્રિચીનાપલ્લીની સુધરાઈના પ્રમુખની ચૂંટણી હતી. રાજાજી તામીલનાડ પ્રાંતીય કોંગ્રેસ સમિતિના પ્રમુખ હતા; તામીલનાડ પ્રાંતીય કોંગ્રેસ સમિતિએ એ પદને માટે કોંગ્રેસી ઉમેદવાર તૈયાર કર્યો. ત્યાં રાજાજીના એક જૂના ને પરમ મિત્ર ડૉ. ટી. એસ. રાજને કોંગ્રેસ ઉમેદવારની હરિફાઈમાં બીજો એક પોતાનો ઉમેદવાર ઉભો કર્યો: ડૉ. રાજન પણ જૂના કોંગ્રેસવાદી હતા. ડૉ. રાજને પોતાના ઉમેદવાર માટે અને કોંગ્રેસી ઉમેદવાર સામે એવો નઠારો પ્રચાર કર્યો કે પરિણામે કોંગ્રેસનો ઉમેદવાર હારી ગયો. કોંગ્રેસ

કારોબારી સમિતિ તેમજ અખિલ ભારત કોંગ્રેસ સમિતિએ આ પગલાંને ઘણું ગંભીર માન્યું અને ડૉ. રાજન સામે શિસ્તભંગનો આરોપ મૂકયો. પોતાના મિત્ર અને ચુસ્ત કોંગ્રેસવાદી આવી જાતનું પગલું ભરે તેથી રાજાજીને ઘણું દુઃખ થયું. આમ રાજાજી ઘણા લાગણીપ્રધાન છે. એમને એમ લાગ્યું કે પોતાના સાથીઓ આ જાતની વલણથી કોંગ્રેસની ઇજ્જતને ધક્કો પહોંચાડે તેમાં વાંક પોતાનો છે. એમને પોતાનામાં અશુદ્ધિ છે એમ લાગ્યું. પોતાને શુદ્ધિની જરૂર છે એમ લાગતાં એમણે કોંગ્રેસમાંથી રાજીનામું આપ્યું ને તેમાં જણાવ્યું કે કોંગ્રેસની સંસ્થા શુદ્ધ બને ને ડૉ. રાજન જેવા બનાવો ભવિષ્યમાં ન બને એ હેતુથી જ પોતે એ નિર્ણય કર્યો છે. કોંગ્રેસના એકેએક હોદ્દાનું રાજીનામું આપી એઓ નિવૃત્ત થયા.

પાછા બધે ખળભળ શરૂ થઈ. પાછાં મનામણાં શરૂ થયાં. પણ આ વખતે તો રાજાજી મક્કમ હતા. એમણે આ બાબતમાં પોતાને ન સમજાવવા બધાને વિનંતિ કરી. છતાં સર્વેએ પ્રયત્નો જારી રાખ્યા. કોંગ્રેસ કારોબારીને તો હવે પછી આવતી પ્રાંતીય ચૂંટણીમાં રાજાજીને ઉભા રાખવા હતા. રાજાજીની પાસે સરકાર સામે દક્ષિણ હિંદમાંથી મોરચો મંડાવવો હતો. એટલે બધા મહાન નેતાઓએ રાજાજીને વિનંતિ કરી. તે વખતે પંડિત જવાહરલાલજી કોંગ્રેસના પ્રમુખ હતા. એમણે જાતે રાજાજીને સમજાવ્યા. એમના વિના મદ્રાસમાં વધારે અશુદ્ધિ પેસશે તેની ખાત્રી કરાવી. આખરે રાજાજી માંડમાંડ માન્યા. ને પાછા રાજકારણમાં પ્રવેશ્યા. એમની ના છતાં, હિંમત ન હારતાં, એમને સમજાવવાનું માન, પંડિત જવાહરલાલ, સરદાર સાહેબ, રાજેન્દ્રબાબુ તથા 'હિંદુ' પત્રના અધિપતિ ને તંત્રી શ્રી. કસ્તુરી શ્રીનિવાસનને ફાળે જાય છે.

કોંગ્રેસમાં પાછા પ્રવેશ્યા પછી તો એમણે પ્રાંતીય ધારાસભાની

ચૂંટણીનું કાર્ય જોરશોરથી ઉપાડી લીધું. હિન્દના બધા પ્રાંતોમાં મદ્રાસમાંથી વધારેમાં વધારે કોંગ્રેસ ઉમેદવારો ચૂંટાય એવી રાજાજીની ઉમેદ હતી. એ ચૂંટણીમાં એમને પૂરવાર કરવું હતું કે હિંદના અન્ય પ્રાંતો કરતાં મદ્રાસ વધારે કોંગ્રેસવાદી છે. એમણે તટસ્થતાથી, કશાય પક્ષપાત કે પૂર્વગ્રહ વિના, અનેક દૃષ્ટિએ વિચારણા કરી, જનતાને જેનામાં વધારેમાં વધારે શ્રદ્ધા હોય એવા ઉમેદવારોને પસંદ કર્યા. ને પછી મત માટે ગામડે ગામડે જઈ ભિક્ષા માગી. આ ચૂંટણીમાં રાજાજીને કોંગ્રેસ ઉમેદવાર તરીકે કોંગ્રેસની પાર્લામેન્ટરી બોર્ડે પસંદ કર્યા. ને રાજાજીએ એક શિસ્તબદ્ધ કોંગ્રેસી તરીકે એ હુકમ માથે ચઢાવ્યો. એમણે ખરૂ જોતાં તો સેલમમાંથી ઉભા રહેવું જોઇતું હતું. છતાં એમણે યુનિવર્સિટીમાથી ઉભા રહેવું પસંદ કર્યું. કદાચ એમ પણ હોય કે આમજનતામાં તો એઓ એમના આશ્રમના કાર્યથી લોકપ્રિય થયેલા જ, પણ ભણેલા ને ઉચ્ચ શિક્ષણ લીધેલા માણસોને પોતાનામાં શ્રદ્ધા છે કે નહિ તેની એમને કસોટી કરવી હશે એથી કોઈ એમ તો ટીકા ન જ કરી શકે કે, "એમાં શું. અભણ જનતાને ભોળવીને મતો લઈ આવ્યા. એ બિચારાને રાજકારણ શું ને મતો શું?" છતાં એટલું તો સ્વીકારવું જ પડશે કે એમના એકેએક મતદારે એમને મતદાનનો પૂરેપૂરો અર્થ સમજીને જ મતો આપ્યા છે. રાજાજી ને એમના બધા સહ ઉમેદવારો ચૂંટાયા. સામાવાળાની ઘણાખરાની જામીનગીરી જપ્ત થઈ-એવી સખત હાર એમને આપી. ફરી ચૂંટણીમા ઊભા રહેવાની-ખો ભૂલી જાય એવી સ્થિતિ થઈ. એ ચૂંટણી દ્વારા રાજાજીએ દર્શાવ્યું કે બીજા બધા પ્રાંતો કરતાં મદ્રાસ કોંગ્રેસને વધુ વફાદાર છે. ને ત્યાં કોંગ્રેસ વધારે લોકપ્રિય છે. બધા પ્રાંતો કરતાં મદ્રાસમાં કોંગ્રેસને બહુ જ મોટી બહુમતિ મળી.

ચૂંટણી પછી ચૂંટાયલા કોંગ્રેસી ઉમેદવારોની સભા મળી તેમાં પોતાના પક્ષના નેતા તરીકે સર્વાનુમતિએ રાજાજી ચૂંટાયા. આ રીતે મદ્રાસ પ્રાંતના કોંગ્રેસ ધારાસભા પક્ષના નેતા, તામીલ નાડ પ્રાંતિય કોંગ્રેસ સમિતિના પ્રમુખ ને કોંગ્રેસ કારોબારી સમિતિના સભ્ય એમ ત્રિવિધ હોદ્દાઓ પદો એઓ ભોગવતા હતા. નવા બંધારણ પ્રમાણે, પ્રાંતના ગવર્નરે, બહુમતિ પક્ષના નેતા તરીકે પ્રધાનમંડળ રચાપવા રાજાજીને આમંત્રણ આપ્યુ. પણ રાજાજીએ ના પાડી કારણ કે કોંગ્રેસની નીતિ એવી હતી કે ગવર્નર પોતાના ખાસ હક્કો ન વાપરવાની ને માત્ર બંધારણીય વડા તરીકે જ કાર્ય કરવાની લેખિત બાંયધરી આપે તો જ પ્રધાન મંડળ રચવું. રાજાજી બે વખત ગવર્નરને મળ્યા. ગવર્નરે એ જાતની બાંયધરી આપવામાં રહેલી બંધારણીય મુશીબતો સમજાવી, ને પોતે અંગત રીતે એ જાતની બાંયધરી આપી શકે એમ કહ્યું. એવામાં તો બીજા પક્ષના કોંગ્રેસ વિરોધી પક્ષોએ ભેગા થઈને કામચલાઉ પ્રધાન મંડળો રચ્યાં. રાજાજીએ આ ગેરબંધારણીય તત્વને વખોડ્યું, એટલું જ નહિ - પણ એ કામચલાઉ પ્રધાનોની સામે જાહેર પ્રચાર કરવા માંડ્યો. એમને દેશદ્રોહી કહ્યા બીજી બાજુ, રાજાજીએ કોંગ્રેસ કારોબારીને મડાગાંઠનો ઉકેલ શી રીતે થઈ શકે તે સમજાવ્યું. ગવર્નરની મુશ્કેલી જણાવી. કોંગ્રેસ પ્રધાનમંડળો રચે તો જનતાનું હિત થવાની શક્યતા છે તે સાબિત કરી આપ્યું. અને જો કોંગ્રેસ પક્ષના નેતાને અંગત બાંયધરી મળે, ને એને ખાત્રી થાય કે ગવર્નર પોતાના ખાસ હક્કો નહિ વાપરે તો પ્રધાન મંડળો રચવાં એવો નિર્ણય રાજાજીએ કારોબારી પાસે લેવડાવ્યો. પરિણામે કોંગ્રેસ કારોબારીની સૂચનાથી ૧૯૩૭ની જુલાઈમાં મદ્રાસમાં તેમજ અન્ય પ્રાંતોમાં કોંગ્રેસ પ્રધાનમંડળો રચાયાં. ને મદ્રાસમાં ૧૯૩૭ના જુલાઈ માસની ૧૯મી તારીખે રાજાજી વડા પ્રધાન બન્યા.

જુલાઈ ૧૯૩૭થી ઑક્ટોબર ૧૯૩૯ સુધી રાજાજી મદ્રાસના મુખ્ય પ્રધાન તરીકે રહ્યા. પછી આવ્યું બીજું વિશ્વયુદ્ધ. કૉંગ્રેસે બ્રિટીશ સલ્તનતને પોતાની યુદ્ધનેમ જાહેર કરવાનું કહ્યું. પણ બ્રિટીશ સલ્તનતે તે જાહેર કરી નહિ. યુદ્ધ શરૂ થતાં અંગ્રેજ ગવર્નરો યુદ્ધમાં મદદ કરવાનું જ પ્રાંતિય સરકારનું મુખ્ય કર્તવ્ય હોવું જોઇએ એમ માનવા લાગ્યા, ત્યારે જ્યાં સુધી બ્રિટીશ સલ્તનત પોતાની યુદ્ધનેમ જાહેર ન કરે ત્યાં સુધી બ્રિટીશ સલ્તનતને યુદ્ધમાં પ્રત્યક્ષ કે પરોક્ષ કોઈ પણ રીતે મદદ ન કરવાનો કૉંગ્રેસનો નિર્ણય પ્રધાનોએ અમલમાં મૂકવાનો હતો. એટલે સંઘર્ષ ઉભો થયો. ને કૉંગ્રેસ મંત્રી મંડળોએ રાજીનામાં આપ્યાં.

પછી ગાંધીજીએ બ્રિટનની યુદ્ધનીતિ સામે, અને યુદ્ધવિરોધી પ્રચાર કરવા દેવાની રજા માટે સત્યાગ્રહ શરૂ કર્યો. રાજાજી સાચા સત્યાગ્રહીની જેમ ૧૯૪૦માં એઓ યુદ્ધવિરોધી પ્રચારકાર્ય માટે પકડાયા ને જેલમાં ગયા.

૧૯૪૧માં એઓ જેલમાંથી છૂટ્યા, ત્યારે યુદ્ધ પૂર જોશમાં ચાલી રહ્યું હતું. દેશની પરિસ્થિતિ ઘણી જ વિકટ હતી. એક બાજુ જાપાનનો શાહીવાદ એક પછી એક વિજય મેળવતો ધસમસતો હિન્દ તરફ ચાલી આવતો હતો. હિન્દી ચીન પડ્યું, મલાયા પડ્યું, સુમાત્રા ને જાવા પડ્યાં. સીઆમ ગયું, બ્રહ્મદેશ ગયો ને હિન્દ પર એની કરડી નજર પડી. મદ્રાસ ને કલકત્તા પર બૉંબમારો શરૂ થયો હતો. રાજાજીને લાગ્યું, કે, ગમે તે ભોગે, હિન્દ પર થતું આક્રમણ અટકાવવું જોઇએ. ને, જાપાનનો શાહીવાદ હિન્દને પરાભૂત ન કરે તેની કાળજી રાખવી જોઇએ. હિન્દની નીતિમાં સંગીન પલટો થવો જોઇએ હિન્દે અત્યાર સુધી યુદ્ધ પ્રત્યે જે ઉદાસીનવૃત્તિ બતાવી તે તત્કાલીન પરિસ્થિતિમાં ન ચાલે એમ એમને લાગ્યું. બારડોલીમાં કૉંગ્રેસ

મનામણાં, એટલું જ નહિ પણ સંસ્થા ને પોતાના મંતવ્યો બંને વચ્ચેની વફાદારીનો સંઘર્ષ. આ સંબંધની ધૂપ છાયાથી જ રાજાજી ઘડાયા છે. રાજાજીને એ સંબંધે સહિષ્ણુતા શીખવી, ઉદારતા અર્પી એટલું જ નહિ પણ મહાનુભાવિતા અને મહામાનવતા અર્પી.

# પ્રકરણ ૭ મું

## મદ્રાસના વડા પ્રધાન

૧૯૩૭ની મદ્રાસ ધારાસભાની ચૂંટણીમાં યુનિવર્સિટીની બેઠક માટે રાજાજીએ ઉમેદવારી, કોંગ્રેસની પાર્લામેન્ટરી બોર્ડની સૂચનાથી કરી. ને, ચૂંટાયલા ધારાસભ્યોની પ્રથમ બેઠક મળી ને તેમાં રાજાજી ધારાસભા પક્ષના નેતા તરીકે સર્વાનુમતે ચૂંટાયા. આથી, લોકશાહીના ધોરણ અનુસાર મદ્રાસના તત્કાલીન ગવર્નર લોર્ડ અરસ્કાઇને એમને મંત્રીમંડળની રચના માટે આમંત્રણ આપ્યું. રાજાજી એમને એ બાબતમાં બે વાર મળ્યા. પણ, મંત્રીમંડળની રચના માટે એમણે કોંગ્રેસની નીતિ અનુસાર ઇન્કાર કર્યો. ત્યારબાદ, શ્રી. રેડીએ કામચલાઉ મંત્રીમંડળ સ્થાપ્યું. પણ ત્રણ માસ પછી કોંગ્રેસની નીતિ બદલાતાં, રેડી મંત્રીમંડળે રાજીનામું આપ્યું. ને એમણે એ આમંત્રણનો સ્વીકાર કરી મદ્રાસમાં કોંગ્રેસ મંત્રીમંડળની સ્થાપના કરી.

રાજાજીનું પ્રધાનમંડળ લોકપ્રિય હતું, ને બીજી દૃષ્ટિએ જોઇએ તો એ અતિ પ્રગતિશીલ હતું. બીજા બધાં મંત્રીમંડળો કરતાં, રાજાજીનાં મંત્રીમંડળની એ વિશિષ્ટતા હતી, કે કોઈપણ સુધારા માટે એઓ લોકોનો, કે પોતાના સાથીઓનો વિરોધ થશે તેની જરા પણ પરવા કરતા નહિ. જે આવશ્યક સુધારો એમને જણાય તેનો તેઓ તાત્કાલિક અમલ કરતા. બીજા પ્રાંતો કરતાં, મદ્રાસ ધારાસભામાં

કૉંગ્રેસની સારી કહી શકાય એવી બહુમતિ હતી. એ દૃષ્ટિએ વિચારતાં, ધારાસભા સમક્ષ નવા ધારાઓ રજૂ કરતાં, ને, તેમાં મંજૂરી મેળવતાં એમને જરા પણ મુશ્કેલી નડી નહિ.

સામાન્ય રીતે, નવા સુધારાઓ, પ્રગતિશીલતા, એના વિરોધીઓ ગમે તેવા સુધરેલા સમાજમાં પણ નીકળવાના જ. તેમાંયે મદ્રાસ પ્રાંતની ધર્મચુસ્તતા બહુ જાણીતી છે. બ્રાહ્મણ અબ્રાહ્મણના ઝઘડા ત્યાં સનાતન કાળથી ચાલ્યા આવે છે. મદ્રાસની જનતા, રાજકીય દૃષ્ટિએ કૉંગ્રેસવાદી ખરી પરંતુ, સમાજ સુધારાની દૃષ્ટિએ એ કૉંગ્રેસને સાથ આપનારી નહિ. આમ છતાં રાજાજી કંઈ જનતાને રાજી રાખવા માટે મુખ્ય પ્રધાન બન્યા નહોતા પરંતુ, જનતાની રાજકીય, સામાજિક, આર્થિક, વગેરે પ્રગતિ માટે જેટલે અંશે હોદ્દાનો ઉપયોગ થઈ શકે, તેટલે અંશે એ ઉપયોગ કરવા માટે પ્રધાન બન્યા હતા. એટલે એમણે જનતાની રૂચિ નહિ પણ જનતાની પ્રગતિ એને પોતાનું ધ્રુવબિન્દુ માન્યું. મદ્રાસ પ્રાંતના વડા પ્રધાન એઓ નીમાયા તે જ દિવસે એમણે આગલી સરકારે ગિરફતાર કરેલા સમાજવાદી નેતા થી. મહેરઅલીને તરત મુક્તિ આપી. ને, પોતાને ત્યાં પોતાના અતિથિ તરીકે રાખ્યા. એ રાજાજીની કાર્યનીતિનો અચ્છો નમૂનો છે.

રાજાજીએ મુખ્યમંત્રી તરીકે ગૃહખાતું સંભાળ્યું હતું. એમણે તુરત જ, જે કોઈ લાંચરૂશ્વત લેશે તેની સામે સખતમાં સખત પગલાં લેવાશે એવો હુકમ પોતે હોદ્દો સંભાળતાંની સાથે જ કાઢયો. એટલું જ નહિ પણ તે વખતના મદ્રાસના અંગ્રેજ પોલીસ કમીશ્નરનો એમણે બેંકનો હિસાબ માગ્યો. એ અમલદાર ઘણો કડક અને તુમાખી હતો. એના બેંકમાં જે પૈસા જમે હતા, તે કયાંથી આવ્યા તે વિષેની ચોખવટ કરવા રાજાજીએ એને હુકમ કર્યો. ને, આખરે, રાજાજીએ એના પૈસા જપ્ત કરી એને રાજીનામું આપવાની ફરજ પાડી. પેલા ગોરા

કમીશ્નરે, ગવર્નરને આ બાબતમાં વચ્ચે પડવા માટે વિનંતિ કરી. પણ, ગવર્નરે રાજાજીના કાર્યમાં માથું ન મારવાની રાજાજીને બાંયધરી આપી હતી, એટલે એ શું કરે? એને બહુ ગમ્યું તો નહિ, પણ, એ નિરૂપાય હતો. આ બનાવથી સરકારી અમલદારો ઉપર બહુ સારી છાપ પડી. અને સરકારી અમલદારો લાંચરૂશ્વત લેતાં બ્હીવા લાગ્યા. એ પછી તો કેટલાયે અંગ્રેજ અમલદારો, રાજીનામાં આપીને ભાગી ગયા, કારણ એમને લાગ્યું, કે, રાજાજી જો તપાસ કરશે, તો પોતાને ભૂંડે હાલે ચાલી જવું પડશે.

આ રીતે, રાજાજીએ શુભ શરૂઆત કરી. રાજાજી વડાપ્રધાન થયા છતા, એમણે પોતાની સાદાઈ છોડી નહોતી. એઓ પોતાનાં કપડાં પોતાના હાથે જ ધોતા. અને, સતત પરિશ્રમ કરતા. એઓ રોજના સોળ સોળ કલાક કામ કરતા અને પોતાના ખાતાની તો ઝીણામાં ઝીણી વિગતોમાં ધ્યાન આપતા જ પરંતુ, દરેક પ્રધાનના ખાતા તરફ દેખરેખ રાખતા. આ કારણથી એમને કેટલાક પ્રધાનો વચ્ચે વિખવાદ થયેલો. કેટલાકોએ એમને સરસુખત્યારનું ઉપનામ આપેલું. પણ, એ દેખરેખની પાછળ રાજાજીનો હેતુ પોતાનું વર્ચસ્વ દેખાડવાનો નહિ પણ, દરેક ખાતું, કાર્યશીલ છે, ને દરેક પ્રધાન ખંતથી ને પ્રામાણિકતાથી કાર્ય કરે છે, તે જોવાનો જ હતો.

રાજાજીએ પોતાના મંત્રીપદનો ઉપયોગ ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમને આગળ ધપાવવા માટે કર્યો. બીજા બધા પ્રાંતો કરતાં મદ્રાસ પ્રાંતે દારૂબંધીનો ખરડો ધારાસભામાં પસાર કરવામાં ને.દારૂબંધીને આખા પ્રાંતમાં અમલમાં લાવવામાં પહેલ કરી. દારૂબંધીથી, પ્રાંતની આવકમાં મોટું ગાબડું પડશે, કલાલની રોજી જશે, વગેરે અનેક દલીલો થઈ અને વિરોધીઓને એક સારું પ્રચારનું સાધન. પ્રાપ્ત થયું. તેમ છતાં, દારૂબંધીને વ્યવહારૂ બનાવીને એમણે,

અન્ય પ્રધાનમંડળોને દિશાસૂચન કર્યું.

રાજાજી ચૂસ્ત બ્રાહ્મણ કુટુંબમાં ઉછરેલા. મદ્રાસ પ્રાંતમાં બ્રાહ્મણોનું જોર વધારે. એમણે ૧૯૩૪મા જ્યારે ગાંધીજીએ યરવડા જેલમાં ઉપવાસ આદર્યો ત્યારે હરિજનના હકો માટે દેશભરમાં પ્રવાસ ખેડેલો. તે વખતે, એમની સામે બ્રાહ્મણોએ ખૂબ રોષ દર્શાવેલો. ત્યારબાદ એ રોષ થોડે અંશે શમ્યો. ત્યાં પ્રધાનમંડળમાં એઓ આવ્યા. ને, એમણે મદ્રાસ ધારાસભામાં હરિજન મંદિર પ્રવેશનો ખરડો રજૂ કર્યો. એટલે રાજાજી વિરોધી ચળવળ પાછી ઊભી થઈ. પણ નીડરતા એ રાજાજીનો એક મહાન ગુણ છે. એમણે એ ખરડો પસાર કરાવ્યો. મંદિરના પૂજારી વગેરેએ થોડા દિવસ ખૂબ ધમાલ કરી. ને આખરે મંદિરનાં દ્વારો ફટોફટ ખુલવા લાગ્યાં. ને હરિજનો વિધિસર મંદિરમાં પ્રવેશ્યા. એ ઉપરાંત કોઈ પણ જાહેર જગ્યાએ પ્રવેશવાનો હરિજનોનો હક પણ એમણે કાયદા પ્રમાણે ધારાસભાદ્વારા સ્થાપિત કર્યો. અને આથી શાળા, કૂવા, ભોજનાલયો, વગેરે સ્થળોએ હરિજનો કાયદાના રક્ષણથી જતા થયા. આ કાયદાનો ભંગ કરનારને સખત સજાની જોગવાઈ પણ કરવામાં આવી હતી. અને તેથી, કેટલાક વિરોધીઓને હરિજનોના પ્રાથમિક હકો પર તરાપ મારવા માટે સજા થઈ. આ રીતે રાજાજીએ રચનાત્મક કાર્યક્રમના અસ્પૃશ્યતા નિવારણના, બાબને કાયદેસર રીતે અમલમાં આણ્યો.

આ ઉપરાંત એમણે, કોંગ્રેસે સ્વિકારેલી રાષ્ટ્રભાષા હિંદીને પ્રાથમિક શાળાઓમાં ફરજિયાત કરી. આ સામે તો રાજાજીના વિરોધમાં એક પ્રચંડ આંદોલન શરૂ થયું. હિંદી વિરોધી દળોએ સત્યાગ્રહના મોરચા માંડયા, પકડાયા, જેલમાં ગયા, છતાં ફરજિયાત હિંદીના શિક્ષણનો કાર્યક્રમ જરા પણ મંદ પડ્યો નહિ. રાજાજી

માનતા હતા, કે હિંદીનું શિક્ષણ એ દરેક હિંદવાસીને માટે આવશ્યક છે. હિંદી વિરોધી પ્રચારને લીધે રાજાજીની લોકપ્રિયતા સારા પ્રમાણમાં ઘટી. પણ રાજાજીને લોકપ્રિયતાની પરવા નહોતી. પરવા હતી માત્ર સિદ્ધાંતની. પણ રાજાજીના આ પગલાથી દક્ષિણ હિંદમાં હિંદીનો પ્રચાર ખૂબ વધ્યો.

આ ઉપરાંત એમણે સરકારી મોટા પગારના અમલદારોના પગારના ધોરણમાં મોટો ઘટાડો કર્યો. કારણ કે આખું તંત્ર માથાભારી બની ગયું હતું. આવક જાવકના પાસાં મેળવવાનાં હતાં. એ બધી દૃષ્ટિએ વિચારતાં એ પગલું આવશ્યક લાગ્યું. આને કારણે સરકારી અમલદારોમાં રાજાજીની સામે વ્યાપક અસંતોષ ફેલાયો.

રાજાજીનું રાજ્યતંત્ર ખૂબ પ્રગતિશીલ હતું. અને તેથી પરદેશી રાજકીય વ્યક્તિઓ જેવી કે જોન ગંથર, સર સ્ટ્રેફોર્ડ ક્રિપ્સ, વગેરેએ મદ્રાસના પ્રધાનમંડળનાં બારોબાર વખાણ કર્યાં. રાજાજીએ સુધારાનાં દ્વાર ખોલ્યાં.

આમ એક બાજુ, રાજાજી આ બધા સુધારાઓને લીધે, એમના સત્યનિષ્ઠ રાજ્યતંત્રને લીધે, સુધરેલા, શિક્ષિત અને પ્રગતિશીલ લોકોમાં વધારે લોકપ્રિય બન્યા, તો બીજી બાજુ, એમણે જમીનદારી પ્રથામાં ખેડૂતની તરફેણમાં કાયદાઓ પસાર કર્યા. એમણે ખેડૂતો પર શાહુકારો જે જુલમ કરતા હતા, તે અટકાવવા, વ્યાજનું ધોરણ નક્કી કર્યું. અને ગેરકાયદેસર વ્યાજની નાગચૂડમાંથી ખેડૂતોને મુક્ત કર્યા. ખેડૂતનો ઋણરાહતનો કાયદો ઘડ્યો. મજુરોને સગવડ આપી, ને, એ રીતે, શિક્ષિત તેમજ અશિક્ષિત બંને વર્ગમાં એમને કેટલેક અંશે લોકપ્રિયતા પ્રાપ્ત થઈ.

પણ પ્રાંતીય પ્રધાનમંડળના વડાનું કાર્ય ઉપરની દૃષ્ટિએ લાગે એવું સુંવાળું કે સારું નથી. પણ, વિશેષ કપરું છે. એક બાજુ, રાજાજી લોકપ્રિય બન્યા, તો બીજી બાજુ અનેક કારણોસર એમની લોકપ્રિયતા ઘટી. પ્રથમ તો જેઓ ધર્મચુસ્ત હતા, સનાતનીઓ હતા, બ્રાહ્મણો હતા, તેઓ એમની હરિજન મંદિરપ્રવેશ, અસ્પૃશ્યતા નિવારણ વગેરે એમની દૃષ્ટિએ લાગતી ધર્મવિરોધી પ્રવૃત્તિઓથી એમના વિરોધી બન્યા, ને એમની સામે સત્યાગ્રહ ઉપાડયો. બીજી બાજુ, સુદીવાદીઓ એમના કિસાન ઋણ રાહતના કાયદાને લીધે, ખેડુતોને એમણે આપેલી અનેક સગવડોને લીધે, મજુરોનો એમણે પક્ષ લીધો તેથી એમની પર નાખુશ થયા. ત્રીજી તરફ આંધ્રવાસીઓ એમની ઉપર નાખુશ થયા, કારણ કે એમને એમ લાગતું હતું કે મદ્રાસમાંથી આંધ્ર છૂટો પડે એમ રાજાજી ઇચ્છતા નહોતા. એક વખત વીઝાગાપટ્ટમની એક વિદ્યાર્થીઓની સભામાં એઓ બોલવા ઊભા થયા. એટલે થોડા આંધ્ર પ્રાંત છૂટો પડે એમ ઇચ્છતા વિદ્યાર્થીઓએ ધાંધલ મચાવી. રાજાજીએ વિદ્યાર્થીઓને પૂછયું, "હું ભાષણ આપું એમ તમે ઇચ્છો છો કે નહિ ?" થોડા વિદ્યાર્થીઓએ કહ્યું, "ના", એટલે રાજાજીએ કહ્યું, "તો હું મારો ને તમારો બંનેનો વખત બગાડવા ઇચ્છતો નથી", એમ કહી એમણે ચાલવા માંડયું. સભાના યોજકો એમની પાછળ ગયા ને એમને ઘણુંય સમજાવ્યા, પણ રાજાજી એકના બે ન થયા. કોંગ્રેસે પોતાના ચૂંટણી સમયના નિવેદનમાં લોકોને કરમાંથી રાહત આપવાનું વચન આપેલું તેમ છતાં, રાજાજીના સમયમાં લોકોદ્ધારની યોજનાઓને અમલમાં મૂકતાં ખર્ચ વધ્યો. એટલે લોકો પર કરનો બોજો પણ પ્રમાણમાં વધ્યો. એમણે વેચાણ-વેરો નાંખ્યો એટલે વેપારીઓ એમની પર રોષે ભરાયા.

આમ રાજાજીનું મંત્રીમંડળ લોકપ્રિય હતું તેમજ લોકપ્રિય નહોતું.

રાજાજી પોતાની સામે જે વિરોધ જામતો હતો તેનાથી અણજાણ્યુ નહોતા. પણ એમણે મદ્રાસ ધારાસભામાં એનો ઉલ્લેખ કરતાં જણાવેલું કે :

"અઢી વર્ષ દરમિયાન આપણે એવાં ઘણાં કાર્યો કરેલાં છે, કે, જેથી લોકો આપણી પર પ્રસન્ન થયા છે. પણ બીજી બાજુ આપણે એવાં કામો પણ કરેલાં છે કે જેથી લોકો આપણી પર નાખુશ પણ ઘણા થયા છે. એ નાખુશ થનાર લોકો પણ માનનીય છે, એની હું ના પાડતો નથી. આજે કેટલાક લોકો આપણી પર નાખુશ હોવાને કારણે ઉપવાસ કરે છે, સત્યાગ્રહ કરે છે, કાળા વાવટાથી દેખાવો કરે છે, એ બતાવે છે કે એમની લાગણી કેટલી સખ્ત રીતે દુઃખાઈ છે. કેટલાકના આત્માને દુઃખ થયું છે. કેટલાકના મજવા પર કાપ પડયો છે એટલે એઓ નારાજ થયા છે. પણ આપણે કંઈ લોકોને ખુશ કરવા માટે, આ માણસને કે પેલા જણને રાજી કરવા ચૂંટણીમાં ઝંપલાવ્યું નહોતું............આપણે તો દૃષ્ટિ રાખી છે જનતાની પ્રગતિ તરફ. અમુક કાર્યો આપણે કર્યાં છે, કારણ કે તે જનતા માટે લાભદાયી હતાં. એ કાર્યો આપણે ભવિષ્યમાં પણ કરીશું. જનતાના અમુક ભાગે આપણો વિરોધ ભલે કર્યો હોય છતાં એકંદરે તો આમજનતા આપણને મદદકર્તી, ને આપણી તરફ સહાનુભૂતિભરી નિગાહ રાખતી."

આમ એકંદરે રાજાજીનું પ્રધાનમંડળ, એમની અઢી વર્ષની કારકીર્દી, એમની કાર્યદક્ષતાનો, એમની જનહિતપ્રવૃત્તિનો, એમના રચનાત્મક કાર્યક્રમને અમલી બનાવવાની ધગશનો, ખોટી લોકપ્રિયતા તરફ એમણે દર્શાવેલી બેપરવાઈનો એક સુંદર નમૂનો છે. એમણે પોતાનું વીરત્વ, વિરોધને સહી લેવાની શક્તિ, એ બધાનો પરિચય પણ જનતાનો કરાવ્યો, તેમજ, સાથે સાથે સત્યનિષ્ઠાનો, સાચી વસ્તુને ગમે તે ભોગે વળગી રહેવાની એમની વૃત્તિનો પરિચય પણ પૂર્ણાંશે કરાવ્યો. એટલે એકંદરે તો પ્રોફેસર કુપલેન્ડ કહે છે તેમ, " બધા મારી જોડે સંમત થશે, કે, તે વખતની અત્યંત પ્રતિભાશાળી વ્યક્તિ રાજગોપાલાચારી હતા. એમનું પ્રધાનમંડળ એ સૌથી ઉત્તમ પ્રધાનમંડળ હતું. "

# પ્રકરણ ૮ મું

## વિજનમાર્ગે

૧૯૪૨ના એપ્રિલથી ૧૯૪૫ના જુલાઈ સુધીનો સમય એ રાજાજી માટે અત્યંત કસોટીનો અને મુશીબતનો સમય હતો. એ સમયે રાજાજીની અમુક શક્તિઓ ખૂબ પાંગરી ઊઠી. એકલા એ મુશીબતભર્યા માર્ગમાં, કોઇની પણ સહાય કે સહાનુભૂતિ સિવાય, એટલું જ નહિ, પણ સમગ્ર જનતાના વિરોધ, તિરસ્કાર, અવગણના, એ બધાનો ભોગ બની પણ આત્મશ્રદ્ધાનો દીપ લઈ આ પ્રવાસી જીવનમાર્ગ ખેડતો હતો. એમને જ્યાં ત્યાંથી જાકારો મળતો, જ્યાં ત્યાંથી એઓ જાણે અસ્પૃશ્ય હોય તેવું સ્વાગત થતું. એમનો છાપો લેતાં લોકો અભડાતા. એમને 'દેશદ્રોહી', 'બેવફા', 'કાયર', વગેરેના સંબોધનો સાંભળવાં પડતાં, તે છતાં, એ એમને માર્ગે ચાલ્યા જતા.

સહજ રીતે કોઇને થશે કે આ બધું બન્યું શી રીતે? જે આટઆટલા લોકપ્રિય હતા, આટઆટલા જનતાના લાડીલા હતા, ગાંધીજીના જમણા હાથ હતા, કોંગ્રેસ કારોબારીના સભ્ય હતા, તેમની તરફ એકાએક લોકોનો વિરોધ ને અણગમો શાથી થયાં? એમણે એવું તે શું કર્યું કે જેથી ગઈ કાલનો દેશનેતા આજે દેશદ્રોહી થઈ ગયો?

આ પ્રશ્નનો જવાબ આપવો સહેલો છે. રાજકીય લોકપ્રિયતાને આપણે સહેલાઇથી સરી જતી રેતી કહી છે. એટલે એની ઉપર ઊભો રહેનાર કદી સ્થિર હોતો નથી તેનું સચોટ દૃષ્ટાંત રાજાજી છે. લોકપ્રિયતાના ઊંચામાં ઊંચા શિખરે પછી લોકનિંદાની ઊંડી ખાઇમાં એઓ ગબડ્યા. જ્યારથી જાપાન યુદ્ધમાં પડ્યું, ત્યારથી રાજાજીને એમ લાગતું હતું, કે, હિંદે જાપાનના આક્રમણનો સામનો કરવો જોઇએ. ને તે માટે બ્રિટીશ સરકારનો સહકાર સાધવો જોઇએ. એ માટે પ્રાંતીય સરકારોની સ્થાપના કરવી જોઇએ. ને, હિંદ પરદેશી આક્રમણ સામે સમમતઃ ખડું થઈ શકે, તે માટે મુસ્લિમ લીગને મનાવી લેવી જોઇએ. મુસ્લિમ લીગ તો પાકીસ્તાન માટે જીદ લઇને બેઠી હતી. એટલે રાજાજીનું મંતવ્ય હતું કે, મુસ્લિમ લીગની પાકીસ્તાનની માગણીનો સ્વીકાર કરી લેવો જોઇએ. કે જેથી પરદેશીઓની સામે સંયુક્ત મોરચો રચી શકાય. ૧૯૪૧માં વ્યક્તિગત સત્યાગ્રહ વખતે જેલમાં ગયા, ને ત્યાંથી મુક્ત થયા પછી, એમને આ જ માર્ગ હિંદને માટે વિશેષ હિતાવહ લાગ્યો. આખા દેશમાં બ્રિટીશ સરકાર ને મુસ્લિમ લીગની વિરૃદ્ધમાં બહુ જબ્બર વાતાવરણ ફેલાયું હતું. લીગની માગણી એટલી બધી દુષ્ટ હતી કે એનો કોઈ વિચાર જ કરતું નહિ. પણ રાજાજીને ખૂબ વિચારને અંતે આ માર્ગ જ સારો લાગ્યો. એ સમયમાં બ્રિટિશ સરકારે હિંદના રાજકીય પક્ષો જોડે મંત્રણા કરવા સર સ્ટ્રેફોર્ડ ક્રિપ્સને હિંદ મોકલ્યા. રાજાજીને સામા પક્ષ તરફથી આવેલી આવી તક ઝડપવા જેવી લાગી. એમાં આપણું માન ને ગૌરવ સચવાય એમ હતું. રાજાજીને બ્રિટીશ સરકારનું આ પગલું હિંદ જોડે સમાધાન કરવાના સદ્હેતુથી પ્રેરાયલું લાગ્યું. અને એ વિષેનો એકરાર એમણે પોતાના પુસ્તક 'The Way Out'માં કર્યો છે. પરંતુ, તે સમયના સર્વે રાજકીય પુરુષોને એ પગલાંની પાછળ કંઈ રાજકીય

ભેદ લાગ્યો, કંઈ ઊંડી રાજરમત લાગી, કંઈક છેતરામણું લાગ્યું. રાજાજી જો હિંદના રક્ષણ વિષે કંઈ બાંધછોડ થાય, તો ક્રિપ્સની યોજના સ્વીકારવાની તરફેણમાં હતા. અને એમની સલાહ એમના સાથીઓને રૂચી નહિ તેથી એમને ઘણું દુઃખ પણ થયું. ગાંધીજી અને રાજાજી વચ્ચે આ વખતે આસમાન જમીનનું અંતર પડી ગયું. ક્રિપ્સની યોજનાને ગાંધીજીએ તૂટી પડતી બેંકની યોજના તરીકે વર્ણવી. અને, એઓ તો તુરત જ વર્ધા ચાલી આવ્યા. અને એથી રાજાજીનો પક્ષ નબળો પડી ગયો.

ક્રિપ્સ યોજના કોંગ્રેસે નકારી તેના પ્રત્યાઘાતો રાજાજી પર, ને ગાંધીજી પર જુદી જુદી રીતે થયા. મહાત્માજીને એમ લાગ્યું કે જ્યાં સુધી અંગ્રેજો હિંદમાં છે, ત્યાંસુધી, હિંદ કોઈપણ રીતે પરદેશી આક્રમણનો સફળ સામનો નહિ કરી શકે, એથી એમણે અંગ્રેજોને તાબડતોબ હિંદ છોડવાનું કહ્યું. અને 'હરિજન' માં એ સંબંધી જોરદાર અગ્નિઝરતાં લખાણો લખવા માંડયાં. અને આખું વાતાવરણ યુદ્ધમય બની ગયું. રાજાજીનું મન જુદી રીતે કામ કરતું હતું. એઓ ક્રિપ્સયોજના સ્વીકારવાની તરફેણમાં હતા. ગાંધીજીની 'હિંદ છોડો' ની ઘોષણા એમને ગળે ન ઉતરી. અંગ્રેજો સામે આવતો સત્યાગ્રહ એમને કવખતનો લાગ્યો. એમણે ક્રિપ્સ યોજનાનો સ્વીકાર હિંદુ – મુસ્લિમ એક થઈ કરે, અને તેટલા માટે મધ્યસ્થ અને પ્રાંતીય સરકારમા સંયુક્ત પ્રધાનમંડળની સ્થાપના થાય એવી માગણી કરી. પણ એમનો અવાજ કોઈ સાંભળે એમ નહોતું. મુસ્લિમ – લીગ જોડે સમાધાનની વાતો, અને તે પણ પાકિસ્તાનનો સ્વીકાર કરીને એ તો વિદ્રોહી પગલું બધાને લાગ્યું. રાજાજી એક રીતે શિસ્તવાદી હતા, ને બીજી રીતે પોતાના જ આગવા એવા સ્વતંત્ર વ્યક્તિત્વવાળા હતા. ગાંધીજીની કેવળ હા એ

હા ભણનારા નહોતા. એમના પોતાના હૃદયને જે સાચું લાગે, તો કોઇની પરવા કર્યા વિના, એઓ તે તરફ વળે એ પ્રકારના માનવી હતા. એમણે એક યોજના ઘડી. એ યોજના પ્રમાણે મિ. જીન્ના જે પ્રાંતોની માગણી કરતા હતા, તે પ્રાંતોમાં લોકમત લેવો અને લોકમત અમુક સંખ્યામાં પાકિસ્તાનની તરફેણમાં આવે તો યુદ્ધ પૂરું થતાં, ત્યાં, પાકિસ્તાનની સ્થાપના કરવી. રાજાજીએ પોતાના મતને સમજાવવા મદ્રાસ ધારાસભાના કોંગ્રેસપક્ષની એક સભા બોલાવી તેમાં પોતાની યોજના, તેનાં કારણો અને શકય પરિણામો વગેરે વિસ્તારથી સમજાવ્યું. પરંતુ, એક બાજુ ગાંધીજી ને આખો દેશ હતો. બીજી બાજુ એકલા રાજાજી હતા. સામે પૂરે કામ કરવાનું હતું. રાજાજીની કસોટી શરૂ થઈ હતી. રાજાજીને કોઈ સમજવા તૈયાર નહોતું. કોંગ્રેસવાદીઓ તો નહોતા જ, પણ જેમની માગણીને સંતોષવાની રાજાજી હિમાયત કરતા હતા, તે જીન્નાએ પણ રાજાજી યોજના વિષે લેશમાત્ર પણ ઉત્સાહ દર્શાવ્યો નહિ. એમનો ઠરાવ મદ્રાસ ધારાસભાપક્ષમાં ઉડી ગયો. રાજાજીનું આ પગલું કોંગ્રેસ કારોબારી સમિતિને શિસ્તભંગનું લાગ્યું. કારણ કે કોંગ્રેસ કારોબારીનો સભ્ય, કોંગ્રેસ કારોબારીની નીતિ સામે, કારોબારીમાં રહીને જ આંદોલન ચલાવે, એ કોઇપણ સંસ્થા સ્વાભાવિક રીતે જ ન સહન કરી શકે. થોડા દિવસ બાદ અલ્હાબાદમાં અખિલ ભારત મહાસમિતિની સભા મળી. તેમાં રાજાજીના આ પગલાનો સખત રીતે વિરોધ કરવામાં આવ્યો. ને પરિણામે, રાજાજીએ, વીસ વર્ષે કાર્યવાહક સમિતિમાંથી રાજીનામુ આપ્યું. મહાસભા સમિતિમાં, રાજાજી સામે ઉગ્ર રોષ ચાલુ હતો. રાજાજીની યોજના સામે બિહારના નેતા શ્રી જગત્ નારાયણલાલે હિંદની એકતાનું સમર્થન કરતો અને પાકિસ્તાનનો વિરોધ કરતો ઠરાવ રજૂ કર્યો. અને એમાં લગભગ બધા વકતાઓએ રાજાજીના પગલાંનો સખતમાં સખત શબ્દોમાં

વિરોધ કર્યો. રાજાજીએ આટઆટલા વિરોધ છતાં, એકનિષ્ઠાથી, પોતાના મંતવ્યની સચ્ચાઇની એમને પૂરેપૂરી પ્રતીતિ હોવાથી, પોતાનો સુધારો રજૂ કર્યો. અને ખૂબ ગરમાગરમી પછી રાજાજીનો સુધારો ઊડી ગયો. રાજાજીને એમની તરફેણમાં પંદર મતો મળ્યા, જ્યારે એમના વિરોધમાં ૧૨૦.

રાજાજી હવે, જે સંસ્થામાં પોતે, લગભગ, ૨૫ વર્ષથી કામ કર્યું, તે સંસ્થા જોડે મતભેદને લીધે છૂટા પડતા હતા. રાજાજી કોંગ્રેસમાંથી ભારે હૈયે છૂટા પડ્યા. એક બાજુ, જેની પોતે જીવનભર સેવા કરી તે સંસ્થા હતી, એની જોડેની વર્ષોની મહોબ્બત હતી, એ સંસ્થા જોડે પોતાનું જીવન જડાયું હતું, તો બીજી બાજુ પોતાના મંતવ્ય પરત્વેની એમની સાચી નિષ્ઠા હતી. એમણે એકલે હાથે, કોઇની પણ સહાનુભૂતિ વગર, બધાના વિરોધ અને તિરસ્કારની વચ્ચે પોતાના મંતવ્યોનો પ્રચાર કરવા માંડ્યો. કોંગ્રેસ મહાસભા સમિતિએ તો ૧૯૪૨ ના ઓગસ્ટમાં મહાન ક્રાન્તિ આદરી અને દેશભરમાં જંગ શરૂ થઈ ગયો. રાજાજીના બધા પ્રિય સાથીઓ જેલમાં બેઠા. રાજાજીને બહાર રહેતાં ઘણું દુઃખ થતું હતું રાજાજીનો વિરોધ દિનપ્રતિદિન વધતો ગયો. રાજાજી જ્યાં જાય ત્યાં એમનું સ્વાગત "રાજાજી પાછા જાઓ"નાં સૂત્રોથી ને કાળા વાવટાથી થયું. એમની સભામાં કોઇ આવતું નહિ. આવે તો સભામાં પથરા પડતા. એમની સામે ખુલ્લા આક્ષેપો થતા. છતાં એઓ અપ્રતિમ ધીરજથી પોતાનું કાર્ય સ્મિતવદને કર્યે જતા. રાજાજી મુંબઈ આવ્યા હતા. દક્ષિણ હિંદવાસીઓ જ્યાં વધુ પ્રમાણમાં છે, એવા માટુંગા લત્તામાં એમનું વ્યાખ્યાન ગોઠવાયું. રાજાજી વિરોધીઓ સભાના સમય પૂર્વે કલાકો પહેલાં કાળાવાવટા ને 'રાજાજી પાછા જાઓ'ના સૂત્રો પુકારતા, ત્યાં ખડા થયા. વાતાવરણ તંગ હતું. લોકો

તરફ ગયું. રાજાજીએ એક વિશિષ્ટ પ્રયત્ન ગાંધીજીની સહાયથી મુસ્લિમ લીગ જોડે સમાધાન માટે કરી જોયો, પણ તેમાં એઓ ફાવ્યા નહિ. એ મંત્રણા નિષ્ફળ ગઈ. ને, ત્યારથી એમણે એ પ્રયત્ન છોડયો.

એ પછી કોંગ્રેસ કારોબારીના સભ્યો છૂટયા, ને સીમલામાં પરિષદ ભરાઈ. એમાં રાજાજીએ અગ્રભાગ ભજવ્યો. એમની સલાહ દરેક વખતે લેવાતી. એમને કારોબારી સમિતિમાં અગત્યની ચર્ચા વખતે બોલાવવામાં આવતા.

ત્યારબાદ, કોંગ્રેસ ફરી કાયદેસર થઈ. એણે મંત્રણાનો માર્ગ લીધો. કોંગ્રેસે મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીમાં ભાગ લીધો, ને પછી આવી પ્રાંતીય ધારાસભાની ચૂંટણી. લગભગ દરેક પ્રાંતમાં કોંગ્રેસે ૧૯૩૯માં જ્યારે રાજીનામું આપ્યું તે વખતે જે મુખ્ય પ્રધાન હોય, તે જ મુખ્ય પ્રધાન તરીકે ચૂંટાય એમ કોંગ્રેસની પાર્લામેન્ટરી સમિતિએ નક્કી કર્યું. એમાં વાંધો માત્ર બે જણ વિષે જ જણાયો. ઓરિસાના મુખ્ય પ્રધાન શ્રી. વિશ્વનાથ દાસ અને મદ્રાસના વડા પ્રધાન રાજાજી. વિશ્વનાથ દાસ સામેનો વાંધો, તો સરકારે એમને ચૂંટણી માટે નાલાયક ઠેરવેલા તે હતો. જ્યારે રાજાજી સામેનો વાંધો કોંગ્રેસમાંથી જ હતો. મદ્રાસના કોંગ્રેસવાદીઓ હજી ૧૯૪૨ની રાજાજીની વલણને વિસર્યા નહોતા. મદ્રાસના તામિલનાડ કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. કામરાજ નાદર રાજાજીની વિરુદ્ધ હતા. અને કોઈપણ રીતે રાજાજી પાછા ન ચૂંટાય તેની તરકીબ એમણે કરવા માંડી. રાજાજીવિરોધી વાતાવરણ વધવા માંડયું. ગાંધીજી હિંદી પ્રચાર સભાના કાર્ય માટે મદ્રાસ ગયા, ત્યારે એમણે રાજાજી અને નાદર બંનેની સમજૂતી માટે પ્રયત્ન કર્યો. પણ એમને સફળતા મળી નહિ. એટલે એમણે પોતે મદ્રાસમાં જે જોયું ને જાણ્યું તે વિષે લખ્યું :

લેખમાં લખ્યું કે, "રાજાજીને કોંગ્રેસ જોડે મતભેદ છે, ને તેથી એ બહાર રહ્યા છે. એ તો બહાર રહીને સત્યાગ્રહ ચળવળને દોરવાની એક તરકીબ છે".

રાજાજીને આ આક્ષેપથી ખૂબ માઠું લાગ્યું ને એમણે એ પત્રના તંત્રી ઉપર બદનક્ષીનો દાવો માંડયો. દાવો ઘણા સમય સુધી ચાલ્યો. ને તેમાં પત્રના તંત્રીએ રાજાજીને ઘણા કઢંગા પ્રશ્નો પૂછયા. એ કેસમાં તો રાજાજી જીત્યા ને પત્રના તંત્રીને ૧૦૦૦ રૂપિયાના દંડની સજા થઈ પરંતુ, એણે હાઈકોર્ટમાં અપીલ કરી ને તેમાં રાજાજી હાર્યા ને પેલો છૂટયો.

આજ સમયમાં સરકાર અને કોંગ્રેસ વચ્ચે જે મડાગાંઠ ઊભી થયેલી, તેમાંથી શો રસ્તો નીકળે તે વિષે રાજાજીએ 'The Way Out' નામે નાની પુસ્તિકા લખી તેમાં પોતાના બધા રાજકીય વિચારો, અને પોતાનું હૃદય સ્પષ્ટ દર્શાવ્યું છે.

રાજાજી ૧૯૪૨થી ૧૯૪૫ સુધી આમ વિજન માર્ગમાં માત્ર શ્રદ્ધાને બળે, એકલા, સંગી સાથી વિના, ભટકયા. એ સમયમાં એમણે પોતાની બધી રાજકીય કમાણી ખોઈ, પ્રતિષ્ઠા ખોઈ, કીર્તિ ખોઈ, નેતાગીરી ખોઈ, પોતાના સાથીઓનો વિશ્વાસ ખોયો, લોકપ્રિયતા ખોઈ. જાણે હિંદના રાજકીય જીવનમાંથી રાજાજી સદાને માટે લુપ્ત થયા હોય એમ લાગ્યું. જાણે રાજાજી હવે કોઈ દિવસ પૂર્વસ્થાન પ્રાપ્ત નહિ કરે એ વિષે દરેકને સો એ સો ટકા પ્રતીતિ હતી.

૧૯૪૫માં ગાંધીજી છૂટયા, ને, ગાંધીજીએ રાજાજીની યોજના પર જનાબ જીન્ના જોડે મંત્રણા કરવાનું કબૂલ્યું ત્યારથી રાજાજીની પ્રતિષ્ઠાની ઓટ ઓછી થઈ. અને લોકોનું ધ્યાન એમની

જમા થયા હતા. સભામાં ભંગ પડે તેની પૂરી શકયતા હતી. રાજાજી આવ્યા. એમની મોટરને લોકોનું ટોળું ઘેરી વળ્યું. 'પાછા જાઓ'ના પોકારો થયા. એમની પર કોઇએ પથરો ફેંકયો, છતાં એઓ સભામાં જેમ તેમ ગયા. એમની પર એક જણે ઇંડું ફેંકયું. બીજાએ ફેંકયું. સભામાં હો હો થઈ રહી. એટલામાં પાકિસ્તાન વિરોધી મોરચાવાળા ચટ્ટેએ રાજાજી પાસે જઈ એમના શરીર પર ડામર નાખ્યો. છતાં આ માનવી સ્વસ્થ હતો. એ ચટ્ટેને કહે, "આમાં તમારો વખત બગડે છે." આખરે સભા છોડી એઓ ચાલ્યા ગયા

બીજી એક સીમલાની સભામાં આ ચટ્ટે રાજાજીની પાસે આવી એમની સભામાં ધાંધલ મચાવી એમને મારવા આવ્યો. રાજાજી સ્મિતવદને કહે, "આજ મારો દોસ્ત છે જ્યાં જુઓ ત્યાં મારી પાછળ ને પાછળ."

આટઆટલા વિરોધ છતાં રાજાજીને પોતાના માર્ગમાં અવિચળ શ્રદ્ધા રહી હતી. એકવાર એક અખબારી પ્રતિનિધિએ રાજાજીને કહ્યું, "તમારી પર લોકોના ગુસ્સાનો પાર નથી. તમે શાંત રહેતા હો તો?" રાજાજી ઉત્તરમાં કહે, "હું શા માટે શાંત રહું? લોકો ગુસ્સે થાય છે એનો અર્થ એ નથી કે એ લોકો સાચા છે. ને, હું ખોટો છું. એનો અર્થ એટલો જ છે કે એ લોકો ગુસ્સે થયા છે, ને હું નથી થયો. જેઓ ગુસ્સે થયા હોય તેની વિવેક બુદ્ધિ જેઓ ગુસ્સે ન થયા હોય તેમના જેટલી સંગીન હોતી નથી."

આમ છતાં, કવચિદ્ લોકોના ખોટા આક્ષેપોથી એમને ખોટું પણ લાગી આવતું. જ્યારે બધાય કોંગ્રેસ નેતા જેલમાં ગયા ત્યારે મદ્રાસના "ઓબ્ઝરવર" નામના પત્રના તંત્રીએ એનાં તંત્રી-

લેખમાં લખ્યું કે, "રાજાજીને કોંગ્રેસ જોડે મતભેદ છે, ને તેથી એ બહાર રહ્યા છે. એ તો બહાર રહીને સત્યાગ્રહ ચળવળને દોરવાની એક તરકીબ છે".

રાજાજીને આ આક્ષેપથી ખૂબ માઠું લાગ્યું ને એમણે એ પત્રના તંત્રી ઉપર બદનક્ષીનો દાવો માંડ્યો. દાવો ઘણા સમય સુધી ચાલ્યો. ને તેમાં પત્રના તંત્રીએ રાજાજીને ઘણા કઢંગા પ્રશ્નો પૂછ્યા. એ કેસમાં તો રાજાજી જીત્યા ને પત્રના તંત્રીને ૧૦૦૦ રૂપિયાના દંડની સજા થઈ પરંતુ, એણે હાઇકોર્ટમાં અપીલ કરી ને તેમાં રાજાજી હાર્યા ને પેલો છૂટ્યો.

આજ સમયમાં સરકાર અને કોંગ્રેસ વચ્ચે જે મડાગાંઠ ઊભી થયેલી, તેમાંથી શો રસ્તો નીકળે તે વિષે રાજાજીએ 'The Way Out' નામે નાની પુસ્તિકા લખી તેમાં પોતાના બધા રાજકીય વિચારો, અને પોતાનું હૃદય સ્પષ્ટ દર્શાવ્યાં છે.

રાજાજી ૧૯૪૨થી ૧૯૪૫ સુધી આમ વિજન માર્ગમાં માત્ર શ્રદ્ધાને બળે, એકલા, સંગી સાથી વિના, ભટક્યા. એ સમયમાં એમણે પોતાની બધી રાજકીય કમાણી ખોઈ, પ્રતિષ્ઠા ખોઈ, કીર્તિ ખોઈ, નેતાગીરી ખોઈ, પોતાના સાથીઓનો વિશ્વાસ ખોયો, લોકપ્રિયતા ખોઈ. જાણે હિંદના રાજકીય જીવનમાંથી રાજાજી સદાને માટે લુપ્ત થયા હોય એમ લાગ્યું. જાણે રાજાજી હવે કોઈ દિવસ પૂર્વસ્થાન પ્રાપ્ત નહિ કરે એ વિષે દરેકને સો એ સો ટકા પ્રતીતિ હતી.

૧૯૪૫માં ગાંધીજી છૂટ્યા, ને, ગાંધીજીએ રાજાજીની યોજના પર જનાબ ઝીન્ના જોડે મંત્રણા કરવાનું કબૂલ્યું ત્યારથી રાજાજીની પ્રતિષ્ઠાની ઓટ ઓછી થઈ. અને લોકોનું ધ્યાન એમની

તરફ ગયું. રાજાજીએ એક વિશિષ્ટ પ્રયત્ન ગાંધીજીની સહાયથી મુસ્લિમ લીગ જોડે સમાધાન માટે કરી જોયો, પણ તેમાં એઓ ફાવ્યા નહિ. એ મંત્રણા નિષ્ફળ ગઈ. ને, ત્યારથી એમણે એ પ્રયત્ન છોડયો.

એ પછી કૉંગ્રેસ કારોબારીના સભ્યો છૂટયા, ને સીમલામાં પરિષદ ભરાઈ. એમાં રાજાજીએ અગ્રભાગ ભજવ્યો. એમની સલાહ દરેક વખતે લેવાતી. એમને કારોબારી સમિતિમાં અગત્યની ચર્ચા વખતે બોલાવવામાં આવતા.

ત્યારબાદ, કૉંગ્રેસ ફરી કાયદેસર થઈ. એણે મંત્રણાનો માર્ગ લીધો. કૉંગ્રેસે મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીમાં ભાગ લીધો, ને પછી આવી પ્રાંતીય ધારાસભાની ચૂંટણી. લગભગ દરેક પ્રાંતમાં કૉંગ્રેસે ૧૯૩૯માં જ્યારે રાજીનામું આપ્યું તે વખતે જે મુખ્ય પ્રધાન હોય, તે જ મુખ્ય પ્રધાન તરીકે ચૂંટાય એમ કૉંગ્રેસની પાર્લામેન્ટરી સમિતિએ નક્કી કર્યું. એમાં વાંધો માત્ર બે જણ વિષે જ જણાયો. ઓરિસાના મુખ્ય પ્રધાન શ્રી. વિશ્વનાથ દાસ અને મદ્રાસના વડા પ્રધાન રાજાજી. વિશ્વનાથ દાસ સામેનો વાંધો, તો સરકારે એમને ચૂંટણી માટે નાલાયક ઠેરવેલા તે હતો. જ્યારે રાજાજી સામેનો વાંધો કૉંગ્રેસમાંથી જ હતો. મદ્રાસના કૉંગ્રેસવાદીઓ હજી ૧૯૪૨ની રાજાજીની વલણને વિસર્યા નહોતા. મદ્રાસના તામિલનાડ કૉંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. કામરાજ નાદર રાજાજીની વિરુદ્ધ હતા. અને કોઈપણ રીતે રાજાજી પાછા ન ચૂંટાય તેની તરકીબ એમણે કરવા માંડી. રાજાજીવિરોધી વાતાવરણ વધવા માંડયું. ગાંધીજી હિંદી પ્રચાર સભાના કાર્ય માટે મદ્રાસ ગયા, ત્યારે એમણે રાજાજી અને નાદર બંનેની સમજૂતી માટે પ્રયત્ન કર્યો. પણ એમને સફળતા મળી નહિ. એટલે એમણે પોતે મદ્રાસમાં જે જોયું ને જાણ્યું તે વિષે લખ્યું :

"મદ્રાસની કોંગ્રેસ સંસ્થા રાજાજીની કિંમતી સેવા ગુમાવે તે વિષે હું તેમને ચેતવી દઉં છું..........મને ખબર છે કે એઓ ૧૯૪૨ વખતે મારાથી જુદા પડયા હતા. એ મતભેદ એમણે જે હિંમતથી દર્શાવ્યો, અને જાહેર રીતે દર્શાવ્યો તે માટે એમની પ્રત્યે મને માન ઉપજે છે. એઓ મહાન સામાજિક સુધારક છે અને એમની પોતાની માન્યતા અનુસાર કાર્ય કરતાં જરાય સંકોચ પામતા નથી. એમનું રાજકીય ડહાપણ અને નિષ્ઠા વિષે બે મત હોઈ જ ન શકે. એથી એમની સામે જ્યારે કાવત્રું રચાય છે એ મેં જોયું ત્યારે મને ઘણું દુઃખ થયું........."

કાવત્રાં શબ્દથી કામકાજ નાદર છેડાયા. રાજાજીને પોતાને વિષે આટઆટલી ચર્ચા ચાલે તે ગમ્યું નહિ, એટલે રાજકીય ક્ષેત્રમાંથી સદંતર નિવૃત્ત થવાની એમણે ગાંધીજી પાસે રજા માંગી. રાજાજીએ લખ્યું, "આપે જાહેરમાં મારે વિષે જે કંઈ કહ્યું તેથી સમુદ્રમંથનની જેમ વિષ બહાર આવ્યું છે, જે તમારે શિવની જેમ પચાવવું પડે છે. તમે એ પચાવી શકો એમ છો તે હું જાણું છું. પણ એણે મારી શાંતિની ઝંખના એવી જગાડી દીધી છે કે જેનો વિરોધ થઈ શકે એમ નથી. એ ઝંખનાનો સામનો કરવાની શક્તિ મારામાં હવે રહી નથી." આમ છતાં રાજાજી કારોબારીના આગ્રહથી ચૂંટણીમાં ઉભા રહ્યા અને ચૂંટાયા. ત્યારબાદ આવી મદ્રાસ કોંગ્રેસ ધારાસભા પક્ષના નેતાની ચૂંટણી. કોંગ્રેસ કારોબારીએ ને ગાંધીજીએ પોતાથી બને તેટલા બધા પ્રયત્નો રાજાજી ચૂંટાય એમ કર્યો. કોંગ્રેસ પ્રમુખ મૌલાના આઝાદે રાજાજીને નેતા

તરીકે ચૂંટવાની આજ્ઞા પણ ધારાસભાપક્ષને આપી. પણ આખરે રાજાજી હાર્યા, ને પ્રકાશમ ચૂંટાયા.

આમ રાજાજીએ પોતાના પ્રાંતનો નહિ પણ પોતાના સાથીઓનો વિશ્વાસ ફરી મેળવી લીધો. એમની સહૃદયતાની, પ્રામાણિક મંતવ્યતી જીત થઈ. રાજકીય લોકપ્રિયતા કેટલી ચંચળ અને ક્ષણજીવી છે તેની સૌને પ્રતીતિ થઈ. ત્યારબાદ મૌલાના આઝાદ કોંગ્રેસના પ્રમુખપદેથી નિવૃત્ત થતાં જવાહરલાલ કોંગ્રેસ પ્રમુખપદે આવ્યા. એમણે પાછા રાજાજીને ગર્વનર કોંગ્રેસ કારોબારીમાં લીધા. અને ૧૯૪૭માં મધ્યસ્થ સરકારમાં ઉદ્યોગખાતાના મંત્રી તરીકે પસંદ કર્યા. લોકપ્રિયતા, સાથીઓ, પ્રતિષ્ઠા, એ બધું રાજાજીને પાછું મળ્યું. ને એમના અગ્નિપરીક્ષાના દિવસો પૂરા થયા. એમાંથી એઓ શુદ્ધ કાંચનની માફક બહાર નીકળ્યા. હિંદના રાજકીય જીવનમાં રાજાજી કેટલા અનિવાર્ય છે તેનું જનતાને હવે ભાન થયું. રાજાજીને શિરે વર્ષોથી જે કાળાં વાદળો છવાયાં હતાં તે હવે ધીમે ધીમે વિલીન થતાં ગયાં. દુઃખના, વિજનતાના અને પરિતાપના દિવસો ગયા ને પુનઃ પ્રકાશવંતા દિવસો એમને માટે આવ્યા. રાજાજીના પુનરાગમનથી દેશને લાભ થયો, કોંગ્રેસને લાભ થયો અને જનતાને પણ લાભ થયો. પાંચ વર્ષની અખંડ તપશ્ચર્યા પછી રાજાજી પોતાનું પહેલાનું સ્થાન ફરી પ્રાપ્ત કરી શક્યા એટલું જ નહિ પણ ઉત્તરોત્તર એમાં એકધારો વધારો થતો ગયો છે.

## પ્રકરણ ૯ મું

### મધ્યસ્થ સરકારના પ્રધાન અને બંગાળાના ગવર્નર

૧૯૪૭ ની સામાન્ય ચૂંટણીમાં રાજાજી વિરોધી વાતાવરણને પરિણામે રાજાજી મદ્રાસ ધારાસભાના કોંગ્રેસ પક્ષના નેતા તરીકે ચૂંટાયા નહિ, ને શ્રી પ્રકાશમની વડા પ્રધાન તરીકે વરણી થઈ. રાજાજી જેવા અથાગ બુદ્ધિશાળી, પ્રતિભાશાળી ને શક્તિશાળી માણસનો દેશની પ્રગતિ માટે ઉપયોગ ન થાય એ કોંગ્રેસના વરિષ્ઠમંડળને ગમ્યું નહિ. એવામાં લોર્ડ વેવલે, પંડિત જવાહરલાલ નેહરુને મધ્યસ્થ પ્રધાનમંડળને રચવાનું આમંત્રણ આપ્યું ને પરિણામે, જવાહરલાલે રાજાજીને પોતાના પ્રધાનમંડળમાં લીધા. રાજાજીને ઉદ્યોગ ને નાગરિક પૂરવઠાનો વિભાગ સોંપાયો. એમણે ૧૧ મહિના એ હોદ્દો સંભાળ્યો. રાજાજીનું ખાતું એવું હતું, કે, એમાં બહુ મોટા સુધારાને અવકાશ નહોતો. એ અગીયાર માસ દરમિયાન કોઈ પણ પ્રધાનમંડળનો સભ્ય વધારેમાં વધારે શાન્ત હોય તો તે રાજાજી હતા. એ બીજા કોઈ સરકારી ખાતાના અધિકારીની જેમ બરાબર અગીયારને ટકોરે ઓફીસમાં આવીને કામે ચઢી જતા, ને, સાંજના સાત વાગ્યા સુધી એકસરખા કામમાં મંડ્યા રહેતા. આથી એમના અધિકારીઓને, બીજા અમલદારોને, કારકુનોને તથા પટાવાળાઓને પણ જાગૃત ને કાર્યરત રહેવું પડતું. બધાએ આસાની ભોગવેલી એટલે એમને ઘણે

કપરું લાગતું હતું. આ ઉપરાંત રાજાજીની કામ લેવાની પદ્ધતિ પણ અનોખી જ હતી. દરેક માણસને કામ સોંપી એની પાસે એ કામનો જવાબ માંગતા. આ જ કારણથી જ્યારે મુસ્લિમ લીગના પ્રતિનિધિઓને પ્રધાનમંડળમાં લેવાનું નક્કી થયું, ત્યારે કેટલાક પ્રધાનોએ રાજાજી જાય એમ ઇચ્છયું. પણ રાજાજીની કિંમત જવાહરલાલ, સરદાર, ગાંધીજી વગેરે સર્વેને વિદિત હતી. એટલે કહેવાય છે કે તે સમયે પંડિતજીએ બહુ જ સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે "રાજાજી વિના મને નહિ ચાલે", ને, આખરે પ્રધાન મંડળમાંથી શરદચંદ્ર બોઝને જવું પડયું. આ કારણથી શરદ બાબુ ઘણા નાખુશ થયેલા. ને, એમણે જ્યારે રાજાજી બંગાળના ગવર્નર નીમાયા, ત્યારે રાજાજી વિરોધી ઝૂંબેશ ઊપાડેલી. રાજાજીની સામે દેખાવો કરવા લોકોને ઉશ્કેરેલા અને એ સંબંધી સંખ્યાબંધ નિવેદનો પણ બહાર પાડેલાં.

૧૯૪૭ની ૧૫મી ઓગસ્ટે હિન્દને સ્વાતંત્ર્ય મળ્યું. ને પ્રધાનમંડળની પુનઃરચના થઈ. બે નવા પ્રાંતો બન્યા. પૂર્વ પંજાબ ને પશ્ચિમ બંગાળ. પશ્ચિમ બંગાળ ને પૂર્વ પંજાબ માટે, બહુ બાહોશ, કાર્યની ધુરા આસાનીથી ધારણ કરી શકે એવા પ્રભાવશાળી અને કુનેહવાળા પુરુષોની જરૂર હતી. અને એ શક્તિ, આપણા નેતાઓને રાજાજીમાં લાગી. રાજાજી પર એમની પસંદગી ઉતરી. રાજાજીને પૂછવામાં આવ્યું. પણ રાજાજીને કંઈ પ્રધાનમંડળનો મોહ નહોતો. એમને તો માત્ર દેશની એકનિષ્ઠાથી સેવા કરવાની જ તમન્ના ને ધગશ હતી. એટલે એમણે તો જે કાર્ય સોંપાય તે શક્તિશાળી રીતે બજાવવાનું હતું. એમણે એ પદનો સ્વીકાર કર્યો, ને પંદરમી ઓગસ્ટે રાજાજીની પશ્ચિમ બંગાળના ગવર્નર તરીકે નિયુક્તિ થઈ.

રાજાજી માટે સમય અને પરિસ્થિતિ ઘણાં વિકટ હતાં. રાજાજીની નિયુક્તિ થતાં જ શ્રી. શરદ ચંદ્ર બોઝે 'રાજાજીની નિમણૂંક એ બંગાળીઓનું અપમાન છે', 'બંગાળ એમનો જોરશોરથી વિરોધ કરશે,' 'રાજાજી એ બંગાળના વિરોધી છે', 'એઓ બંગાળીઓને ધિક્કારે છે', એવાં એવાં સૂત્રો પોકાર્યાં. એ મતલબનાં રોજ-બ-રોજ અખબારી નિવેદનો પ્રગટ કરવાં માંડયાં, એટલું જ નહિ પણ સભાઓ ભરી એમાં રાજાજી સામે ઝેર રેડયું.

પરંતુ બંગાળને એમના જેવા શાંત, જરાય ઉશ્કેરાય નહિ એવા, પ્રામાણિક, સિદ્ધાંતવાદી, બુદ્ધિશાળી, સંયમી ને નિષ્ઠાવાન માનવીની જરૂર હતી. કલકત્તામાંથી કોમી આગ બૂઝાઈ નહોતી. પોતાનું રાજ્ય આવ્યું એ ભાવનાની સાથે બંગાળના હિન્દુઓમાં સુરાવર્દી પ્રધાનમંડળમાં જે ગુંડારાજ ચાલેલું, જે હિન્દુઓને પારાવાર સહન કરવું પડેલું, તેનું વેર લેવાની પ્રબળ પ્રવૃત્તિ જાગી ઊઠેલી. એટલે પશ્ચિમ બંગાળાના ગવર્નરની ગાદી એ તો જ્વાળામુખી પર બેસવા જેવું વિકટ હતું. બીજું એ હતું, કે, ૧૯૪૨માં રાજાજીએ મુસ્લિમ લીગની જોડે વાટાઘાટ ને સમજાવટની નીતિ અખત્યાર કરેલી. મુસ્લિમ લીગની પાકીસ્તાનની માગણી મંજૂર કરવાની હિમાયત કરેલી. એટલે રાજાજી એ મુસ્લિમપક્ષી છે, મુસ્લિમોને હિન્દુઓને ભોગે રાજી રાખવાની તરફેણમાં છે, એવી માન્યતા, બંગાળના હિન્દુઓમાં બહુ પ્રબળપણે હતી. અને રાજાજી સામેના અણગમાનું આ પણ એક મોટું કારણ હતું. આમાં ભળી શરદ બાબુની ઉગ્ર વાણી પછી પૂછવું જ શું? આમ છતાં, રાજાજીની તરફેણમાં પણ અમુક -પ્રકારનું વાતાવરણ મોજૂદ હતું જ. એમાં પ્રથમ તો રાજાજીને મહાસભાએ નિયુક્ત કરેલા. અને, બંગાળમાં મહાસભાનું જ પ્રધાનમંડળ નિયુક્ત થયું હતું.

બીજું, બંગાળાના મુખ્ય મંત્રી શ્રી. પ્રફુલ્લચંદ્ર ઘોષ અને રાજાજી બન્ને ગાંધીજીના સાચા અનુયાયી હતા. ત્રીજી તરફ, રાજાજીનું પોતાનું વર્ચસ્વ, પ્રતિભા ને વિરોધીઓને પોતાની તરફેણમાં ફેરવી નાંખવાની આવડત મશહૂર હતાં.

આમ તંગ વાતાવરણમાં રાજાજી પોતાના હોદ્દાને સંભાળવા, દિલ્હીથી, ૧૪મી ઓગસ્ટને દિવસે મધ્યાન્હે કલકત્તાના વિમાનઘરે આવી પહોંચ્યા. વિમાનઘરે એમનું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું. કોંગ્રેસ મંત્રીમંડળના સર્વે સભ્યો તો હાજર હતા જ. પરંતુ, સરકારના બધા અધિકારીઓ ઉપરાંત, જનતાનાં ટોળાં ઉભરાતાં હતાં. તેનાં અનેક કારણો હતાં. એક તો, બંગાળની પ્રજા આજે કેટલાંય વર્ષે મુસ્લિમ લીગના રાજ્યની નાગચૂડમાંથી છૂટી હતી, અને પોતાનું રાજ્ય માણતી હતી, તેનો આનંદ લોકોમાં હતો. બીજું, એ દિવસે, જેને માટે બંગાળાએ વિશેષમાં વિશેષ કુરબાની કરી હતી, તે સ્વાતંત્ર્ય આજે પ્રાપ્ત થયું હતું. એટલે એ આઝાદીની ચમક, આઝાદીપ્રાપ્તિનું ગૌરવ બધાના મુખ પર હતું. રાજાજી એ અમે તેવા તોયે પ્રથમ હિંદી ગવર્નર હતા. અને તે પણ પૂરા હિન્દુસ્તાની લેબાસમાં હતા. આ બધાને કારણે એમનું સ્વાગત ભવ્ય રીતે થયું. વિમાનઘરથી આઠ માઈલને રસ્તે લોકોનાં ટોળાં, કોઈ પુષ્પોથી, કોઈ એમની જય બોલાવીને, કોઈ રસ્તામાં હારતોરણો ટાંગીને, એમનું સ્વાગત કરતાં હતાં. જોડે શરદબાબુના વક્તવ્યની પણ અસર થયેલી જણાતી હતી કારણ કે, દસબાર જણા કાળાવાવટા જોડે "રાજાજી પાછા જાઓ", "રાજાજી મુર્દાબાદ" વગેરે સૂત્રો પોકારતા રાજાજીને ...રો આપવા ઉભા હતા. પરન્તુ હજારોની મેદનીમાં એવા દશ-... શો હિસાબ. રાજાજી તો આવા વિરોધીઓથી સારી પેઠે

ટેવાયલા હતા. એમને એની કશીય નવાઈ નહોતી. એમણે તો સ્મિતવદને એમને પણ હાથ જોડીને આવકાર્યા. રાજાજી ગવર્નરગૃહે આવ્યા ત્યાં, વિદાય લેતા ગવર્નર સર ફ્રેડરિક બરોએ ગવર્નરગૃહ-વાસીઓનું ઓળખાણ કરાવ્યું. ને મધ્યરાત્રે ખૂબ સાદાઈથી કલકત્તા હાઈકોર્ટના વડા ન્યાયાધીશે રાજાજીનો સોગંદવિધિ કરાવ્યો. રાજાજીના પહેરવેશમાં, એમની રીતભાતમાં, એમની સ્વાભાવિકતામાં અંશતઃ પણ ફેરફાર થયો નહોતો. બંગાળમાં અત્યારસુધી જે ગવર્નરો આવતા તે રાજ્ય ચલાવવા આવતા. હિન્દની ગુલામ-ગીરી કાયમ કરવા આવતા. રાજાજી આવ્યા હતા બંગાળની સેવા કરવા માટે. રાજાજી જનતાનું ભલું કરવા આવ્યા હતા. રાજાજી માટે તો આ સેવાનો મોકો હતો તેથી એઓ આવ્યા હતા. એમને સત્તાનો શોખ નહોતો. ગવર્નરપદનો મોહ નહોતો. હુકમ કરવાનું મન નહોતું. હતું માત્ર દેશનું હિત.

રાજાજી ગવર્નરગૃહમાં આવ્યા. એમને સૂઝ નહોતી પડતી કે આવડા મોટા ગવર્નરગૃહને શું કરવું? કલકત્તાનું ગવર્નરગૃહ એટલે હિંદના બીજા બધા ગવર્નરગૃહો કરતાં મોટામાં મોટું, ભવ્ય અને દર્શનીય મહાલય. એનું કારણ કલકત્તા એ પૂર્વે હિંદની રાજ્યધાની હતું. એટલે આવા મોટા દેશને અનુરૂપ એવું ગવર્નરગૃહ બંધાયું હતું. ગવર્નરગૃહમાં એકસોવીસ તો ઓરડાઓ હતા. એમના જેવા ઓછામાં ઓછી જરૂરિયાતવાળા માનવીને કેટલા ઓરડાઓ જોઈએ? એમને પ્રકૃતિનો ખૂબ શોખ એટલે એમણે પ્રથમ તો શહેરની ધાંધલ ધમાલથી દૂર ગંગાના કિનારે આવેલું નાનું ગવર્નર-ગૃહ પોતાના વસવાટ માટે પસંદ કર્યું. ત્યાં થોડા દિવસ રહ્યા, પણ એમને કાં તો ત્યાં ફાવ્યું નહિ, અથવા તો આવવા જવાની અગવડ પોતાના માણસોને પડે છે એમ લાગવાથી એઓ પાછા

શહેરની વચ્ચોવચ્ચ જ પેલા ભવ્ય મહાલયમાં આવ્યા.

ગવર્નરનો મહેલ સામાન્ય જન માટે તો દૂરથી જ દર્શનીય હતો. સામાન્ય માનવી ત્યાં જઈ શકે એમ હતું જ નહિ. કારણ, એમાં ખાસ અનુમતિ જોઈએ. એ અનુમતિ એમને એમ તો કંઈ મળે નહિ. પરંતુ પંદરમી ઑગસ્ટ ૧૯૪૭ને દિને ગવર્નરગૃહની આસપાસની ખુલ્લી જગ્યામાં રાજાજીએ રાષ્ટ્રધ્વજનું આરોપણ કરી ધ્વજવંદન કર્યું. એ ધ્વજવંદનનો કાર્યક્રમ જાહેર જનતા માટે ખુલ્લો રાખ્યો. ધ્વજવંદન કરવા સામાન્યમાં સામાન્ય માનવીને ત્યાં આવવાની તક મળી. ઘણા તો ગવર્નરગૃહ એ બહાને જોવાશે એ કુતૂહલથી જ ધ્વજ-વંદનમાં ગયેલા. ગવર્નરગૃહમાં માનવમેદનીનો પાર નહોતો. કલકત્તા શહેર તે દિવસે હર્ષની હેલિએ ચડ્યું હતું. મેદનીમાં ભિન્ન ભિન્ન પ્રકારના લોકો જમા થયેલા હતા. એટલે એમાંના કેટલાક તોફાની તત્ત્વોએ ગવર્નરગૃહમાં ઘૂસીને, સરકારી સામાનને નુકશાન પહોંચાડ્યું. લોકો કુતૂહલપ્રેર્યા, બેજવાબદાર રીતે વર્ત્યાં. પરિણામે ગવર્નરગૃહને દસહજાર રૂપિયાનું નુકશાન થયું.

રાજાજીની જવાબદારી ઘણી ભારે હતી. પશ્ચિમ બંગાળા તદ્દન નવો પ્રાંત હતો. એમાં મંત્રીમંડળની સ્થિરતા નહોતી. બંગાળ પ્રાંતિક મહાસભા સમિતિમાં અનેક ભાગલા હતા. એઓ આપસ-આપસમાં ઝઘડતા હતા. પ્રજામાં સ્થિરતાની કે શાંતિની લાગણી નહોતી. અત્યારસુધી મુસ્લિમ લીગના એકતરફી અમલને લીધે કચડાયલી અને રીબાયલી પ્રજાએ નવું સ્વાતંત્ર્ય મળતાં એક જાતની એક બાજુ રાહત અનુભવી, તો બીજી બાજુ મુસ્લિમો તરફ વેર લેવાની વૃત્તિ પણ જાગૃત બની ગઈ. કલકત્તામાં સ્વાતંત્ર્ય મળતાં જ મુસ્લિમો પર હલ્લા થયા. બૉંબ ને ઍસીડના ગોળા-ઓનો છૂટથી ઉપયોગ થવા માંડ્યો. મુસ્લિમોએ પણ સામનો

કર્યો. પરિસ્થિતિ તંગ બની ગઈ. મહાત્માજી કલકત્તે આવ્યા. ગાંધીજીએ ઉશ્કેરાયલી જનતાને સમજાવવાનો પ્રયત્ન કર્યો. પણ ગાંધીજીની જોડે પ્રજાને રંજાડનાર, મુસ્લિમ લીગના પ્રધાન મંડળના નેતા સુરાવર્દી સાથે હતા. લોકોને ગાંધીજી પ્રત્યે પ્રેમ ને આદર બંને હતાં. પરંતુ ગાંધીજી જોડે સુરાવર્દી હોય તે એમનાથી ખમ્યું જાય એમ નહોતું. એટલે ગાંધીજીનું કહેવું લોકો સાંભળતા નહોતા. મુસ્લિમો પર જુલમો ચાલુ હતા. ગાંધીજી ઉપર પણ એમના મુસ્લિમ લતાના નિવાસગૃહે પથરા પડ્યા. લાઠી ઉગામતા જુવાનીયાઓ તૈયાર થયા. ગાંધીજીએ આખરે પોતાનું અમોઘ શસ્ત્ર – ઉપવાસનું – ઉપાડ્યું. રાજાજીની ચિંતા વધી પડી. રાજાજીએ જનતાને એની જવાબદારીનું ભાન કરાવ્યું. એમની ચિંતાનો પાર નહોતો. પોતે ગવર્નર હોય અને ત્યાં ગાંધીજીને અનશન કરવું પડે એ સ્થિતિ એમને માટે અસહ્ય હતી. એઓ રોજ દરેક કોમના નેતાઓને મળતા. વિદ્યાર્થીઓને મળતા. જાહેર સભાઓમાં વ્યાખ્યાનો આપતા. ગાંધીજીની પ્રાર્થના સભામાં હાજરી આપતા. ને એ રીતે ગાંધીજીનું અનશન છૂટે તેની પ્રવૃત્તિમાં રહેતા. આખરે, રાજાજીને ફત્તેહ મળી. દરેક કોમના લોકોએ ભેગા મળી, શાંતિ જાળવવાની ગાંધીજી સમક્ષ પ્રતિજ્ઞા લીધી. યુવાનોએ પોતાનાં કાતીલ હથિયારો બોંબ, સ્ટેનગન વગેરે ગાંધીજીને સોંપી દીધાં. ને રાજાજીની હાજરીમાં ગાંધીજીએ ઉપવાસ છોડ્યા. કલકત્તામાં શાંતિ છવાઈ ગઈ. રાજાજીને પ્રથમ વિજય પ્રાપ્ત થયો. રાજાજી વિરોધી વાતાવરણને રાજાજીએ પોતાની કુનેહથી શમાવી દીધું. રાજાજીનું ગૃહ એ ગવર્નરના ગૃહ કરતાં સામાન્ય માનવીના ગૃહ જેવું એમણે બનાવી દીધું. રાજાજી સામાન્ય માનવીને પણ ચાનું નિમંત્રણ આપતા, ને, તેની જોડે મિત્રભાવે વર્તતા. બંગાળી સ્વભાવે લાગણીના ભૂખ્યા હોય છે, ને, રાજાજીએ સાચે જ એમની એ પિપાસા દૂર કરી. એમણે એમના

વિરોધીઓને સ્નેહની શૃંખલાથી જીતી લીધા. અઠવાડિયાના બે ત્રણ દિવસો રાજાજીએ એવા જ રાખેલા કે જ્યારે એઓ બંગાળાના જુદા જુદા પક્ષના નેતાઓને, ચાનું આમંત્રણ આપતા, ને, એ રીતે પરિસ્થિતિને જુદા જુદા દૃષ્ટિબિન્દુથી સમજી લેતા.

રાજાજી બંગાળમાં ધીમે ધીમે ખૂબ જ લોકપ્રિય થતા ગયા. એઓ પ્રત્યેનો અણગમો ગમામાં ફેરવાઈ ગયો. એમની પ્રત્યેની ચીઢ પ્રેમમાં પરિણમી. એમને બંગવાસીઓ પોતાનામાં જ એક માનવા લાગ્યા. એ પછી તો લોર્ડ માઉન્ટબેટન ગવર્નર–જનરલ તરીકે નિવૃત્ત થતાં, રાજાજીની ગવર્નર–જનરલ તરીકેની નીમણૂંક થઈ. આ હકીકતથી બંગાળાને આનંદ ને દુઃખ બંને થયાં. રાજાજીને પણ બંગાળા જોડે એવી મહોબ્બત બંધાઈ ગયેલી કે, એમને પણ બંગાળા છોડતાં અત્યંત દુ.ખ થયું હતું. બંગાળાએ એમને પ્રેમથી બાંધી લીધા હતા. એમને બંગાળાના એકેએક ભાગમાંથી, એકેએક મંડળ તરફથી, વેપારીઓ ને વકીલો, દાક્તરો ને સરકારી અમલદારો, કલાકારો ને મજુરો, મીલમાલીકો ને ગુમાસ્તાઓ સૌના તરફથી એમને વિદાયમાન મળવા લાગ્યાં. દરેક વખતે રાજાજી એમના વ્યાખ્યાનમાં ખૂબ આર્દ્ર બની જતા. રાજાજીને વિદાય આપતાં કલકત્તાની મારવાડી સભાએ કહ્યું હતું, "આપ પહેલા હિંદી ગવર્નર–જનરલ બનો છો, તેથી અમને ઘણું અભિમાન થાય છે." એના ઉત્તરમાં રાજાજીએ કહ્યું:

> "કદાચ હું હિંદનો છેલ્લો ગવર્નર જનરલ હોઈશ. ને એ કારણે મારે યુગો પહેલાંના વોરન હેસ્ટીંગ્ઝ જોડે હાથ મિલાવવા પડશે ને કહેવું પડશે, 'તમારી આ મહાન કતારમાં તમે સૌથી પહેલા હતા ને હું સૌથી છેલ્લો છું.'"

દાર્જીલીંગની બંગસભાએ વિદાયનો મેળાવડો યોજ્યો ત્યારે રાજાજીએ એમના માનપત્રનો ઉત્તર આપતાં કહેલું:

"મને બંગાળા છોડી જતાં અત્યંત દુઃખ થાય છે. તમે એમ રખે માનતા કે રાજાજી ગવર્નર જનરલ બન્યો છે. એ તો બંગાળાના લોકોએ એમના સદ્વર્તનથી, એમના ઉચ્ચ ચારિત્ર્યથી મને ઉંચી પદવીએ પહોંચાડચો છે. ને એથી જ એક સિદ્ધાંતને શીખીને દિલ્હી જાઉં છું અને તે એ કે જેણે બંગાળને સુખી બનાવ્યું તે કીમીયો આખા હિંદમાં અજમાવવો જોઇએ......બંગાળવાસીઓ! આ ગવર્નર જનરલનું પદ મારું નથી તમારું છે. તમે બધા કંઈ દિલ્હીના વાઇસરોય ગૃહમાં જઇને બેસી ન શકો. એટલે તમારા બધાની વતી, તમારા પ્રતિનિધિ તરીકે હું દિલ્હી જાઉં છું. ત્યાં જો હું મારી જવાબદારી અદા કરવામાં ફળીભૂત થાઉં, તો એ સફળતા તમારી છે, મારી નહિ.........મને ગવર્નર જનરલ પદ મળ્યું તેમાં આનંદ પામવાનું કંઈ નથી. અત્યાર સુધી મારે એક કોલસાની ગુણ ઉપાડવી પડતી હતી, તેને બદલે હવે ત્રણ ગુણો ઉપાડવી પડશે, એટલું જ. હું હવે ઘરડો થયો. મેં જગતને ખૂબ જોયું છે, એટલે આ પદવીની મારે મન કશી જ કિંમત નથી, ને બીજાઓને પણ ન હોવી જોઇએ. જ્યારે આપણે આઝાદ હોઇએ ને આપણી સરકાર હોય,

ત્યારે નાનામાં નાની જગ્યાથી માંડીને મોટામાં મોટી જગ્યાઓ આપણામાંથી કોઇને કોઇએ તો ભરવી જ જોઇએ. તેથી આપણામાંથી કોઈ પટાવાળો થાય, ભંગીની જગ્યા સંભાળે, કે ગવર્નર જનરલ બને તેથી આપણે ફુલાવું ન જોઈએ. આપણે આપણી આઝાદીમાંથી એક જ પાઠ શીખવાનો છે, અને તે એ કે ગવર્નર જનરલનું પદ અને ભંગીનું પદ બંને લોકસેવા કરવાની સમાન તક છે. એમાં કશો ફરક ન હોવો જોઇએ."

રાજાજીમાં જે નમ્રતા અને નિરભિમાનીતા હતી, તેમજ ગાંધીજીના સિદ્ધાંતો એમણે કેટલે અંશે આત્મસાત્ કરેલા તેની પ્રતીતિ આની પરથી થશે. એઓ પોતાને જનતામાંના જ એક લેખે છે. એ જ એમની મોટામાં મોટી સિદ્ધિ છે.

કલકત્તાના મુસ્લિમોએ આપેલા વિદાયમાન વખતે એમણે કહ્યું :

"મિત્રો! હું સાચેસાચ કહું છું કે, બંગાળીઓ પાસે હું મારા હૃદયને મૂકીને અહીંથી જાઉં છું. મારું હૃદય ભલે ઉંમરમાં ઘરડું હોય પણ પ્રેમમાં તો એ જુવાન જ છે. હું આવ્યો ત્યારે કલકત્તા સ્મશાનભૂમિ સમું બની ગયું હતું. મોટામાં મોટા રસ્તાઓ હતા, પણ ત્યાં કોઈ ચાલવાવાળા નહોતા. રસ્તાઓ પરના ઘરનાં બારીબારણાં અગ્નિસ્નાનને લીધે કાળાં બની ગયાં હતાં. દુકાનો બધી બંધ હતી, જ્યાં જુઓ ત્યાં સશસ્ત્ર ગુરખાઓ પહેરો ભરતા હતા, માલમિલકતની ચોકી કરતા હતા. ત્યારે મને થયું કે કલકત્તા

પાકું જીવતું થશે ખરું કે ? પણ આજે જ્યારે હું શહેરમાં ફરું છું ત્યારે રસ્તાઓ માણસોથી ઉભરાતા જોઉં છું. ઘરો ભરેલાં જોઉં છું. વેપાર ધમધોકાર ચાલતો જોઉં છું. દરેકના મુખ ઉપર સ્મિત ફરકતું જોઉં છું, ત્યારે દશ મહિનામાં જે મહાન પરિવર્તન થઈ ગયું છે, તેનું મને ભાન થાય છે."

આમ રાજાજીનો સમય એટલે નિરાશામાંથી આશાનો, વિનાશમાંથી સર્જનનો, અને પતનમાંથી ઉદ્ધારનો સમય.

બંગાળ પ્રાંતિય કોંગ્રેસ સમિતિએ પણ રાજાજીએ બંગાળની કલાની જે સાચી કદર કરેલી, બંગાળાને જે ઉત્તમ રીતે એ સમજેલા, તે માટે એમની ઘણી પ્રશંશા કરેલી.

આમ રાજાજી કલકત્તા આવે છે. કલકત્તાની અને બંગાળાની જીવન રીતિ પલટતી જુએ છે, બંગાળાને પાંગરતું ને વિકસતું જુએ છે. ને શ્રદ્ધાથી હિંદને આબાદ બનાવવા અને દેશના રાજકારણમાં પોતાનો યોગ્ય ભાગ ભજવવા, દિલ્હીમાં પોતાનો નવો હોદ્દો સંભાળવા જાય છે. રાજાજી પ્રાંતના મર્યાદિત ક્ષેત્રમાંથી દેશના સર્વવ્યાપી ક્ષેત્રમાં પ્રવેશે છે અને હવે જ દેશને એમની જ્વલંત શક્તિઓનો પરિચય થાય છે. હિંદના પ્રથમ હિંદી ગવર્નર જનરલ તરીકેની પસંદગી એ રાજાજીના રાજકીય જીવનની પરાકાષ્ઠા કહી શકાય.

સમાનતાથી વર્તે, એમની જોડે, સાથે બેસીને સીનેમા જુએ ને, એમની સાથે બેસીને ખાણું લે, એ બનાવ ઘણાને માટે ક્રાન્તિકારી હતો, ઘણાને માટે ગવર્નર જનરલની ઊંચી પદવીનું મહત્વ ઘટાડનારો હતો. ઘણાને મન, એ રાજાજીનું લોકપ્રિય થવા માટેનું એક ધાંધલ હતું. એ ગમે તેમ હો પણ વાઇસરોયગૃહના અધિવાસીઓનાં મન એઓ જીતી શકયા. આ ઉપરાંત, એઓ પોતાના પ્રખર વિરોધીઓને, મિત્રભાવે પોતાને ત્યાં જમવા નોતરતા. તેમની જોડે મિત્રતાભરી વાતો કરતા એમાં મુખ્ય, રાજાજી પુન.મદ્રાસના વડા પ્રધાન ન બને તે માટે તનતોડ પ્રયત્ન કરનાર શ્રી. કામરાજ નાદર હતા રાજાજીને સ્થાને જેમને વડાપ્રધાન તરીકે ચૂંટી કાઢવામાં આવેલા તે શ્રી. પ્રકાશમ હતા. અને જેમના ગાંધીજી ને કોંગ્રેસ સામેના આક્ષેપોનો સચોટ રદીયો રાજાજીએ આપ્યો હતો, તે શ્રી. આંબેડકર હતા. આ બધા વિરોધીઓને આજે રાજાજીએ પોતાના મિત્ર બનાવી લીધા હતા. કારણકે, રાજાજીને કોઈ વેરી નહોતો. કોઈ દુશ્મન નહોતો. બધા મિત્રો હતા. એમના દીલમા કોઇને માટે રજ નહોતો. હતો માત્ર સર્વેને માટે વિસ્તૃત પ્રેમનો સાગર કે જેના નીર ખૂટયા ખૂટે નહિ એવા હતા. ગાંધીજીને દિવસમાં એકવાર એઓ મળી આવતા જ. રાજાજીના એ પંદર દિવસના રાજ્યમા, એઓ દરેકના મનપર એમની સેવાભાવનાની, એમની સદ્‌નિષ્ઠાની, પ્રામાણિકતાની, એમની સહિષ્ણુતાની, એમના સદૈવ અખંડ ધારે વહેતા પ્રેમની અમર છાપ મુકી ગયા. ૨૪મીએ માઉન્ટબેટન હિંદ પાછા ફર્યાં ને રાજાજી પુનઃ ગયા કલકત્તે એમનુ ગવર્નરપદ સંભાળવા.

માઉન્ટબેટન હિંદમાં વધુ રહેવા માગતા નહોતા. ૧૯૪૮ના જુનની ૨૧મી તારીખે હિંદસરકારની નોકરીમાંથી પોતાને છૂટા કરવા એમણે

રાજાજીની સલાહ એટલી મહત્વની અને રાજકીય દૃષ્ટિ એટલી દૂરંદેશી હતી, કે રાજાજી જ આ સ્થાનને શોભાવી શકે એમ હતું. તે ઉપરાંત, રાજાજીનો મિલનસાર સ્વભાવ, નિસ્પૃહી વૃત્તિ, સમકાલીન રાજકારણનું ઊંડું અને વ્યવહારુ જ્ઞાન, એ સર્વે દૃષ્ટિએ વિચારતાં કામચલાઉ ગવર્નર જનરલ તરીકે રાજાજીની નીમણુંક કરેલી.

૯મી ઓગસ્ટે કલકત્તેથી રાજાજી દિલ્હી આવ્યા. ને, તે દિવસે એમણે હિંદની વડી અદાલતના ન્યાયાધીશ સમક્ષ, સરકારી અમલદારો, પ્રધાનમંડળ, લોર્ડ માઉન્ટબેટન એ સર્વે સમક્ષ નવા હોદ્દાના શપથ લીધા. દિલ્હીના સરકારી અમલદારો અને ગવર્નર જનરલના હાથ નીચેના માણસો માટે એ એક પર્વનો દિવસ હતો. કારણ કે, આજે સેંકડો વર્ષે, પહેલીવાર આ ધરતીમા જન્મેલો માનવી હિંદના ઉચ્ચોચ્ચ સ્થાને વિરાજતો હતો અને તે પણ હિંદના લોકોએ નીમેલા પ્રતિનિધિઓની પસંદગીથી.

રાજાજીએ હોદ્દો સંભાળ્યો ને પછી, એઓ દિલ્હીમાં મિત્રોને મળવા નીકળ્યા. એઓ પહેલા ગયા, મજુર પ્રધાન શ્રી. જગજીનરામને ત્યાં. એઓ બિમાર હતા. એટલે પોતાના પુરાણા સાથીની ખબર લેવા ગયા. ત્યાં થોડો સમય ગાળ્યો, ને પછી એઓ ગયા બાપુજીને મળવા. ત્યા એમની જોડે કલાકેક ગાળ્યો. ને, પછી ગયા ગવર્નર જનરલને મહેલે. એમને દમદમો પસંદ નહોતો. ગવર્નર જનરલના નિવાસનો ખોટો ભપકો, મિથ્યા શિષ્ટાચાર એ સર્વે એમને નાપસંદ હતું. એમણે તો ગવર્નર જનરલના ઘરની વિશિષ્ટ રીતિઓ તોડવા માંડી. એમણે ત્રીજે દિવસે ગવર્નર જનરલના નિવાસસ્થાનના બધા ચપરાસીઓ, રસોઇયા, માળીઓ, વગેરેને ભેગા કર્યા ને, વાઇસરોયગૃહના ખાસ સીનેમાગૃહમાં દરેકને સીનેમા બતાવ્યો, ને, ભોજ્યાની આપી. હિંદનો વડો હાકેમ, નોકરો જોડે આમ

સમાનતાથી વર્તે, એમની જોડે, સાથે બેસીને સીનેમા જુએ ને, એમની સાથે બેસીને 'ખાણું' લે, એ બનાવ ઘણાને માટે ક્રાન્તિકારી હતો, ઘણાને માટે ગવર્નર જનરલની ઊંચી પદવીનું મહત્વ ઘટાડનારો હતો. ઘણાને મન, એ રાજાજીનું લોકપ્રિય થવા માટેનું એક ધાંધલ હતું. એ ગમે તેમ હો પણ વાઇસરોયગૃહના અધિકારીઓનાં મન એઓ જીતી શક્યા. આ ઉપરાંત, એઓ પોતાના પ્રખર વિરોધીઓને, મિત્રભાવે પોતાને ત્યાં જમવા નોતરતા. તેમની જોડે મિત્રતાભરી વાતો કરતા. એમાં મુખ્ય, રાજાજી પુનઃમદ્રાસના વડા પ્રધાન ન બને તે માટે તનતોડ પ્રયત્ન કરનાર શ્રી. કામરાજ નાદર હતા. રાજાજીને સ્થાને જેમને વડાપ્રધાન તરીકે ચૂંટી કાઢવામાં આવેલા તે શ્રી. પ્રકાશમ હતા. અને જેમના ગાંધીજી ને કોંગ્રેસ સામેના આક્ષેપોનો સચોટ રદીયો રાજાજીએ આપ્યો હતો, તે શ્રી. આંબેડકર હતા. આ બધા વિરોધીઓને આજે રાજાજીએ પોતાના મિત્ર બનાવી લીધા હતા. કારણકે, રાજાજીને કોઈ વેરી નહોતો. કોઈ દુશ્મન નહોતો. બધા મિત્રો હતા. એમના દીલમાં કોઈને માટે રંજ નહોતો. હતો માત્ર સર્વેને માટે વિસ્તૃત પ્રેમનો સાગર કે જેનાં નીર ખૂટ્યાં ખૂટે નહિ એવાં હતાં. ગાંધીજીને દિવસમાં એકવાર એઓ મળી આવતા જ. રાજાજીના એ પંદર દિવસના રાજ્યમાં, એઓ દરેકના મનપર એમની સેવાભાવનાની, એમની સદ્‌નિષ્ઠાની, પ્રામાણિકતાની, એમની સહિષ્ણુતાની, એમના સદૈવ અખંડ ધારે વહેતા પ્રેમની અમર છાપ મૂકી ગયા. ૨૪મીએ માઉન્ટબેટન હિંદ પાછા ફર્યો ને રાજાજી પુનઃ ગયા કલકત્તે એમનું ગવર્નરપદ સંભાળવા.

માઉન્ટબેટન હિંદમાં વધુ રહેવા માગતા નહેતા. ૧૯૪૮ના જુનની ૨૧ મી તારીખે હિંદસરકારની નોકરીમાંથી પોતાને છૂટા કરવા એમણે

સરકારને વિનંતી કરી. એમનો દૃઢ નિર્ણય જોતાં સરકારે એ માગણી મંજુર કરી. એમની જગ્યાએ કાયમી ગવર્નર જનરલની નિમણૂંક માટે, પ્રધાનમંડળને હવે વિચાર કરવાનો હતો જ નહિ. રાજાજીએ પંદર દિવસમાં પોતાની શક્તિનો ને કાબેલિયતનો જે પરચો બતાવ્યો હતો, તે જોતાં રાજાજી સિવાય અન્ય કોઈને એ સ્થાન સોંપવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નહોતો. એટલે સરકારે માઉન્ટબેટનને સ્થાને રાજાજીને નિયુક્ત કર્યા છે, તે મુજબની એક સરકારી યાદી બહાર પાડી. વળી, એ વખતે ગાંધીજી પણ હતા નહિ. કોંગ્રેસ પ્રધાનમંડળને સલાહ આપનાર, એમને દોરનાર, દૂરંદેશી દૃષ્ટિવાળા, તટસ્થ વૃત્તિવાળા, લાગણીના પ્રવાહમાં તણાઈ જાય નહિ એવા, પણ સમગ્ર રીતે વિચાર કરી મુશ્કેલ પરિસ્થિતિમાંથી તોડ કાઢનારા, અનેક કૂટ પ્રશ્નો, જેવા કે, કુગાવો, નિરાશ્રિતો, કાશ્મીર ને હૈદ્રાબાદની રિયાસતો, મંજુર ને મૂડીવાદીઓનો ઝઘડો, સામ્યવાદીઓની ભાંગફોડ પ્રવૃત્તિ, કોમીવાદી સંસ્થાઓ, એ બધાનો ઉકેલ શોધવામાં અમૂલ્ય સહાય આપનારા મુત્સદ્દીની જરૂર હતી. અને એવી વ્યક્તિ ગાંધીજીના ગયા પછી માત્ર રાજાજી જ હતા. આમ રાજાજીની નિમણૂંક એ વીર હતા એટલા માટે તો હતી જ પણ વિશેષે કરીને તો એઓ મુત્સદ્દી હતા તેથી હતી. પંડિત જવાહરલાલે એમની આત્મકથામાં રાજાજી માટે જે કહ્યું છે, "એમની ઝળહળતી નિઃસ્વાર્થવૃત્તિ અને પૃથક્કરણની તલસ્પર્શી શક્તિ, અમારા ધ્યેય માટે મોટી મૂડી સમાન છે" એ લક્ષમાં રાખીને જ જવાહરલાલે રાજાજીને આ સ્થાન માટે પસંદ કર્યા.

રાજાજીની નિમણૂંકના સમાચાર દેશમાં ને વિદેશમાં પ્રગટ થતાં, રાજાજીની પસંદગી માટે હિંદસરકારને મુબારકબાદી આપતા, ને, રાજાજીની બુદ્ધિમત્તા, કાર્યદક્ષતા, વ્યવહાર ને વાસ્તવિક દૃષ્ટિ, સમાધાનવૃત્તિ,

પરલક્ષી વિચારસરણી, સહૃદયતા ને પ્રામાણિકતા, એમનો વિશાળ રાજકીય અનુભવ, એમની રાજ્યતંત્રને દોરવાની શક્તિ, એ બધાની પ્રશંસા કરતા, વર્તમાનપત્રોમાં અગ્રલેખો લખાયા. બધા પક્ષના નેતાઓના નિવેદનો પ્રગટ થયાં. દેશ ને વિદેશના પત્રો ને નેતાઓ, બધા એક જ સૂરે, રાજાજીની નિમણૂંક માટે પોતાનો આનંદ પ્રગટ કરતાં હતાં. કલકત્તાનું 'સ્ટેટ્સમેન', 'હિંદુસ્તાન સ્ટાન્ડર્ડ', ને 'અમૃત બજાર પત્રિકા', મદ્રાસનું 'હિંદુ' ને 'મદ્રાસ ડેઈલી મેલ', અલ્હાબાદનું 'લીડર', મુંબઈનું 'ટાઈમ્સ ઓફ ઈન્ડીયા', નાગપુરનું 'હિતાવદ' ને પટણાનું 'સર્ચલાઈટ' બધા રાજાજીની પ્રશંસા કરવામાં મોખરે હતા. આખા દેશમાં રાજાજીની નિમણૂંક વિરૂદ્ધ એક શબ્દ કોઈએ ઉચ્ચાર્યો નથી. એ દર્શાવે છે, કે, થોડા જ સમયમાં, રાજાજીએ કેટલી ઝડપથી પોતાની ગુમાવેલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. એમાં વિશેષ આશ્ચર્યજનક તો એ હતું, કે, જે મદ્રાસે રાજાજીને વડાપ્રધાન બનવા ન દીધા, રાજાજીને ફરી પાછા કોંગ્રેસમાં સ્થાન આપવામાં આવે તેનો સખત વિરોધ કરેલો, તે, મદ્રાસનું એકેએક અખબાર, તામીલ, તેલુગુ ને અંગ્રેજી, રાજાજી જ આ સ્થાનને માટે વિશેષ યોગ્ય છે, એમ પૂકારતું હતું. પણ દેશનાં જ પત્રો શા માટે, વિદેશનાં પત્રો પણ રાજાજીની નિમણૂંક માટે અગ્રલેખ લખે એ રાજાજી માટે મોટામાં મોટું માન હતું. લંડનનું 'ટાઈમ્સ', 'ન્યુઝ ક્રોનીકલ', ને 'ડેઇલી ગ્રાફીક', યુનાઇટેડ સ્ટેટસનું 'ન્યુયોર્ક હેરલ્ડ', ને 'ન્યુયોર્ક ટાઈમ્સ' રાજાજીની નિમણૂંક પરત્વે પ્રશંસાત્મક અગ્રલેખ લખે, એ દર્શાવતું હતું કે હિંદની ઈજ્જત દેશપરદેશોમાં કેટલી છે અને રાજાજી દેશવિદેશમાં પણ કેટલા જાણીતા છે. લોર્ડ પેથિક લોરેન્સ, જેઓ સિમલા અને દિલ્હીની મંત્રણા વખતે રાજાજીની તેજસ્વીતાથી અંજાઈ ગયા હતા, તેમણે એમની નિમણૂંક વખતના નિવેદનમાં કહ્યું, "રાજાજીની નિમણૂંકનું નિવેદન વાંચીને મને અત્યંત

હર્ષ થયો છે. રાજાજી એ મારા અંગત મિત્ર તો છે જ પણ હિંદના મુત્સદ્દીઓમાં એઓ શાણામાં શાણા પુરુષ છે". આટલું જ નહિ, પણ રાજાજીના વિરોધીઓ તરફથી પણ અનેક શુભેચ્છાઓના સંદેશાઓ આવ્યા. પાકિસ્તાનના ગવર્નર જનરલ જનાબ જીન્નાએ રાજાજીને શુભેચ્છાનો સંદેશો પાઠવતાં કહ્યું, "આપની નિમણૂંકથી મને અત્યંત હર્ષ થયો છે. આપની દોરવણીથી હિંદ અને પાકિસ્તાન વચ્ચે સાચી મૈત્રી બંધાશે. એવી મૈત્રીની જરૂર હિંદને છે તેના કરતાં પાકિસ્તાનને વધારે છે".

બીજી બાજુ, બંગાળામાં રાજાજીની નિમણૂંકથી, હર્ષ અને વિષાદ બંનેનાં આંદોલનો જાગૃત થયાં. હર્ષ રાજાજીની પ્રગતિ માટે, વિષાદ, બંગાળાને રાજાજી છોડવા પડશે તેટલા માટે. બંગાળામાં ઠેરઠેરથી રાજાજીને વિદાયમાન મળવા લાગ્યાં. દરેક વિદાયમાનનો એક જ સૂર હતો, કે રાજાજીએ બંગાળીઓનાં હૃદય જીતી લીધાં છે. રાજાજીને પણ બંગાળા છોડવું ગમતું નહોતું. બંગાળા જોડે એમને અતુટ પ્રેમગાંઠ બંધાઈ ગઈ હતી. પણ રાજાજી તો શિસ્તબદ્ધ સૈનિક હતા. એમને તો જવું જ પડે એમ હતું. એમણે જતાં જતાં કહ્યું, "મારું હૃદય હું બંગાળામાં મૂકીને જાઉં છું". આમ ભારે હૈયે બંગાળાથી વિદાયમાન લઈ રાજાજી ૨૧મી જૂન ૧૯૪૮ ને દિને વિમાનમાં કલકત્તાથી દિલ્હી પોતાનો નવો હોદ્દો સંભાળવાને આવ્યા. એ સમયે એમનું સ્વાગત કરવા એમના બધા જૂના સાથીઓ હતા. કશું જ નવું નહોતું. હોદ્દો પણ નવો નહોતો. કારણ આઠ માસ પૂર્વે એમણે બે સપ્તાહ માટે એ હોદ્દો સંભાળ્યો હતો. એટલે રાજાજી સુપરિચિત વાતાવરણમાં જ હતા.

૨૧મી જૂને, સવારે સાડા દસ વાગે રાજાજીએ સત્તાસૂત્રો હાથમાં લીધાં. રાજાજી એમના ધોતિયું ને પહેરણમાં અત્યંત સાદાઈથી

હિંદની સંસ્કૃતિના પ્રતીક સમા સુસજ્જ હતા. એ જ પહેરવેશ, એજ ધેરા રંગના ચશ્મા, એજ મોહક સ્મિત. રાજાજીની બાજુમાં પ્રધાનમંડળ હતું, વિદેશના રાજદૂતો હતા, ફોજી અમલદારો હતા, હિંદના દેશી રાજ્યના રાજાઓ ને તેમના પ્રતિનિધિઓ હતા. ગૃહખાતાનાં મંત્રીએ રાજાજીની નીમણુંક બાબતનો ઇંગ્લેંડના રાજાનો હુકમ વાંચી સંભળાવ્યો. ત્યારબાદ હિંદની વડી અદાલતના ન્યાયાધીશે રાજાજી પાસે શપથ લેવડાવ્યો. ને તે વખતે, બેન્ડે ' જન ગણ મન ' નું રાષ્ટ્રગીત સુરમ્ય સૂરાવલિમાં ગાયું. ગવર્નર જનરલના માનમાં ૩૧ તોપના ધડાકા થયા ને અશોકચક્ર ને સ્થંભ અંકિત રાજાજીનો ધ્વજ ફરકયો.

શપથવિધિ પૂરો થતાં રાજાજીએ વ્યાખ્યાન આપતાં કહ્યું :

> " અહીં આપ જે સર્વે હાજર રહ્યા છો તે બધાનો હું અંતઃકરણપૂર્વક આભારી છું. તમારી સર્વેની હાજરીથી આજનો આ પ્રસંગ કેવળ શિષ્ટાચારની ભૂમિકા પર નથી રહેતો પરન્તુ, માનવ સહકાર અને પ્રીતિનાં પ્રતિકારરૂપ બની જાય છે. પરલક્ષી દૃષ્ટિએ વિચારતાં આ પ્રસંગ ઐતિહાસિક છે કારણ કે, આ ધરતીના પુરુષને રાજ્યના વડા તરીકેનો સર્વે હક્ક આપવામાં આવે છે. એ માટે તમે મને એવો ઋણી બનાવ્યો છે, કે તમારું ઋણ હું કદીય ફેડી શકું એમ નથી. તમે સર્વેએ મારામાં જે શ્રદ્ધા મૂકી છે તેને અનુરૂપ થવા હું મારાથી બનતો બધો પ્રયત્ન કરીશ.
>
> " કૃપા કરીને મારા પુરોગામીના ધોરણે તમે મને

મૂલવશો નહિ. કારણ હું બીનઅનુભવી છું, રાજકાળામાં તેમજ મુત્સદ્દીગીરીમાં.

" આપણે હિંદને મહાન ભૂમિ બનાવવી હોય, આપણા દેશની શાન દેશવિદેશમાં વધારવી હોય તો આપણે પ્રાંતીય અને કોમી અતડાપણું છોડી દેવું જોઇએ. ને દરેક કોમની ને જ્યાં જ્યાં ઉચ્ચ માનવતા હોય તે બધાનો લાભ આપણે લેવો જોઇએ. આપણી નીતિ એવી છે કે, આપણી ભૌગોલિક સીમામાં રહેતો પ્રત્યેક માનવી, પછી તે ગમે તે મજહબનો હોય, ગમે તે કોમ કે જાતિનો હોય, છતાં એ પોતાને હિંદી કહેવડાવવામાં ગર્વ ને આનંદ માને.

" આપણી શાંતિનું બાધક બળ આજે, આંતરકલહ છે. પ્રાદેશિક દૃષ્ટિએ કે કોમી દૃષ્ટિએ અંદર અંદર ઝઘડવું એના જેવી બીજી કોઈ મૂર્ખાઈ નથી. આપણી આર્થિક વહેંચણી પ્રાદેશિક મામલાને હજી અનુકૂળ થઈ નથી. આપણે ભલે દેશના બાગલા પાડયા હોય છતાં, આપણી વચ્ચેનો પરસ્પરનો સંબંધ, એમાં વિક્ષેપ આવવાનો નથી. આપણે લલચાવનારી ઇર્ષા, દ્વેષ, કલહ, એ બધી વૃત્તિઓને ફગાવવાને શક્તિમાન થઇએ એવી આપણે પ્રભુ પાસે પ્રાર્થના કરીએ."

રાજાજીએ થોડા શબ્દોમાં છતાં કેટલી સચોટતાથી ગાંધીવાદી વિચારો પોતાના હોદ્દાનો સ્વીકાર કરતાં ઉચ્ચાર્યા છે ! રાજાજીની આધ્યાત્મિક વૃત્તિ, આર્ય દૃષ્ટિ, સાત્વિકતા, બધું આ નાનકડા ને ઐતિહાસિક વ્યાખ્યાનમાં પ્રતિબિંબિત થયાં છે.

રાજાજીએ હોદ્દાનો સ્વીકાર કર્યો પછી, દેશની પરિસ્થિતિનું અવલોકન કરવા, રાજાજીએ હિંદનો પ્રવાસ કર્યો. એઓ પ્રથમ તો હિંદીસંઘ જોડે જોડાયલાં દેશી રાજ્યના એકમોમાં ગયા. મધ્યભારત, સૌરાષ્ટ્ર, વડોદરા, એ રાજ્યોમાં જઈ, ત્યાં એમણે, રાજાઓને સ્વેચ્છાથી સત્તાનો ત્યાગ કરવાની શીખામણ આપી. રાજ્યોના મંત્રીમંડળને ઝઘડા પતાવવાની ને સમાધાનની રીતિનું મહત્વ સમજાવ્યું. એઓ જ્યાં જતા, ત્યાં, એમનું ભવ્ય સ્વાગત થતું. જ્યાં જતા, ત્યાં માનપત્રો અપાતાં, ને એ માનપત્રોના ઉત્તરમાં, રાજાજી કયારેક લોકોને બે કડવાં વાકયો સંભળાવતા, કયારેક તેમની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા, કયારેક પોતાની શક્તિનો એમને લાભ આપતા. ને એ રીતે આખા દેશની નાડ એમણે પ્રત્યક્ષ જોઈ. પછી તો એઓ જ્યા ગયા, ત્યાં વેપારીઓ ને વિદ્યાર્થીઓ, સુધરાઈઓ, મહિલામંડળો ને મુસ્લિમો, સઘળા તરફથી એમનું સ્વાગત થતું. રાજાજી એ રીતે દરેક પ્રાંતના પ્રશ્નોથી, તેમની મુશીબતોથી, પરિચિત થયા. મુંબઇની જમીયત – અલ – ઉલેમાના સ્વાગત સમયે ભાષણ આપતાં એમણે કહ્યું હતું કે :

> "હું જ્યાં જ્યાં જાઉં છું, ત્યાં માનપત્રો ને કારકેટો એવા કરવા નથી જતો. પણ દેશના દેહમાં વ્યાપેલો રોગ પારખવા ઘૂમતો રહું છું, અને એ રોગોનું નિદાન હમણાંના દાક્તરોની જેમ સવાલ જવાબો કરીને પારખવાનો પ્રયત્ન નથી કરતો, પણ અસલી યુનાનીની માફક માત્ર મો જોઈને જ રોગ પારખવાનો પ્રયત્ન કરું છું,"

એ અક્ષરશઃ સાચું હતું. રાજાજીનાં વ્યાખ્યાનો લોકગમ્ય હોય છે, આનંદદાયી હોય છે. એનું કારણ એઓ પોતાના વક્તવ્યના સમર્થનમાં દષ્ટાંતો આપે છે, ટૂચકાઓ કહે છે, વાર્તાઓ કહે છે.

દેશભરના એમના પ્રવાસ દરમિયાન રાજાજીએ એમનાં વ્યાખ્યાનોમાં આપણાં નૈતિક મૂલ્યો ઘટયાં છે, તેની ઉપર વારંવાર ભાર મૂકીને, આપણાં નૈતિક ધોરણો ઊંચાં લાવવા માટે ફરી ફરી કહ્યું હતું. વેપારીઓને ઉદ્દેશીને એમણે કહ્યું :

"બીજા વિશ્વયુદ્ધના પરિણામે જગતની સાથોસાથ આપણાં નૈતિક મૂલ્યાંકનોને પણ ધોકો પહોંચ્યો છે. આપણામાં આજે કેટલીયે બદીઓએ ઘર ઘાલ્યું છે. પરિણામે આજે તમામ વસ્તુઓ અમુક સંકુચિત હિતો સાચવવા જ કરીએ છીએ કે નથી કરતા. અને આપણા આ વર્તને, દેશનાં ઉત્પાદનને તેમજ આર્થિક પરિસ્થિતિને ધોકો પહોંચાડયો છે. આજે આપણે દુનિયાની દૃષ્ટિએ જે કક્ષા પર છીએ તેનાથી ઊંચા – ખૂબ જ ઊંચા આવવાની જરૂર છે. આ પ્રગતિ માટે આપણાં નૈતિક મૂલ્યાંકનો બદલવાની જરૂર છે."

મુંબઇમાં મુસ્લિમોને ઉદ્દેશીને એમણે આ જ બાબત પર ભાર મૂકતાં જણાવ્યું હતું :

"જો ખૂબસૂરત બનવું હોય તો બજારમાં લીપસ્ટીક કે પાવડર લેવા જવાની જરૂર નથી. પણ દીલમાં જો પ્રેમ, મહોબ્બત અને શુભેચ્છા રાખશો તો કોઈ પણ જાતના બહારના પ્રયત્ન વગર આપોઆપ સુંદર દેખાશો."

આ પ્રમાણે દિલ્હીમાં રોટરી કલબ આગળ વ્યાખ્યાન આપતાં રાજાજીએ આ બાબત પર જ ભાર મૂકતાં જણાવ્યું હતું કે:

> "આપણી ઘણી મુશ્કેલીઓ એ માત્ર ભ્રમણાઓ જ હોય છે. જો આપણે એકવાર નક્કી કરી નાંખીએ કે સત્યને માર્ગે જ ચાલવું છે, તો આપણી બધી મુશ્કેલીઓનો આપોઆપ અંત આવી જશે. આપણે અભિમાન દૂર કરવાનું છે. લાગણી વિવશતાને દૂર કરવાની છે."

મધ્યભારતમાં એકતાનો ઉપદેશ આપતાં એમણે ગ્વાલીયરમાં કહ્યું હતું :

> "હું અહીં ખાસ તમને એટલું કહેવા આવ્યો છું, કે આપસઆપસનો ઝઘડો છોડી દઈ, તમે સંપ રાખો. પોતાનો વ્યક્તિગત રીતે વિચાર ન કરો પણ આખા હિંદી સંઘની દૃષ્ટિએ, રાજ્યની દૃષ્ટિએ વિચાર કરો."

ઉદેપુરમાં ભાષણ આપતાં એમણે એમની લાક્ષણિક શૈલિમાં જણાવ્યું હતું :

> "આ આપણો આવો રળિયામણો દેશ, જો આપણે એક બીજાને ધિક્કારીશું તો કદ્રુપો બની જશે. જો હૃદયમાં પ્રેમાળતા ને માયા હશે, તો તમારો ચહેરો સુંદર લાગશે. હિંદમાં અત્યારે વધારેમાં વધારે જરૂર એક બીજા પ્રત્યેના પ્રેમની છે."

આમ દેશના એક છેડેથી બીજે છેડે સુધી રાજાજી પ્રેમના પાઠ પઢાવતા ગયા અને ગાંધીજીનું અધૂરું મૂકેલું કાર્ય પૂર્ણ કરવાની કોશીષ કરતા ગયા. દેશમાં જે દ્વેષ, ઈર્ષા, ક્રોધ વગેરેનો દાવાનળ સળગતો હતો, તેને .શમવતા ગયા. હિંદનું ગૌરવ, હિંદની શાન

શાનાથી વધે એ જ એમની એક નેમ હતી, એજ એમનું લક્ષ્ય હતું, એજ એમની તમન્ના હતી.

રાજાજી ગવર્નર જનરલ તરીકે આવ્યા, ત્યાર પછી, વાઇસરૉય-ગૃહમાં અજબ પલટો થઈ ગયો. પોતાને આવા મોટા ગૃહની જરૂર નથી, એમ જણાવી એમણે એમના ઘરનો મોટો ભાગ સરકારી ઑફિસો માટે આપી દીધો. વાઇસરૉય ગૃહમાં, બાગબગીચાને બદલે હવે ખેતી થવા લાગી, એટલું જ નહિ, પણ ભારત સરકારના આ વડા હાકેમ જાતે હળ ચલાવવા લાગ્યા. એમની મીજબાનીઓમાં દેફી પીણાં બંધ થયાં. અંગ્રેજી ઢબનાં ખાણાંઓને બદલે દેશી ઢબની ખાનપાનની રીતિ દાખલ થઈ. ગવર્નર જનરલનો પહેલાનો ઠાઠમાઠ ગયો. ગમે તે સહેલાઇથી હવે એમને મળી શકે. હમણાં જ દિલ્હીમાં સખત વરસાદથી જ્યારે નિરાશ્રિતોનાં ઘરો પડયાં, ને, એમને ઉપર આકાશ ને નીચે પાણી એવી સ્થિતિ થઈ ત્યારે પોતાના મકાનમાંથી મોટો ભાગ રાજાજીએ એ નિરાશ્રિતો માટે અલગ કાઢી આપ્યો. આમ એઓ પોતાની રીતે દુઃખીઓની સેવા કરે છે. ગવર્નર જનરલ પદ એ એમને મન સેવા કરવાની એક સુંદર તક છે. અને એ રીતે જ એઓ તકનો ઉપયોગ કરે છે. કલકત્તામાં જવાહરલાલજી વ્યાખ્યાન કરે તે સભામાં ભોંભ પડે, તેથી માણસો જખ્મી થાય ને મૃત્યુ પામે, તો રાજાજીનું કહણું લાગતું હૃદય તરત જ દ્રવે અને એઓ એમની મદદ માટે હજાર રૂપિયાનું દાન કરે. પોતાના પુરોગામી વીશહજાર લે, તો પોતે સ્વેચ્છાએ પાંચ હજારનો જ પગાર સ્વીકારે છે. આમ રાજાજી ગવર્નર જનરલ છે પણ એઓ દરિદ્રનારાયણના સેવક છે ને રહ્યા છે.

રાજાજીની કારકીર્દી દરમિયાન હૈદ્રાબાદનો કૂટ પ્રશ્ન ઉકેલાઈ ગયો. કાશ્મીરના પ્રશ્ન અંગે પણ સમજુતી થઈ ને લડાઈ બંધ પડી. હિંદનો

# પ્રકરણ ૧૧ મું

## રાજાજીનું જેલજીવન

ગાંધીજીના પ્રત્યેક અનુયાયીને ગાંધીજીએ જેલયાત્રા કરાવી છે. ગાંધીજીએ દરેકને જેલયાત્રાથી જ સત્યાગ્રહના પાઠ પઢાવવાના શરૂ કરેલા. મહાત્માજીએ પોતે દક્ષિણ આફ્રિકામાં જેલયાતના ભોગવેલી અને એનાં ઇષ્ટ પરિણામ જોયલાં. રાજાજીને ગાંધીજીની કાર્યરીતિમાં, એમની રીતિનીતિમાં, પૂરેપૂરી શ્રદ્ધા હતી. જ્યારે જ્યારે ગાંધીજીએ લડતનો કોલ આપ્યો, ત્યારે, જે, એમના અનુયાયીઓએ એ કોલને ઝીલી લીધો, તેમાં રાજાજી એ પહેલી હરોળમાં હતા. ૧૯૨૦માં ગાંધીજીએ સત્યાગ્રહનો કોલ આપ્યો, જેલભરતી કરવાનું સૂચવ્યું, ને રાજાજીએ સત્યાગ્રહ આદર્યો. ગામેગામ એમણે ગાંધીજીનો અસહકારનો મંત્ર ફેલાવવા માંડયો. ને, વેલોરમાં એમની ગિરફતારી થઈ. તે સમયે સરકારી અદાલતોની હારીપાત્ર કાર્યરીતિમાં ભાગ ન લેવાનું ફરમાન હતું, એટલે રાજાજીએ ભાગ લીધો નહિ. એમને ત્રણ મહિનાની સાદી કેદની સજા થઈ સજા થતાં એમણે બાપુજીને પત્ર લખ્યો. એમાં લખ્યું:

"ત્રણ માસની સજા તો ઘણી ઓછી છે. પણ એ ત્રણ મહિના પૂરા કરીને હું બહાર નીકળીશ, ત્યાં તો તમે સ્વરાજ્ય પ્રાપ્ત કરી લીધું હશે. ને એ રીતે તમારા

માયા પરથી મોટો ભાર ઓછો થઈ ગયો હશે."

રાજાજીને વેલોર સેન્ટ્રલ જેલમાં લઈ જવામાં આવ્યા. એમની જોડે એમના બીજા મિત્રો પણ હતા. એટલે એકલવાયું લાગે એમ નહોતું. એમણે જેલ જતી વખતે બહુ જ ઓછો સામાન સાથે રાખ્યો હતો. અને તેમાં પણ મોટે ભાગે પુસ્તકો હતાં. એ પુસ્તકોમાં બાઇબલ, શેક્સપીયર, તામીલ મહાભારત, આચાર્ય પ્રફુલ્લચંદ્ર રૉયના મહાભારતના સાત ગ્રંથો, ને રૉબીન્સન ક્રૂઝો એટલું લીધું હતું. જેલમાં જતાં વેંત રાજાજીને ખૂબ ગમ્યું. એમને કશો ડર નહોતો. એમને સ્વચ્છતા જોઈતી હતી. અને એમને જે ખોલી આપવામાં આવી હતી, તે સ્વચ્છ હતી, એટલે એમને સંતોષ હતો. એમને ડર હતો બહારના લોકોનો. એમને થતું કે બહારના લોકો હજારો ને લાખોની સંખ્યામાં સત્યાગ્રહમાં જોડાય, જેલભરતી કરે, ગાંધીજીની આજ્ઞાનુસાર વર્તે, અને એક વરસમાં આપણને સ્વરાજ્ય અપાવે. જેલમાં એમને માનસિક દુઃખ હતું તે એટલું જ કે, બહારના લોકો પૂરતી સંખ્યામાં જેલમાં આવતા નથી.

પહેલે દિવસે સાંજે સાડાપાંચ વાગે રાજાજીને એમની ખોલીમાં પૂરી દીધા. ત્યારે રાજાજીને એક નવી લાગણી જન્મી. જિંદગીમાં બહારથી જેને તાળું વાસેલું હોય, અને એ તાળાની ચાવી કોઈ બીજા માણસ પાસે હોય એવી પરિસ્થિતિ એમણે અનુભવી.

પછી તો એ પરિસ્થિતિથી એઓ ટેવાયા. જેલમાં એમને અનેક નવા સાથીઓ મળ્યા. એમાં ખાસ કરીને શેષા રેડ્ડી, ને રંગમ ચેટ્ટી, એમના પ્રિય સાથીઓ હતા. આમ છતાં, જેલમાં ઘણીવાર એમને પોતાનાં પ્રિય બાળકો ને ઘર યાદ આવતાં ને મનમાં નબળાઈ આવી જતી. હૃદય અને બુદ્ધિ વચ્ચે તુમુલ યુદ્ધ જામતું. બાળકોની

પ્રીતિ ઘણીવાર એમને ઉદાસ બનાવી દેતી. પણ પાછો એમનો અદમ્ય બુદ્ધિવાદ એમની વારે ધાતો ને એમના હૃદયને કહેતો :

" આ બધા આવ્યા છે તેમને પણ બૈરી છોકરાં હશે જ ને? તેઓ બધા કેમ જેલને મહેલ માને છે? વળી, તું પોતે જ જ્યારે મુસાફરીએ નીકળતો, ત્યારે મહિનાઓ સુધી બચ્ચાંને નહોતો મળતો, તે કેમ ચાલતું હતું? તો પછી આ તો ત્રણ મહિના છે. વેપારીઓ જે પોતાના વતનથી વર્ષો સુધી દૂર રહે છે, તેઓ ખુશીમાં દિન ગુજારે છે કે નહિ? તો પછી આ ત્રણ મહિનામાં શા માટે નિર્બળતા?"

ને બુદ્ધિનો હૃદય પર વિજય થતો. વિષાદ ઓછો થઈ જતો, ત્યાં વળી લાહોર કાવત્રા કેસવાળા હીરાસીંગ, નિહાલસીંગ, વગેરે બહાદુર વીરોને એઓ મળતા. એઓ હજારીબાગ જેલમાથી શી રીતે નાસી છૂટયા, પાછા શી રીતે પકડાયા, જેલને એમણે વર્ષો સુધીના વસવાટને લીધે પોતાનું પોતીકું ઘર બનાવેલી, એ બધી વાતો સાંભળતા ને પોતાની નિર્બળતા માટે ઘડીભર એઓ શરમાતા. કયારેક એઓ મોપલા ક્રાન્તિના વીરોની બહાદુરીનાં વખાણ સાંભળતા. એ મોપલાઓમાંના એક જણે તો એમની પાસે આવીને એમને કહ્યું, " તમારા જેવા ને પૈસાપાત્ર માણસો આ રીતે દેશની ખાતર જેલમાં આવે છે, તે જોઈ અમને એટલો આનંદ થાય છે, ને, એટલું આશ્વાસન મળે છે, કે, એ લાગણી તમે સમજી જ શકો નહિ.. " રાજાજી એને કહે,-" અરે, હા રે! આપણો દેશ આખો તે અંગ્રેજોએ કેદખાના જેવો જ બનાવી મૂકયો છે; બહાર રહ્યા છે તે બધા મોટી જેલમાં છે. ને આપણે નાની જેલમાં છીએ એટલો જ ફેર છે. બહાર રહ્યા છે, તે બધા માલીકે છૂટા મૂકેલા કૂતરા જેવા છે, જ્યારે આપણે બધા

પિંજરામાં પૂરેલા વાઘ જેવા છીએ." રાજાજીની આ અલંકારી વાણી સાંભળી પેલો ખુશ ખુશ થઈ ગયો ને રાજાજીને કહે, "તમે સાચે-સાચી વાત કહી. બહાર રહ્યા છે તે કૂતરાઓ જ છે". આ રીતે રાજાજી બીજા સમક્ષ પોતાની નિર્બળતા દર્શાવતા નહિ.

જેલમાં રહે રહે રાજાજી જેલના એકેએક નિયમ દૃઢતાથી પાળવામાં માનતા. આપણે જો કંઈ ગેરકાયદેસર સુખસગવડ મેળવીએ, તો, એથી આખા આંદોલનને હાનિ પહોંચે છે, એમ એઓ માનતા. વ્યક્તિગત સુખનો વિચાર કરીએ તો પછી જેલમાં આવવું જ શું કામ! એ એમની દલીલ હતી. વળી, એઓ એમ પણ માનતા કે આપણે વધારે સહન કરતાં શીખવું જોઈએ. વળી, જેટલા જેલના નિયમો કડક વધુ, તેટલી આપણી દૃઢતા વિશેષ કેળવાય. આપણામાં સહન કરવાની તાકાત કેળવાવી જોઈએ. વ્યક્તિગત લાલચને વશ થઈ, આપણે આપણા દેશને ઉતારી પાડવો ન જોઈએ. આ માન્યતા એમણે કડક રીતે આચરી બતાવી હતી. એકવાર એમના મિત્રો એમને મળવા આવ્યા. જેલના સુપ્રિન્ટેન્ડન્ટે મળવાની રજા આપી. પરંતુ જેલના કાયદા પ્રમાણે રાજાજીને મુલાકાત મળે એમ નહોતું. એટલે રાજાજીએ મિત્રોને મળવાની ગમે તેટલી મરજી હોવા છતાં, પોતાના મિત્રોને સ્પષ્ટ કહેવડાવી દીધું, કે, "મારે મળવું નથી. કારણ કે એ મુલાકાત જેલના કાયદાની વિરૂદ્ધ છે." આ જ કારણે જ્યારે એકવાર રાજાજી હૉસ્પિટાલમાં હતા ત્યારે, જેલના કાયદાની વિરૂદ્ધ એમને રંગમ ચેટ્ટી મળ્યો. રાજાજીની વાત કરવાની ઈચ્છા નહોતી છતાં પેલાએ વાત કરી. જેલના સુપ્રિન્ટેન્ડન્ટને આ વાતની જાણ થઈ એટલે એણે જે જેલના વોર્ડરની જોડે રાજાજી હૉસ્પિટાલમાં ગયા હતા તેને, સખત સજા કરી. રાજાજીને ખબર પડતાં, એમણે સુપ્રિન્ટેન્ડન્ટને આ અન્યાયનું ભાન કરાવ્યું ને, સજા મળે તો પોતાને મળવી જોઈએ એ સમજાવ્યું. ને પેલા વોર્ડરને સજામાંથી મુક્ત કરાવ્યો.

રાજાજીએ જેલમાં કેદીઓના માનસનો ઠીક ઠીક અભ્યાસ કર્યો, એઓ સામાન્ય કેદીઓ વચ્ચે ને પોતાની વચ્ચે જરાય ફરક ન ગણતા. અને, ઇચ્છતા કે રાજકીય કેદીઓ વચ્ચે ને બીનરાજકીય કેદીઓ વચ્ચે કોઇપણ જાતનો ભેદભાવ ન હોવો જોઇએ. રાજાજી બીન-રાજકીય કેદીઓ જોડે ખાણું ખાતા, એમની જોડે એમના સુખદુઃખમાં ભાગ લેતા ને, એ કારણે એઓ જેલમાં ખૂબ લોકપ્રિય થઈ પડેલા. એકવાર જેલમાં સત્યાગ્રહી કેદીઓએ. બીજા કેદીઓથી પોતાની ગણત્રી ને રીતભાત જુદી જાતની હોવી જોઇએ એવી માગણી કરી. ભંગી વગેરેનું કામ કરવાની ના પાડી. ચક્કી વગેરેની મજુરી કરવાની ના પાડી. ને એથી જેલના અમલદારોએ એમને સખત સજા કરી. રાજાજીને આ વાતની જાણ થઈ. એમને ખૂબ દુઃખ થયું. એમને હતું કે, એઓ પેલા સત્યાગ્રહીઓને સમજાવે. પણ એઓ શી રીતે માગણી કરે ? આખરે જેલનો અમલદાર રાજાજી પાસે આવ્યો, ને રાજાજીને કહ્યું કે પેલા લોકોને સમજાવે રાજાજી કબૂલ થયા. પણ એ શરતે, કે રાજાજી જ્યારે પેલા લોકો જોડે વાત કરે ત્યાં કોઈ જેલનો અમલદાર હાજર ન હોવો જોઇએ. ને એ મુલાકાત કાં તો રાજાજીની ખોલીમાં ગોઠવાય યા તો, પેલા સત્યાગ્રહીઓની બેરેકમાં જેલના અમલદારને આ શરત જરા કપરી લાગી પરંતુ, એ નિરૂપાય હતો. એણે રાજાજીની શરતો મંજુર રાખી. મુલાકાત ગોઠવાઈ. પહેલે દિવસે તો પેલા લોકો, જેલ અમલદારોની વર્તણુકથી એવા તંગ બની ગયા હતા, કે, એમણે રાજાજીનું સાંભળ્યું નહિ. ને જેલના અમલદારો સામે સત્યાગ્રહ કરવા તત્પર થયા. એમણે જે સહવું પડે તે સહવાનું કબૂલ કર્યું. પણ અન્યાય બરદાસ્ત કરવા એઓ તૈયાર નહોતા. રાજાજી નિરાશ થયા. એમણે તે દિવસે રાતે પ્રાર્થના કરી - ને સાચેસાચ એમની પ્રાર્થના ફળી. બીજે દિવસે પેલા સત્યાગ્રહીઓ પાછા રાજાજીને મળ્યા. ને રાજાજીની

સલાહ અનુસાર વર્ત્યા.

રાજાજી જેલમાં પોતાના માનસનું પૃથક્કરણ કરતાં કહે છે કે :

"ઘણીવાર મારા હૃદયની કુમળી લાગણીઓ મારી બુદ્ધિ પરે સવાર થઈ બેસે છે. તેનું કારણ, મારા હૃદયમાં રહેલી કોમળ લાગણી માટેની તીવ્ર ઝંખના છે. આસપાસના વૉર્ડરો, અન્ય કેદીઓ, સત્યાગ્રહી સાથીઓ, એ બધા મને આદર આપે છે. મારા પ્રત્યે એમને હમદર્દી છે. મારે માટે પ્રાણ પાથરવા એઓ તૈયાર થાય છે. પણ જે પ્રેમની હું નિરંતર ઝંખના કરું છું, જે અત્યંત કુમળી લાગણીની મને જરૂર છે, તે મને અહીં ક્યાય મળતી નથી.........અને આટલા કારણથી આટલા બધાં સ્વજનોની વચ્ચે મને ઘણું એકલવાયુ લાગતું ને બહારને માટે તલસાટ થતો."

આમ રાજાજી બહુ સ્પષ્ટ શબ્દોમા પોતાની નિર્બળતા જણાવે છે, ને, પાછા એઓ પ્રબળ તર્કશાસ્ત્રી હોઇ, પોતાના માનસનું પૃથક્કરણ બહુ સહેલાઇથી કરે છે. આત્મપરીક્ષા રાજાજીમાં હતી જ, પણ તેમાં યે જેલવાસ દરમિયાન, એ ગુણને એમણે વિશેષ કેળવ્યો.

આ માનસિક સ્થિતિમાં બહારથી આવતા સમાચારો રાજાજીને ખૂબ નિરાશ કરી દેતા. બહારથી સમાચાર આવતા કે હિંસા ફાટી નીકળી છે, લોકોનો ઉત્સાહ મંદ પડતો જાય છે, હિંસા ફાટી નીકળવાથી ગાંધીજીએ સત્યાગ્રહ બંધ કર્યો છે ને વ્યક્તિગત સત્યાગ્રહની રજા આપી છે, ગાંધીજી ઉપર દિલ્હીની અખિલ ભારત મહાસભા-

સમિતિમાં ડૉ. મુંજે અવિશ્વાસનો ઠરાવ લાવવાના છે વિગેરે. આ બધા સમાચારો એમને ગમગીન કરી મૂકતા. બહાર નીકળીને પોતે દેશની જેવી સ્થિતિ જોવાની આશા રાખેલી, તે બધી ક્રમશઃ ધૂળમાં મળતી લાગી. ગાંધીજી સામે અવિશ્વાસની દરખાસ્ત પસાર થઈ નહિ તેથી એમને આનંદ થતો, પણ વિષાદની લાગણી પાછી ઘેરી વળતી. એવામાં સમાચાર સાંભળ્યા કે ગાંધીજીને ગિરફતાર કરવામાં આવ્યા. એમણે ઉપવાસ કર્યો. ને, પ્રાર્થના કરી.

આમ માનસિક અસ્વસ્થતા તો હતી જ. તેમાં શારીરિક સ્વાસ્થ્ય પણ એમનું બહુ ખરાબ રહ્યું. એક તો દમનો વ્યાધિ તો હતો જ. એ એટલો સખત ઉપડતો કે એને લીધે એમને તાવ પણ અવારનવાર આવ્યાં જ કરતો તે ઉપરાંત પણ, પગે ફોલ્લા એટલા સખત થયેલા કે, એક બે વાર તો નશ્તર મૂકાવવું પડેલું. એમને વારંવાર ઇસ્પિતાલમાં જવું પડતું પરંતુ ઇસ્પિતાલનું રહેઠાણ એવું હતું કે, એનાથી શારીરિક પીડા સહન કરવી એઓ વધુ પસંદ કરે. એક તો, ત્યાંના ખાટલામાં માંકણ એટલા બધા, કે, આખી રાત લગભગ જાગતા બેસી રહેવું પડે. ને, બીજું ગંદકીનો તો પાર નહિ. એટલે એકવાર ઇસ્પિતાલમાં થોડા દિવસ રહી આવ્યા પછી, જો એમને ઇસ્પિતાલમાં જવાનું કહેવામાં આવે તો એઓ દાક્તરને કહેતા, "ત્યાં જવું એ સજા છે. જો તમે મને સજા કરવા માગતા હો તો એ ભોગવવા હું તૈયાર છું". આમ લગભગ આખો જેલવાસ એમનો બિમારીમાં ગયો. તેમ છતાં, રાજાજીએ આ વખતનો સદુપયોગ અભ્યાસ માટે કર્યો. બાઇબલ વાંચ્યું, ને સાથે કુરાન વાંચ્યું. મહમદ પયગંબરના જીવનનો અભ્યાસ કર્યો. તામીલમાં સોક્રેટીસના લખાણનો તરજુમો કર્યો. રામાયણનો તરજુમો પણ કર્યો. એટલે એ, રીતે એમનો અભ્યાસ ચાલુ હતો, ચિંતન ચાલુ હતું, ને, અન્ય

કેદીઓ જોડેનો સંપર્ક પણ ચાલુ હતો. એમાં ખાસ કરીને હીરાસીંગન
વાતો એમને ખૂબ ગમતી. એ ચીનની વાતો કહેતો. ત્યાં પોત
નજરે જોયલી પરિસ્થિતિની એ અજબ અજબ કહાનીઓ કહેતો
તો બીજી બાજુ મોપલા કેદીઓ તરફથી મોપલાઓની માનસિ
પરિસ્થિતિ, એમની આઝાદી માટેની તમન્ના એ વિષે પણ એમ
ઘણું જાણવાનું મળ્યું.

રાજાજી જેલમાંથી છૂટ્યા ત્યારે આંદોલન નરમ પડી ગયું હ
પછીનાં પાંચ છ વર્ષ એમણે રચનાત્મક કાર્યક્રમમાં ગાળ્યાં. પુદુપલાયમ
ગામમાં આશ્રમ સ્થાપ્યો. ગ્રામજનોની સ્થિતિ સુધારણા કરવા માંડી

એવામાં ૧૯૨૯માં કોંગ્રેસે વિદેશી બહિષ્કારનું પ્રબળ આંદોલ
ચલાવ્યું. ને, ગાંધીજીએ નીમક સત્યાગ્રહની બાંગ પોકારી. રાજાજીએ
નીમક સત્યાગ્રહમાં ઝંપલાવ્યું. એમની ગિરફતારી થઈ. એમાંથ
છૂટતાં થોડા દિવસમાં એઓ ફરી ગિરફતાર થયા. એમને ત્રીચ
જેલમાં રાખવામાં આવેલા. ત્રીચીમાં એમણે શિક્ષકનું કામ કર્યું
એઓ ખગોળશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, રાજકારણ, અર્થ
શાસ્ત્ર આ બધાના વર્ગો ચલાવતા. ને, તેમાં આ બધા કૂ
પ્રશ્નોને એમના સત્યાગ્રહી બંધુઓ સમક્ષ બહુ જ સચોટ ને સર
રીતે રજૂ કરતા. એમાં એઓ ખુલ્લે દીલે ચર્ચા કરતા. અને એ
રીતે કેવળ ઊર્મિથી પ્રેરાઈને આવેલા ભાઈઓને એમણે માનસિ
પૌષ્ટિક ખોરાક આપ્યો ને એમને બુદ્ધિવાદી સત્યાગ્રહી બનાવ્યા.

૧૯૩૪માં સત્યાગ્રહ મોકુફ રહ્યો. રાજાજી હરિજન પ્રવૃત્તિમ
પડ્યા. તે પછી રાજકારણની બંધારણીય પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું
૧૯૪૦માં બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું તે પછી યુદ્ધની નેમ વિ
કોંગ્રેસ ને સરકાર વચ્ચે મતભેદ પડ્યો. કોંગ્રેસે યુદ્ધવિરોધી પ્રચા

કરવાની માગણી કરી. સરકારે માગણી નામંજૂર કરી. પ્રધાન-મંડળોએ રાજીનામાં આપ્યાં. ને વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ થયો. રાજાજીએ પણ યુદ્ધ વિરોધી સૂત્રો પુકાર્યાં. કારણ એઓ શિસ્તબદ્ધ કૉંગ્રેસવાદી હતા. એમની ગિરફતારી થઈ. એમની પર કેસ ચાલ્યો, ને, એમને ૭ માસની સજા થઈ. આ વખતે રાજાજીને ફરીથી ત્રીચીની જેલમાં રાખવામાં આવ્યા. ત્રીચીમાં એમણે ગીતાના વર્ગો ચલાવ્યા, ઉપનિષદના વર્ગો ચલાવ્યા, ને, રાજકીય પરિસ્થિતિ ઉપર સ્વતંત્ર વિચારણા કરી. એ વિચારણાને પરિણામે, રાજાજીનું માનસ પલટાયું, ને એમણે જુદો માર્ગ જેલમાંથી છૂટયા પછી અખત્યાર કર્યો.

આમ રાજાજી બધું મળીને ચાર વાર જેલમાં ગયા. ત્રણ સત્યાગ્રહ આંદોલનોમાં એમણે ભાગ લીધો. રાજાજીનું જેલજીવન આમ વિવિધતાભર્યું છે, પ્રેરક છે, રોમાંચક છે. એ જીવનમાં એમણે પોતાનું માનસપૃથક્કરણ પણ કર્યું છે. એમણે પોતાના જ્ઞાનનો લાભ બીજાઓને પણ આપ્યો છે અને પોતાને માટે ચિંતન-સામગ્રી પણ સારા પ્રમાણમાં ભેગી કરી છે.

# પ્રકરણ ૧૨ મું

## રાજાજી અને ગાંધીજી

એક સમય એવો હતો, કે, જ્યારે ગાંધીજી ને રાજાજીનાં નામો એકજ શ્વાસે ઉચ્ચારાતાં. જ્યારે ગાંધીજીના સાચા અનુયાયી તરીકે, એમના સિદ્ધાંતોના સાચા ભાષ્યકાર તરીકે જે ગણતરીબંધ નામો બોલાતાં હતાં તેમાં રાજાજીનું સ્થાન અત્યંત મહત્વનું હતું. વચ્ચે એવો સમય આવ્યો, કે, જ્યારે રાજાજીને ગાંધીજીના વિરોધી, ગાંધીજીના દ્રોહી વગેરે વિશેષણોથી પણ નવાજવામાં આવ્યા. ને, પાછો એવો પણ વખત આવ્યો કે જ્યારે રાજાજીએ પોતાનું પૂર્વસ્થાન સગૌરવ પ્રાપ્ત કર્યું. એમને ન તો ગાંધીજીથી છૂટા પડવા માટે પસ્તાવો કરવો પડ્યો, ન તો કોઇની માફી માગવી પડી, ન તો પોતાનું કાર્ય ખોટું હતું એમ કહેવું પડ્યું. પોતાનું કાર્ય સાચું હતું, પોતાનો માર્ગ મુક્ત હતો, એવી પ્રતીતિસહીત જ, એઓ પાછા ગાંધીજી જોડે જોડાયા. આમ મતભેદ હોવા છતાં, માર્ગભિન્નતા હોવા છતાં, ગાંધીજીના દિલમાં રાજાજી માટેની પ્રીતિ એટલી ને એવીજ અચળ હતી. ને રાજાજીના દિલમાં પણ ગાંધીજી માટેની પ્રીતિ, એટલી જ દ્દ હતી. ગાંધીજી વિરૂદ્ધ ક્યાંકથી પણ કંઇ બોલાય તો રાજાજીનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠતો, ને, એથી જ ડૉ. આંબેડકરે જ્યારે ગાંધીજીએ હરિજનો માટે કશું જ કર્યું નથી, એ મુજબના આક્ષેપ કરતી એક

પુસ્તિકા પ્રગટ કરી, એટલે રાજાજીએ આંબેડકરને સચોટ ઉત્તર આપતી, ને ગાંધીજીએ હરિજનો માટે અત્યારસુધી શું શું કર્યું છે, એની પ્રતીતિ કરાવતી ' Ambedkar Refuted ' નામની પુસ્તિકા લખી. એ જ રીતે જ્યારે ગાંધીજી ૧૯૪૬માં મદ્રાસ ગયા, ને, એમણે શ્રી. કામરાજ નાદર વગેરેનું રાજાજી વિરોધી વલણ જોયું, એટલું જ નહિ પણ, જ્યારે રાજાજી વિરૂદ્ધ એક ભયંકર કાવત્રું રચાતું એમને લાગ્યું ત્યારે એમણે, હરિજનમાં વારંવાર એ વિષે લેખો લખ્યા. ને, તે એટલે સુધી કે કામરાજ નાદર ને એના અનુયાયીઓને, એ માટે ખોટું લાગેલું. ગાંધીજી છેક છેવટ સુધી મદ્રાસના વડાપ્રધાન રાજાજી જ ચૂંટાય એ બાબતમાં મક્કમ હતા. આ દર્શાવે છે કે બંનેની પ્રીતિ કેટલી દૃઢ હતી, કેટલી અન્યોન્ય હતી અને કેટલી નિસ્વાર્થ હતી !

રાજાજીએ ગાંધીજી જોડે, એમના જીવનના ત્રીશ વર્ષો કાઢ્યાં. જો કે, ગાંધીજીના સિદ્ધાંતોથી, એમની નવી યુદ્ધનીતિથી રાજાજી, બાપુ આફ્રિકામાં હતા, ત્યારથી જ આકર્ષાયા હતા. અને મનથી તો એમના રાજકીય ક્ષેત્રમાં એઓ ભક્ત બની ચૂકયા હતા. પણ જ્યારે મદ્રાસમાં શ્રી. કસ્તુરી શ્રીનિવાસનને ત્યાં, ગાંધીજીનો પ્રત્યક્ષ પરિચય થયો, ત્યારથી જ, રાજાજી જીતાઈ ગયા. એ ગાંધીજીના બની ગયા. એઓ અત્યારસુધી માનસિક ભક્ત હતા, તેને બદલે એઓ કર્મદ્વારા ભક્ત બન્યા. અત્યારસુધી ગાંધીજીના સિદ્ધાંતોના ભક્ત હતા. હવે બન્યા. ગાંધીજીના કર્મોના ભક્ત. એમણે ધીકતી કમાણી છોડી, વકીલાત છોડી, જીવનનો મોહ છોડ્યો, ને એ ત્યાગી બન્યા.

પછી, તો, એમનું કાર્ય બન્યું, ગાંધીજીના સિદ્ધાંતોનું, આદેશોનું સ્પષ્ટિકરણ કરવાનું, એના ભાષ્યકાર બનવાનું. ગાંધીજીને એમનામાં

એટલી શ્રદ્ધા જન્મેલી કે ગાંધીજીની ગિરફતારી વખતે 'યંગ ઇન્ડીયા' એઓ જ ચલાવતા. તે વખતે લોકોને રાજાજીની કલમની પ્રતિભાનો પરિચય થયો. ત્યારે જ, રાજાજીને લોકોએ ગાંધીવાદની બુદ્ધિ પ્રતિભાના પ્રતીક કહ્યા. એ સમયે રાજાજી બાપુની વિચારસરણીથી પૂરેપૂરા જ્ઞાત થયા હતા. ગાંધીજીએ ૧૯૨૦માં સત્યાગ્રહનો કોલ આપ્યો, ને રાજાજીએ એમાં જ'પલાવ્યું. ગાંધીજીએ કહ્યું, એક વર્ષની અંદર આપણે સ્વરાજ્ય લાવી શકીશું. ને રાજાજીને ગાંધીજીના આશાવાદમાં પૂરેપૂરી શ્રદ્ધા હતી, કે જો દેશબાંધવો ગાંધીજીની આજ્ઞાનુસાર વર્તે, જો જરૂર દરેક જણ જેલનો ને મરણનો ડર ટાળે તો એક વર્ષની અંદર સ્વરાજ્ય આવે. રાજાજીએ જેલમાંથી ગાંધીજીને પત્ર લખ્યો. તેમાં જણાવ્યું જ હતું, કે "હું છૂટીશ ત્યાં સુધીમાં તો આપણને સ્વરાજ્ય મળી ચૂક્યું હશે." પણ રાજાજી છૂટયા ત્યારે આખું વાતાવરણ બદલાઈ ગયું હતું. હિંસા ફાટી નીકળવાથી ગાંધીજીએ સત્યાગ્રહ બંધ કર્યો હતો. એ કારણે અમુક કોંગ્રેસવાદીઓની ગાંધીજી પર ખતરાજી હતી. ડૉ. મુંજે વગેરેએ ગાંધીજી પર અવિશ્વાસની દરખાસ્ત અખિલભારત મહાસભા સમિતિ સમક્ષ રજૂ કરી હતી, પણ એ ઠરાવ બહુમતિથી ઊડી ગયો.

પછી ગાંધીજીની ગિરફતારી થઈ. એ વખતે પંડિત મોતીલાલ નેહરુ, શ્રી. ચિત્તરંજનદાસ, માલવીયાજી વગેરેએ ધારાસભા પ્રવેશ માટેની ઝુંબેશ ઉપાડી. ગાંધીજીની નીતિ સફળ નહોતી, એ વિષેનો જોરશોરથી પ્રચાર કર્યો. મદ્રાસના રાજાજીના પ્રિય સાથીઓ, શ્રી નિવાસ આયંગર, કસ્તુરી શ્રીનિવાસન, બધાએ દાસબાબુને સાથ આપ્યો. ગયામાં ૧૯૨૪માં આવા ગરમાગરમ વાતાવરણમાં કોંગ્રેસનું અધિવેશન ભરાયું. ગાંધીજી જેલમાં હોય, ત્યારે, એનો લાભ લઈ કોંગ્રેસની નીતિ બદલવી, એ રાજાજીને અયોગ્ય લાગ્યું. જો કે દાસબાબુની

કાર્યરીતિમાં એમને લેશમાત્ર પણ શ્રદ્ધા નહોતી તે તો હતું જ, પણ, એમને ગાંધીજીની ગેરહાજરી વધારે સાલતી હતી. એઓ પોતાની વાણીનું બળ લઇને ગયા કોંગ્રેસમાં ગયા. એએ મરણિયા બન્યા હતા. એમની સામે ધુરંધરો હતા. છતા એમણે, ત્યાં, હિંમતથી દાસબાબુના પ્રસ્તાવનો સામનો કર્યો. અને એમની વાણીની પ્રતિભાના બળે, એમની તર્કશક્તિના જોરે, એમણે, આબોહવા એવી બદલી નાંખી, કે, રાજાજીના મતનું સમર્થન કરનારઓને હિંમત આવી. ને, મૂળ ધારાસભા પ્રવેશનો ઠરાવ નામંજુર થયો. આ રાજાજીની એક મોટામાં મોટી જીત હતી. સૂક્ષ્મ દષ્ટિએ તપાસતાં આ જીત ગાંધીવાદની હતી. ગાંધીજીના સિદ્ધાંતોની હતી. ને રાજાજી તો એ સિદ્ધાંતોના, માત્ર એક મુખપત્ર સમાન હતા.

ગાંધીજી છૂટયા. રાજાજીએ અને એમણે મંત્રણાઓ કરી. ને બન્નેએ પોતાનો બધો સમય રચનાત્મક કાર્યક્રમ પાછળ આપવો એમ નક્કી કર્યું. બન્નેએ ખાદી પ્રચારનું, મદ્યનિષેધનું, ખાદી ઉત્પાદનનું, વગેરે કાર્ય હાથ પર લીધું. બન્નેના સંયુક્ત પ્રયત્નથી અખિલભારત ચરખા સંઘની સ્થાપના થઈ. રાજાજી ને ગાંધીજી બન્ને સક્રિય રાજકારણમાંથી નિવૃત્ત થયા. બન્ને પોતપોતાના આશ્રમમાં જઈ બેઠા. ગાંધીજી ગયા સાબરમતી આશ્રમમાં. રાજાજી ગયા પ્રુદુપલાયમ આશ્રમમાં. રાજાજીએ આશ્રમમાં ચરખાનો પ્રચાર કર્યો ને સાથે સાથે ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમને પણ એમણે આશ્રમદ્વારા અપનાવ્યો એટલું જ નહિ પણ, એને સક્રિય બનાવ્યો.

પરંતુ ગાંધીજીએ ફરી જ્યારે સક્રિય રાજકારણમાં આવ્યા, જ્યારે કોંગ્રેસે લાહોર અધિવેશનમાં પૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર કર્યો, ને ગાંધીજીને સત્યાગ્રહના નિયામક નીમ્યા, ત્યારે, પોતાના આશ્રમની

બધી માયા છોડીને રાજાજી પણ સક્રિય રાજકારણમાં પડયા. ગાંધીજીએ મીઠાનો સત્યાગ્રહ કરવાનું ફરમાન કર્યું, તો રાજાજીએ એ ફરમાન વધાવી લીધું. ગાંધીજીએ જેલમાં રહ્યે રહ્યે હરિજન પ્રવૃત્તિ ઉપાડી તો રાજાજીએ બહાર પૂર જોરમાં અસ્પૃશ્યતા નિવારણનું આંદોલન હિન્દના એકેએક પ્રાંતમાં ફરીને ઉપાડી લીધું. એમણે ગાંધીજી જો જેલની બહાર હોત ને જે કાર્ય કરત, તે કાર્ય કરી ગાંધીજીને સંતોષ આપ્યો.

ત્યારબાદ ૧૯૩૪માં આંદોલન શમ્યું. ધારાસભા પ્રવેશનો પ્રશ્ન પુનઃ ઉપસ્થિત થયો. ગાંધીજી કોંગ્રેસમાંથી નિવૃત્ત થયા. રાજાજીએ પણ પોતે નિવૃત્ત થનાર છે એમ જાહેર કર્યું. ગાધીજી વિનાની કોંગ્રેસ એઓ કલ્પી શકતા નહોતા. આખરે ગાંધીજીની સૂચનાથી એમણે પોતાનો નિર્ણય ફેરવ્યો. એમને મન ગાંધીજીની ઇચ્છાને માન આપવું, એ પોતાની ઇચ્છા કરતાં વિશેષ મહત્વનું હતું. રાજાજી કોંગ્રેસમાં રહ્યા. ચૂંટણીમાં કોંગ્રેસનો જે મહાન વિજય થયો, તેને માટે રાજાજી જ જવાબદાર હતા. એ વિજય માટે એમણે ન પોતાના શરીરની પરવા કરી, ન કુટુંબની પરવા કરી, પણ ચૂંટણીમાં કોંગ્રેસનો વિજય એ જ એમનું તાત્કાલિક ધ્યેય હતું. કોંગ્રેસનો વિજય થયો. તેવામાં ખૂબ થાકયા પણ હતા. વળી, એમના જ એક મિત્ર ડૉ. રાજને સુધરાઈની ચૂંટણીમાં અધિકૃત કોંગ્રેસ ઉમેદવારની સામે બીજો ઉમેદવાર ઉભો રાખ્યો. કોંગ્રેસ ઉમેદવારનો પરાજય થયો. રાજાજીને ડૉ. રાજનના આ પગલાંથી ખૂબ દુઃખ થયું. એમને આત્મશુદ્ધિની જરૂર જણાઈ. અને એ કારણે ગાંધીજીની જેમ એમણે કોંગ્રેસમાંથી રાજીનામું આપ્યું. પણ વળી પાછો ગાંધીજીનો આગ્રહ થયો. ને એમણે પોતાનો નિર્ણય પાછો ફેરવ્યો.

ગાંધીજીની નીતિની વિરૂદ્ધ આચરણ કરતા હતા. ગાંધીજીના ફરમાનનો અનાદર કરતા હતા. એથી રાજાજીને પોતાને પણ પારાવાર દુ:ખ થતું હતું. છતાં કશું થાય એમ નહોતું.

૧૯૪૫માં ગાંધીજી છૂટયા. એટલે રાજાજીએ ગાંધીજીનો સંપર્ક સાધ્યો. રાજાજીની સલાહ પ્રમાણે ગાંધીજી જિન્નાને મળ્યા. એ મુલાકાત અફળ ગઈ. પણ એથી ગાંધીજી અને રાજાજી વચ્ચેની જે ફાટ હતી તે પૂરાઈ. મતભેદ સંધાઈ ગયો. ને, બન્ને એક દિશામાં કામ કરતા થયા. કોંગ્રેસ કારોબારી છૂટી વેવલ જોડે મંત્રણાઓ થઈ. ને, તે બધો વખત રાજાજીની સલાહ બધાને મન અમૂલ્ય હતી. મદ્રાસ ધારાસભાની ચૂંટણીમાં પણ રાજાજી કોંગ્રેસ ઉમેદવાર તરીકે ઊભા રહ્યા. ગાંધીજીએ મદ્રાસ કોંગ્રેસ ને રાજાજી વચ્ચેનો મતભેદ સાંધવા ઘણા પ્રયત્ન કર્યા, પણ ફાવ્યા નહિ. ગાંધીજી ને રાજાજી પુનઃ એક થયા હતા. ગાંધીજી ને રાજાજી એક દૃષ્ટિએ વિચાર કરતા થયા હતા. રાજાજીની પ્રતિષ્ઠાની પુનઃ સ્થાપનામાં, કોંગ્રેસમાં માનભર્યું સ્થાન રાજાજીને ફરી પાછું અપાવવામાં ગાંધીજીનો ફાળો બહુ પ્રબળ હતો. આથી ઘણા કહે છે કે, ગાંધીજીએ એમને ઉંચે ચઢાવ્યા ન હોત તો રાજાજી આ સ્થાનને પામત નહિ પણ બંને વચ્ચે એકરાગ થઈ ગયો હતો. રાજાજી મદ્રાસના વડાપ્રધાન થાય એ માટે ગાંધીજીએ ખૂબ જ પ્રયત્નો કર્યો, લોકોને સમજાવ્યા, પણ કોઈએ માન્યું નહિ. પછી તો રાજાજી મધ્યસ્થ સરકારના ઉદ્યોગમંત્રી બન્યા. ને પશ્ચિમ બંગાળના ગવર્નર બન્યા. આ સ્થાનને માટે પણ ગાંધીજીને જવાબદાર કહી શકાય. જો કે, રાજાજીની બુદ્ધિ, એમની દૃષ્ટિ એ બધાને માટે જવાહરલાલને તેમ જ સરદાર સાહેબને પણ ખૂબ માન હતું

કલકત્તામાં જ્યારે પંદરમી ઓગસ્ટ ૧૯૪૭ પછીના દિવસોમાં

કોમી રમખાણુ ફાટી નીકળ્યું, ને ગાંધીજીએ કોમી એકતા માટે આમરણ અનશન આદર્યું, ત્યારે બંગાળાના ગવર્નર રાજાજી હતા. એમની વેદના પારાવાર હતી. કોમી એકતા માટે એઓ ન રાત જોતા, ન દિન જોતા. ને, નેતાઓને બોલાવતા, વિદ્યાર્થીઓને બોલાવતા, સ્ત્રીઓને ઉદ્‌બોધતા, વેપારીઓને કહેતા, ને, એ રીતે, આખરે એમણે ગાંધીજીને સંતોષ થાય, એ જાતની બાંયધરી બધા પાસે અપાવી. રાજાજી ગાંધીજીની પાસે જ રહેતા. જ્યારે ગાંધીજીએ પારણાં કર્યાં, ત્યારે જ એઓ જંપ્યા.

જ્યારે ગાંધીજીની હત્યા થઈ ને રાજાજીને એની ખબર પડી, ત્યારે આમ એઓ લાગણીપ્રધાન ન હોવા છતાં, સ્મશાનયાત્રામાં જવાની ને બાપુનાં છેલ્લાં દર્શન કરવાની ઇચ્છાને એઓ રોકી શક્યા નહિ. એઓ વિમાનમા દિલ્હી દોડ્યા. હૈયું એટલું ભરાયું હતું, કે, એઓ કઈ બોલી શકતા નહોતા રાજાજી પાસે કોઈ અખબારી પ્રતિનિધિ પહોંચ્યો ને એમને કંઈ કહેવા સૂચવ્યું. રાજાજી શું બોલે. છતાં, આ સમય એવો હતો, કે, પેલાને નિરાશ ન કરાય. એઓ ફક્ત એટલું જ બોલ્યા, "કોઈ કમઅક્કલ ગાંડાએ આપણું અમૂલ્ય રત્ન આપણી પાસેથી ઝૂંટવી લીધુ છે. આ આપણા મહાન ને પ્રિય નેતાની કુરબાનીથી આપણે આપણા હૃદયમાંથી બધો તિરસ્કાર ને બધી શંકાને નાબૂદ કરીએ." કેટલો ટૂંકો છતાં કેવો અર્થ-ગંભીર સંદેશ!

ત્યારબાદ બારમે દિવસે ગાંધીજીના ભસ્મીભૂત દેહના અવશેષ કલકત્તામાં ગંગા નદીમાં પધરાવ્યા. ત્યારે રાજાજીએ બધી દૃઢતા, બધો સંયમ ગૂમાવ્યું. એમણે તે સમયે જનતા સમક્ષ ભાષણ કરતાં ગળગળા સાદે ને ભરાયલા દીલે કહ્યું:

"આખરે બધું ગયું. આજે દુનિયા સૂની બની છે. ૩૦મી જાન્યુઆરીએ એમણે પ્રાણ છોડયા, પ એમનું શરીર આપણી વચ્ચે થોડો વખત રહ્યું. એમ મુખ પરના ગરકારે થોડો વખત તો ભ્રમ ટકાવી રાખ્યે પણ ૩૧મી જાન્યુઆરીએ આપણા પ્યારા નેતાના દેહ આપણા પૂર્વજોની રીતિ અનુસાર અગ્નિશય્યામાં પોઢાડ્યો પછી બાકી જે કંઈ રહ્યું તે આપણે ભેગું કરવા માંડ્યુ આપણી ભક્તિને લીધે આપણે બાપુની રાખમાં બાપુને જોઈ સંતોષ માન્યો. પણ આપણે આપણી પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે એમના અવશેષને પંચતત્વોમા ભેળવી દઈ, આજે આપણા વિચારોને પ્રભુ પ્રત્યે વાળીએ છીએ. એટલે આજે પવિત્ર ગંગામા એમના અસ્થિનું વિસર્જન કરી આપણે પ્રાર્થના કરી. ને હવે ભારે હૈયે, જાણે દિશાઓ બધી શૂન્ય બની ગઈ હોય એવી દશામા ઘેર પાછા જઈએ છીએ."

તે ગાંધીજીના એમની પ્રત્યેના વિશ્વાસને લીધે છે. જ્યારે ગાંધીજીના માર્ગથી એમણે જુદો માર્ગ પસંદ કર્યો ત્યારે એમની ઇજ્જત ઘટી, માનને આંચકો લાગ્યો, અપમાન ને તિરસ્કારને પાત્ર બન્યા. રાજાજી આજે ગવર્નર જનરલ છે, તે ગાંધીજીની એમની ભક્તિને લીધે. આટલું સ્વીકારીએ તો પછી જણાશે કે, રાજાજી એ ગાંધીજીની છાયા નથી. એમની તર્કશક્તિ ને પ્રતિભાને પોતાનું જ કહી શકાય એવું સ્વતંત્ર વ્યક્તિત્વ છે. એમની દૃષ્ટિ દૂરદર્શી છે. એમની તર્કશક્તિ તેજસ્વી છે. ૧૯૪૨માં જે એમના મંતવ્યો માટે એમની પર પથરા પડતા હતા, એ મંતવ્ય કેટલું સાચું હતું, તે ૧૯૪૭માં સમયના વહેણે દર્શાવી આપ્યું. રાજાજીની રાજકીય દૃષ્ટિ તીવ્ર અને તલસ્પર્શી છે, અને પરિસ્થિતિનો યથાતથ તાગ કાઢનારી છે.

આમ છતાં રાજાજી અને ગાંધીજી એ બન્નેની જીવનદૃષ્ટિમાં અદ્ભુત સમાનતા છે. બન્ને ચારિત્ર્યની શુદ્ધિને સૌથી વિશેષ મહત્વ આપે છે. બન્ને દરિદ્રનારાયણની સેવાને જ સાચો ધર્મ માનનારા છે. બન્નેએ આશ્રમો સ્થાપી પોતાના આદર્શોને જીવનમાં ઉતારી બતાવ્યા છે. બન્નેએ કર્મ કરી બતાવ્યું છે. ક્ષમા અને સહિષ્ણુતાનો ગુણ બન્નેમાં વિરલ પ્રમાણમાં દૃષ્ટિએ પડે છે. ગાંધીજીની જેમ રાજાજીને પણ પોતાના વિરોધીઓ માટે પ્રેમ છે. વિરોધીઓ પણ એમના બની જાય એટલી સાત્વિક વૃત્તિ બન્નેમાં હતી. રાજાજી અને ગાંધીજી બન્ને આત્મપરીક્ષા કરનારા, પોતાની ભૂલો જોનારા, સત્યનિષ્ઠ, ને સાત્વિક મહામાનવો છે. ગાંધીજીએ આપણા દેશમાં જે મહાપુરુષો પ્રગટાવ્યા, તેમાં રાજાજીનું સ્થાન પહેલી હરોળમાં છે. રાજાજી પોતાને ગાંધીજીના સાચા અનુયાયી કહેવડાવતા નથી કારણ કે એઓ માને છે:

"બાપુની મહત્તા એવી અગાધ હતી કે તેનું અનુકરણ

> વિરલ પુરુષો જ કરી શકે. બાપુનું અનુકરણ કરવું એ તો ભગીરથ કામ છે."

આમ છતાં પોતાના અને ગાંધીજીના સંબંધ વિષે એઓ કહે છે :

> "અઠ્ઠાવીશ ભરપૂર વરસોની લાંબી મુદત પછી ખભે-ખભા મિલાવીને એમની સાથે કામ કરતાં હું એમનો એવો પૂજારી બન્યો કે બહુ ઓછા માણસોની બાબતમાં એવું બન્યું હશે. તો યે ૧૯૪૭ના છેવટના મહિનાઓમાં બાપુ તરફનો મારો જે પૂજ્યભાવ વધ્યો, એમના અગાધ મહિમાનો જે અનુભવ થયો, તે આગલાં બધાં વરસોની સરખામણીમાં વિરલ હતો."

આમ રાજાજીની સાચી પિછાન ગાંધીજીના ભક્ત, પૂજારી ને પ્રેમી તરીકેની છે. રાજાજીને મન એઓ ભારતના તારણહાર હતા. સૌથી શ્રેષ્ઠ મહાપુરુષ હતા. પોતાની જીંદગી જેમણે નિઃસંકોચ અર્પણ કરી એવા મહર્ષિ હતા.

## પ્રકરણ ૧૩ મું

### રાજાજી અને જવાહર

રાજાજી અને જવાહર વચ્ચે પ્રથમ દૃષ્ટિએ જોતાં ઘણું વૈષમ્ય દૃષ્ટિએ પડશે. ક્યાં, સમૃદ્ધિની છોળમાં ઉછરેલા જવાહરલાલ ને ક્યાં, ગરીબ માતાપિતાને ત્યાં ગામડામાં જન્મેલા રાજાજી? ક્યાં, જન્મતાંવેંત જ જેમને મહત્તા પ્રાપ્ત થઈ છે, એવા જવાહરલાલજી, ને ક્યાં આપબળે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર રાજાજી? એક અંગ્રેજી ઢબ પ્રમાણે, અંગ્રેજી શિક્ષણ પદ્ધતિથી ભણેલા, સાહેબશાહી ઠાઠમાઠવાળા વાતાવરણમાં ઉછરે છે, તો બીજા ચૂસ્ત બ્રાહ્મણ, સંસ્કૃત પંડિત, સનાતની વાતાવરણમાં ઉછરે છે. એક વિલાયતમાં શિક્ષણ લે છે, તો બીજો અહીંજ મુશ્કેલીથી શિક્ષણ લે છે. આમ એ બન્નેના જીવનના ઉછેરમાં, સંસ્કારોમાં, જીવનરીતિમાં, એ બધામાં તો વૈષમ્ય છે જ. એક રીતે કહીએ તો બન્ને વચ્ચે એક ઉત્તરમાં જન્મેલા હોવાથી ને બીજા દક્ષિણમાં જન્મેલા હોવાથી ઉત્તર દક્ષિણ જેટલું અંતર છે. એ બન્ને વચ્ચે મેળ ક્યાં ખાય?

તે છતાં માનવજીવન જ એવું છે, કે, જેમની વચ્ચે મેળ ખાવાની શક્યતા જ ન હોય તેમની વચ્ચે મેળ ખવડાવી દે છે. જેમની વચ્ચે બાહ્ય દૃષ્ટિએ ગમે તેટલું વૈષમ્ય હોય તેમના ભીતરમાં રહેલા સામ્યથી બન્ને વચ્ચે સહકાર શક્ય બને છે. રાજાજી ને

જવાહરને સાંકળનારું મુખ્ય તત્વ તો છે વતનપ્રેમ, ને વતનપ્રેમ કરતાં પણ વધારે પ્રબળ તત્વ છે, ગાંધીભક્તિ. રાજાજી ને પંડિતજી બન્ને ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા, ત્યારથી જ ગાંધીજી પ્રત્યે આકર્ષાયા હતા. બન્નેને પોતાના સમયના રાષ્ટ્રીય નેતાઓની કાર્યરીતિ પ્રત્યે પ્રબળ અસંતોષ હતો. રાજાજી ને પંડિતજી બન્નેને લાગેલું કે ગાંધીજીનો માર્ગ એ જ સાચો માર્ગ છે. આમ બન્નેના માર્ગદર્શક, બન્નેને અંધકારમાંથી જ્યોતિપથ બતાવનાર એકજ વ્યક્તિ હતી બન્ને ગાંધીજી હિંદમાં આવ્યા, ને, ગાંધીજીના ભક્ત બન્યા. ગાંધીજીના પ્રથમ અસહયોગ વખતે, બન્નેએ જેલવાસ ભોગવેલો. બન્નેને રાજકારણના ક્ષેત્રમાં ઘસડનાર ગાંધીજી. આ બન્ને નેતાઓ શરૂઆતમાં ધારાસભાપ્રવેશના વિરોધી હતા. એમને રચનાત્મક કાર્યક્રમમાં શ્રદ્ધા હતી. વર્ષો સુધી બન્ને રચનાત્મક કાર્યક્રમમાં પડેલ. રાજાજી તેમજ પંડિતજી બન્ને વર્ષો સુધી કોંગ્રેસ કારોબારીના સભ્યો હતા. બન્ને અખિલ હિંદ મહાસભા સમિતિના મંત્રી બનેલા. છતાં ગાંધીજીના અંધઅનુયાયી એમાંથી એક પણ નહોતા. રાજાજી ને પંડિતજી બન્નેને ગાધીજી જોડે પ્રબળ મતભેદ અમુક બાબતોમાં પડતો. રાજાજી ગાંધીજીની હરિજન પ્રવૃત્તિ અપનાવે, ત્યારે પંડિતજીને એ સામાજિક સુધારામાં બહુ રસ નથી. એક રીતે જોઈએ તો પંડિતજી પ્રધાનતઃ રાજકીય પુરુષ છે, ત્યારે રાજાજી રાજકીય તેમજ સામાજિક બન્ને ક્ષેત્રોમાં સરખો રસ લેનારા છે ગાંધીજીનો આધ્યાત્મિક વારસો રાજાજીને મળ્યો છે, ત્યારે રાજકીય વારસો પંડિતજીએ લીધો છે. રાજાજી જેમ ૧૯૪૨માં ગાંધીજીથી જુદા પડેલા, ને એકલપથે ચાલેલા તેવું જવાહરલાલ વિષે બન્યું નથી. એનું મુખ્ય કારણ એ છે કે રાજાજી એ શાંત તર્કવાદી છે.

એ લાગણીપ્રધાન છે. એટલે મતભેદ હોવા છતાં, એઓ

છૂટા પડી શકે એવું હતું જ નહિ

રાજાજી અને પંડિતજી બન્ને અત્યારે જે ઊંચા હોદ્દા ભોગવી રહ્યા છે, તે પોતાની જ કાર્યક્ષમતા અને તપશ્ચર્યાને પ્રતાપે. બન્નેએ વર્ષો સુધી જેલવાસની યાતના વેઠી છે. બન્નેએ વર્ષો સુધી દેશસેવા વિના અન્ય કંઈ પ્રવૃત્તિ જાણી નથી. બન્નેએ નિઃસ્પૃહ તપસ્વીના જેવું જીવન ગાળ્યું છે.

જવાહરલાલ ને રાજાજી બન્નેના રાજકીય ગુરુ એક હતા. ને બન્નેને ગાંધીજી પ્રત્યે બેહદ પ્રેમ ને મમતા હતાં. ગાંધીજીને પણ બન્ને પ્રત્યે અનહદ સ્નેહ હતો. એથી જ તો, એઓ રાજાજી તથા પંડિતજી પર કંઈ પણ ટીકા થાય તો એ બંનેનો બચાવ કરવા મંડી જતા. આ બન્ને મહાપુરુષો વિદ્યાભ્યાસંગી અને પાંડિત્યપૂર્ણ છે. બંનેએ પુસ્તકો લખ્યાં છે. સાહિત્યનો શોખ, બન્નેને છે, એટલું જ નહિ પણ બન્ને સાહિત્યનું સર્જન કરે છે. બન્નેએ પોતાના જેલના અનુભવો લખેલા છે, એટલું જ નહિ પણ પોતાની નિર્મળતાઓ પણ બન્નેએ સ્પષ્ટ રીતે પોતાની કૃતિઓમાં જણાવી છે. બન્નેના જીવન સ્ફટિક જેવાં નિર્મળ છે. એ જ કારણે બન્ને હિંદી સંઘનાં ઊંચામાં ઊંચા સ્થાને વિરાજે છે. પરિસ્થિતિનું પૃથક્કરણ કરવાની શક્તિ, બન્નેની અદ્ભુત છે. બન્ને અસરકારક વક્તા છે. પણ બન્નેના ભાષણોમાં બન્નેની લાક્ષણિકતા દૃષ્ટિએ પડે છે. જવાહરલાલ આપણા હૃદયને સ્પર્શે છે. આપણા હૃદયમાં સ્નેહનો ઉમળકો પેદા કરે છે. ત્યારે રાજાજી આપણી બુદ્ધિને સંતોષે છે. એ આપણા મનમાં એમને માટે આદર ઉત્પન્ન કરે છે. જવાહર એટલે અસ્વસ્થતા, ઉકળાટ, ત્યારે રાજાજી એટલે સ્વસ્થતા ને શાંતિ.

રાજાજી ને જવાહર બન્ને ગાંધીજીના સલાહકાર હતા. રાજાજી

જવાહરને સાંકળનારું મુખ્ય તત્ત્વ તો છે વતનપ્રેમ. ને વતનપ્રેમ કરતાં પણ વધારે પ્રબળ તત્ત્વ છે, ગાંધીભક્તિ. રાજાજી ને પંડિતજી બન્ને ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા, ત્યારથી જ ગાંધીજી પ્રત્યે આકર્ષાયા હતા. બન્નેને પોતાના સમયના રાષ્ટ્રીય નેતાઓની કાર્યરીતિ પ્રત્યે પ્રબળ અસંતોષ હતો. રાજાજી ને પંડિતજી બન્નેને લાગેલું કે ગાંધીજીનો માર્ગ એ જ સાચો માર્ગ છે. આમ બન્નેના માર્ગદર્શક, બન્નેને અંધકારમાંથી જ્યોતિપથ બતાવનાર એકજ વ્યકિત હતી બન્ને ગાંધીજી હિંદમાં આવ્યા, ને, ગાંધીજીના ભક્ત બન્યા. ગાંધીજીના પ્રથમ અસહયોગ વખતે, બન્નેએ જેલવાસ ભોગવેલો. બન્નેને રાજકારણના ક્ષેત્રમાં ધસડનાર ગાંધીજી. આ બન્ને નેતાઓ શરૂઆતમાં ધારાસભાપ્રવેશના વિરોધી હતા. એમને રચનાત્મક કાર્યક્રમમાં શ્રદ્ધા હતી. વર્ષો સુધી બન્ને રચનાત્મક કાર્યક્રમમાં પડેલ. રાજાજી તેમજ પંડિતજી બન્ને વર્ષો સુધી કોંગ્રેસ કારોબારીના સભ્યો હતા. બન્ને અખિલ હિંદ મહાસભા સમિતિના મંત્રી બનેલા. છતાં ગાંધીજીના અંધઅનુયાયી એમાંથી એક પણ નહોતા. રાજાજી ને પંડિતજી બન્નેને ગાંધીજી જોડે પ્રબળ મતભેદ અમુક બાબતોમાં પડતો. રાજાજી ગાંધીજીની હરિજન પ્રવૃત્તિ અપનાવે, ત્યારે પંડિતજીને એ સામાજિક સુધારામાં બહુ રસ નથી. એક રીતે જોઈએ તો પંડિતજી પ્રધાનતઃ રાજકીય પુરુષ છે, ત્યારે રાજાજી રાજકીય તેમજ સામાજિક બન્ને ક્ષેત્રોમાં સરખો રસ લેનારા છે. ગાંધીજીનો આધ્યાત્મિક વારસો રાજાજીને મળ્યો છે, ત્યારે રાજકીય વારસો પંડિતજીએ લીધો છે. રાજાજી જેમ ૧૯૪૨માં ગાધીજીથી જુદા પડેલા, ને એકલપંથે ચાલેલા તેવું જવાહરલાલ વિષે બન્યું [illegible]. એનું મુખ્ય કારણ એ છે કે રાજાજી એ શાંત તર્કવાદી છે. [illegible]લાલ એ લાગણીપ્રધાન છે. એટલે મનભેદ હોવા છતાં, એઓ ગાંધીજીથી છૂટા પડી શકે એવું હતું જ નહિ.

રાજાજી અને પંડિતજી બન્ને અત્યારે જે ઊંચા હોદ્દા ભોગવી રહ્યા છે, તે પોતાની જ કાર્યક્ષમતા અને તપશ્ચર્યાને પ્રતાપે. બન્નેએ વર્ષો સુધી જેલવાસની યાતના વેઠી છે. બન્નેએ વર્ષો સુધી દેશસેવા વિના અન્ય કંઈ પ્રવૃત્તિ જાણી નથી. બન્નેએ નિઃસ્પૃહ તપસ્વીના જેવું જીવન ગાળ્યું છે.

જવાહરલાલ ને રાજાજી બન્નેના રાજકીય ગુરુ એક હતા. ને બન્નેને ગાંધીજી પ્રત્યે બેહદ પ્રેમ ને મમતા હતાં. ગાંધીજીને પણ બન્ને પ્રત્યે અનહદ સ્નેહ હતો. એથી જ તો, એઓ રાજાજી તથા પંડિતજી પર કંઈ પણ ટીકા થાય તો એ બંનેનો બચાવ કરવા મંડી જતા. આ બન્ને મહાપુરુષો વિદ્યાવ્યાસંગી અને પાંડિત્યપૂર્ણ છે. બંનેએ પુસ્તકો લખ્યાં છે. સાહિત્યનો શોખ, બન્નેને છે, એટલું જ નહિ પણ બન્ને સાહિત્યનું સર્જન કરે છે. બન્નેએ પોતાના જેલના અનુભવો લખેલા છે, એટલું જ નહિ પણ પોતાની નિર્મળતાઓ પણ બન્નેએ સ્પષ્ટ રીતે પોતાની કૃતિઓમાં જણાવી છે. બન્નેના જીવન સ્ફટિક જેવાં નિર્મળ છે. એ જ કારણે બન્ને હિંદી સંઘનાં ઊંચામાં ઊંચા સ્થાને વિરાજે છે. પરિસ્થિતિનું પૃથક્કરણ કરવાની શક્તિ, બન્નેની અદ્ભુત છે. બન્ને અસરકારક વક્તા છે. પણ બન્નેના ભાષણોમાં બન્નેની લાક્ષણિકતા દૃષ્ટિએ પડે છે. જવાહરલાલ આપણા હૃદયને સ્પર્શે છે. આપણા હૃદયમાં સ્નેહનો ઉમળકો પેદા કરે છે. ત્યારે રાજાજી આપણી બુદ્ધિને સંતોષે છે. એ આપણા મનમાં એમને માટે આદર ઉત્પન્ન કરે છે. જવાહર એટલે અસ્વસ્થતા, ઉકળાટ, ત્યારે રાજાજી એટલે સ્વસ્થતા ને શાંતિ.

રાજાજી ને જવાહર બન્ને ગાંધીજીના સલાહકાર હતા. રાજાજી

ને જવાહર બન્ને અંગ્રેજો જોડેની મૈત્રીમાં, ને એમની જોડેના મીઠા સંબંધમાં માનનારા છે. રાજાજીએ જ્યારે ૧૯૩૭માં મદ્રાસ સરકારનું વડાપ્રધાનનું પદ ગ્રહણ કર્યું ત્યારે જવાહરલાલ કોંગ્રેસના પ્રમુખ હતા. આમ રાજાજી ને જવાહર વચ્ચે અનેક જાતના સંબંધો રહ્યા છે. રાજાજી ને જવાહર વચ્ચે એમના ૨૯ વર્ષના રાજકીય સંબંધમાં ક્યારેય ઘર્ષણ થયું નથી. રાજાજી ને પંડિતજી બન્ને ગરીબોની દાઝ જાણે છે. આથી જ દિલ્હીમાં ખૂબ વરસાદ વરસવાથી જ્યારે નિરાશ્રિતોના તંબુમાં પાણી ભરાઈ ગયાં, ત્યારે જવાહર તથા રાજાજીએ પોતાનાં દ્વારો એમને માટે ખોલી આપ્યાં. રાજાજી અને જવાહરલાલ બન્ને મુસ્લિમોના લાડીલા છે. લઘુમતિ કોમને એ બન્ને નેતાઓમાં પૂરેપૂરો વિશ્વાસ છે.

રાજકીય દૃષ્ટિ અને દૂરઅંદેશીતા, રાજાજીમાં વિશેષ. ૧૯૪૨માં રાજાજીએ જ્યારે મુસ્લિમલીગની પાકીસ્તાનની માગણી સશર્ત મંજુર કરવા કહ્યું, ત્યારે બધાએ એમને તિરસ્કારેલા, પણ એમણે જે કહ્યું, તે પાંચ વર્ષ પછી હિંદને મંજુર કરવું પડયું છે. એ દર્શાવે છે કે એમની દૃષ્ટિ સર્વથી પાંચ વર્ષ આગળ હતી. જવાહર એ દેશભક્ત છે, રાજાજી એ વિશેષતઃ મુત્સદ્દી છે. આથી લાગણીપ્રધાન પંડિતજી રાજકીય મંત્રણા માટે પરદેશ જાય તો લાગણીના પ્રવાહમાં તણાઈને છેતરાવાનો ભય છે, અને એવું બે વાર બન્યું છે. જ્યારે જવાહરલાલ, હિંદની બંધારણસભાના બ્રિટીશ મંત્રીમંડળે જે એ. બી. સી. વિભાગો પાડ્યા હતા, તે વિભાગોમાં બેસવું ફરજિયાત છે વા મરજિયાત એ વિષેનો નિર્ણય કરવા લંડન ગયા હતા, ત્યારે એમણે પોતે જ કહ્યું હતું કે વાટાઘાટો કરવામાં એઓને સફળતા મળતી નથી. રાજાજીની બાબતમાં એવું કશું નહિ બને. રાજાજી કોઈથી છેતરાય નહિ. લાગણીના પ્રવાહમાં તણાય નહિ. દલીલબાજીથી જીતે. રાજાજીને

ડહાપણ માટે, પ્રમાણપત્ર મળે છે. જવાહરલાલને દિલની સચ્ચાઈ ને સહૃદયતા માટે જનતા પ્રમાણપત્ર આપે છે.

આ રીતે હિંદના આ બે મહાન રાષ્ટ્રનેતાઓ, દેશની પોતપોતાની અનોખી રીતે સેવા કરી રહ્યા છે. રાજાજી પોતાની બુદ્ધિપ્રતિભાથી, પોતાની તર્કશક્તિથી. પંડિતજી પોતાના ભર્યાભર્યા, નિત્ય યુવાન હૃદયથી.

## પ્રકરણ ૧૪ મું

### રાજાજી ને સરદાર

રાજાજી ગવર્નર જનરલ થયા, તે પછી ગ્વાલીયરમાં ભાષણ આપતાં એમણે કહ્યું હતું:

"તમે સરદારનાં જે વખાણ કર્યાં છે તેથી તમને ખબર નથી કે એ મારા જૂના સાથીઓની કદરથી મને કેટલો બેહદ આનંદ ઉદ્ભવે છે.

"અમે બંને પહેલવહેલાં દેશકાર્ય માટે એકબીજા જોડે સંકળાયા એ વાતને આજે ૨૯ વર્ષ થયાં. ૧૯૧૯માં મહાત્માજીએ મને જે કહ્યું હતું તે હજી મને બરાબર સાંભરે છે. એક દિવસ સવારના પહોરમાં ગાંધીજી મને કહે, 'તમારે સરદારની ઓળખાણ કરવી જોઈએ', ને સરદારને હું પહેલી તકે મળ્યો. પછી તો અમે અનેક કાર્યો સાથે કર્યાં.

"સરદારના ઘણા અનુભવ પછી ઘણા એમ કહે છે, કે એઓ ઘણા સખત માણસ છે. આ વાત તદ્દન જૂઠી

છે. સાચું તો એ છે કે એઓ ઘણા જ મુલાયમ પુરુષ છે. હું ઘણીવાર ગાંધીજીને કહેતો કે સરદારનો સ્વભાવ સ્ત્રી જેવો છે. ને, ગાંધીજી મારી જોડે સંમત થતા. સરદારના ચહેરાપર તમને કડકાઈ દેખાય છતાં સરદારમાં બહુ દૃઢ એવી મમતા છે, અનન્ય ભક્તિ ભાવના છે, ને બીજાની લાગણી તુરત જ સમજવાની શક્તિ છે. ઘણા એમને 'લોખંડી પુરુષ' ના બિરુદથી પિછાને છે. અને સાચે જ એઓ ઘણા કઠોર ને કડક દેખાવા પ્રયત્ન કરે છે, એમનો સાચો સ્વભાવ તો તદ્દન જુદો જ છે."

રાજાજીની આ ઉક્તિ, રાજાજી ને સરદાર વચ્ચેના મીઠા સંબંધનું સૂચન કરે છે. રાજાજી ને સરદારનો સંબંધ રાજાજી જ કહે છે તે પ્રમાણે મહાત્માજીને લીધે બંધાયો. બન્ને એક જ ગુરુના શિષ્યો. બન્ને પ્રત્યે ગાંધીજીની પૂર્ણ મમતા. શરૂઆતમાં રાજાજી ને સરદાર બન્ને ધારાસભાપ્રવેશની વિરુદ્ધ હતા. ગયા કોંગ્રેસમાં જ્યારે રાજાજીએ ધારાસભાપ્રવેશની વિરુદ્ધ મોરચો માંડેલો ત્યારે સરદારનો રાજાજીને પૂરેપૂરો સાથ હતો. પછી જ્યારે કોંગ્રેસવાદીઓ ધારાસભાની બંધારણીય પ્રવૃત્તિમાં પડયા ત્યારે, રાજાજી અને સરદાર બન્ને રચનાત્મક કાર્યમાં પરોવાયા, જો કે બન્નેએ પોતપોતાના સ્વભાવ અનુસાર કાર્ય કરવા માંડયું. રાજાજીએ પુદુપલાયમ આશ્રમમાં મદ્યનિષેધ, ખાદી વગેરેનો કાર્યક્રમ અપનાવ્યો, તો સરદારે ખેડાની, ને બારડોલીની લડતો લડી, કિસાનોને તૈયાર કર્યા. ૧૯૩૦–૩૨માં ગાંધીજીએ હાકલ પાડી ને આ બન્ને વીરો સત્યાગ્રહ સંગ્રામમાં પાછોમ કરીને ઝૂકાવે છે. ગાંધીજી જેલમાંથી હરિજનના ઉદ્ધારની પ્રવૃત્તિ ઉપાડે છે, પણ સરદારને એમાં રસ નથી, જ્યારે

રાજાજી અન્ય સઘળી પ્રવૃત્તિ છોડી, હરિજન ઉદ્ધારના કાર્યમાં લાગી જાય છે. ૧૯૩૪માં કોંગ્રેસ બંધારણીય લડત ઉપાડી, ચૂંટણીજંગ શરૂ કરે છે, તો, આ બંને વફાદારીથી ચૂંટણીજંગમાં ફતેહ મેળવે છે. ૧૯૩૯માં બીજું વિશ્વયુદ્ધ થતાં, ફરી પાછો વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ થાય છે. ને, બંને સત્યાગ્રહમાં ઝંપલાવે છે. માત્ર બંને વચ્ચે તીવ્ર મતભેદ જાગે છે, ૧૯૪૨ની શરૂઆતમાં, જ્યારે ક્રીપ્સ પોતાની યોજના લઈને હિંદમાં આવે છે, ત્યારે, બંને વચ્ચેનું અંતર વધતું જાય છે. પણ ગાંધીજી બંને વચ્ચેની સાંધણકડી હતા. ગાંધીજીએ બંને વચ્ચે પાછું, અનુસંધાન કરી આપ્યું ને બંનેએ ૧૯૪૫ થી ફરી સહકાર સાધવો શરૂ કર્યો. બંનેએ બંધારણીય પ્રવૃત્તિ શરૂ કરી.

સરદાર અને રાજાજી બંને વચ્ચે કેટલુંક અદ્ભુત સામ્ય છે. ભારતના બંને મહાન મુત્સદ્દી ગણાય છે. પરદેશમાં એ બંનેની ખ્યાતિ મુત્સદ્દીઓ તરીકે જ છે. ક્રીપ્સ, પેથીક લોરેન્સ, વગેરેએ આ બંનેની એ દષ્ટિએ પ્રશંસા કરી છે. રાજાજી અને સરદાર બંને હૃદય વિનાના, કઠોર, સખત છે એવો ભ્રમ લોકોમાં પ્રવર્તે છે. પરંતુ, રાજાજીના કહેવા પ્રમાણે જેમ સરદાર એ કોમળ છે, પ્રેમાળ છે, તેવું જ રાજાજી વિષે છે. રાજાજી અને સરદાર બંને, લાગણીને સંયમમાં રાખી શકે છે એટલું જ. છતાં, ગાંધી હત્યા પછી બંધારણ સભામાં ન તો સરદાર પોતાની લાગણીને રોકી શકયા, ને, ગાંધીજીના અસ્થિનું ગંગાતીરે વિસર્જન કરીને ન તો રાજાજી પોતાની લાગણીને રોકી શકયા. પોતાના જેલવાસના સ્મરણોમાં, પોતાનાં પુત્રપુત્રી પોતાને કેવાં યાદ આવતાં હતાં અને તેથી પોતાનું દિલ કેવું મૂંઝાતું હતું, તેનો એઓ સ્પષ્ટ એકરાર કરે છે. રાજાજી અને સરદાર બંને આમ બહારથી કઠણ દેખાતા હોવા છતાં ભીતરમાં કોમળ છે. સરદાર અને રાજાજી બંને અગ્રગણ્ય વકીલ હોવાથી, સામાના મનને

પારખવાની શક્તિ, કાયદામાં જરૂરી એવી ઝીણવટ વગેરે બધું એમનામાં દૃષ્ટિએ પડે છે. રાજાજી અને સરદાર બંને, પોતાની સાદાઈ માટે વિખ્યાત છે. એક જ જાતનો પહેરવેશ, એક જ પ્રકારની ગંભીર મુખાકૃતિ, આપણને બંને વચ્ચેની સમાનતાનું ભાન કરાવે છે.

આમ છતાં, એ સાચું છે, કે રાજાજી એ મુત્સદ્દી હેવા છતાં, પંડિત છે, તર્કશાસ્ત્રી છે, દલીલબાજી કરી જાણે છે, જ્યારે સરદાર દલીલો કરવામાં માનતા નથી. એઓ તો માને છે સામ, દામ, ભેદ, દંડ, બધી નિતિથી વશ કરવામાં. રાજાજી અને સરદાર બંનેને સરમુખત્યારનો આક્ષેપ સહન કરવો પડયો છે. બંને, એમની મક્કમતાને લીધે, એમની દઢ નીતિને લીધે, અમુક પ્રકારના લોકોમાં અપ્રિય થઈ પડયા છે. પણ એમ છતાં લોકોની શ્રદ્ધા એ બંને વ્યક્તિઓમાંથી ડગી નથી, પણ ઉલટી વધી છે. રાજાજી ને સરદાર બંને કડક હાથે કામ લઈ જાણે છે. રાજાજીને વાંચનનો શોખ છે, લખવાનો શોખ છે, જ્યારે સરદારને એ પ્રકારનો શોખ નહિ. સરદાર માત્ર રાજદ્વારી પુરૂષ. રાજાજી તો સાહિત્યકાર પણ ખરા, સૌંદર્યદર્શી અને રસિક આત્મા પણ ખરા, અને સક્રિય રચનાત્મક કાર્યકર્તા પણ ખરા.

આ રીતે આપણા દેશની આઝાદી પ્રાપ્તિમાં આ બંને વીરોનું સ્થાન પહેલી હરોળમાં આવે છે.

# પ્રકરણ ૧૫ મું

## રાજાજી અને રાજેન્દ્રબાબુ

હિન્દનું નવું રાજ્યબંધારણ ઘડાયું તે વખતે હિંદી સંઘના પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે બે નામો બોલાતાં હતાં. રાજાજીનું અને રાજેન્દ્રબાબુનું. કારણ કે, હિંદી સંઘની ઉચ્ચોચ્ચ પદવી માટે જનતા એ બે પુરુષોને જ યોગ્ય ધારે છે. એ બન્નેએ જનતાનો વિશ્વાસ સંપાદિત કર્યો છે. બન્નેએ આત્મત્યાગથી, દેશની ઉન્નતિની અદમ્ય તમન્નાથી આપબળે, જનતાના હૃદયમાં ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. બન્નેએ પોતાની જિંદગી દેશની સેવામાં જ અર્પણ કરી છે. પોતાના વ્યક્તિત્વનો બેમાંથી કોઇએ ખ્યાલ કર્યો નથી. છાપાંઓમાં પણ હિંદી સંઘના ભાવિ પ્રમુખ માટે એ બન્ને નામો વિષે ચર્ચા શરૂ થઈ. કોઈ એકને માટે તો કોઈ બીજાની તરફેણમાં લખવા બેઠા. એટલે એ બધાનો તાબડતોબ અંત લાવવા, રાજેન્દ્રબાબુએ રાજાજીની સેવાની તારીફ કરતાં, એમની અને રાજાજી વચ્ચે કોઈપણ જાતની હરિફાઈ છે નહિ, ને હતી નહિ, ને થવાની પણ નથી, એ બાબતનું જાહેર નિવેદન પ્રગટ કર્યું. એટલે એ ચર્ચા ત્યાંજ થમી ગઈ.

રાજેન્દ્રબાબુ અને રાજાજી એ બન્ને ભારતના મહારથીઓ છે. રાજેન્દ્રબાબુ બંધારણસભાના પ્રમુખ છે, તો, રાજાજી હિંદીસંઘના વડા હાકેમ છે એટલું જ નહિ પણ પ્રજાસત્તાક હિંદના ભાવિ પ્રમુખ છે.

રાજેન્દ્રબાબુ ને રાજાજીની વચ્ચે આમ ઉપલક દૃષ્ટિએ જ જોઇએ તો ઘણી સમાનતા છે. રાજાજી ને રાજેન્દ્રબાબુ બન્ને એકબીજાની પહેરવેશની સાદાઇમાં જરૂર હરીફાઈ કરી શકે. બન્ને પોતાનાં કપડાંની ટાપટીપ, કે વેશભૂષા તરફ લક્ષ આપતા જ નથી. બન્નેનું ધ્યાન એક જ બાબત પર હોય છે, ને તે સ્વચ્છતા તરફ. પોતાનાં કપડાં સ્વચ્છ હોય પછી બીજી પરવા એઓ કરતા નથી. બન્ને પોતાનું અંગત જીવન થોડામાં થોડા પૈસાથી વ્યતીત કરે છે. બન્નેના મુખ પર ગાંધીયની છાપ છે.

રાજાજી ને રાજેન્દ્રબાબુ બન્નેના રાજકીય ક્ષેત્રનાં ગુરુ ગાંધીજી. ગાંધીજી બિહારમાં જાય, તો ચંપારણમાં જઇને બેસે. રાજેન્દ્રબાબુને ત્યાં બોલાવે, ને, એમને પોતાના પંથમાં ભેળવી દે. એ મદ્રાસ જાય, તો કસ્તુરી શ્રીનિવાસનને ત્યાં રાજાજીને બોલાવે ને પ્રથમ મિલને એમને જીતી લે. એટલે બન્ને ગાંધીજીથી જીતાયલા મહાવીરોના પ્રતીકો છે. બન્ને ગાંધીજીથી એવા મુગ્ધ બન્યા, કે બનેએ તુરત જ દીક્ષા લીધી. બન્ને પોતાની ધીકતી વકીલાતની કમાણીને લાત મારી, ગાંધીસેનામાં સૈનિક બને છે. ગયા કોંગ્રેસ વખતે બન્ને રચનાત્મક કાર્યક્રમ અપનાવી, ધારાસભાપ્રવેશનો સખત વિરોધ કરે છે ને જીતે છે. રાજાજી ને રાજેન્દ્રબાબુ બન્ને પોતપોતાના પ્રાંતમાં આશ્રમ સ્થાપી ગ્રામજનતામાં રચનાત્મક કાર્ય કરે છે. રાજાજી પુદુપલાયમમાં આશ્રમ સ્થાપે છે, તો રાજેન્દ્રબાબુ સદાકત આશ્રમ' સ્થાપે છે. બન્નેને ખાદીપ્રચાર, મદ્યનિષેધ, અસ્પૃશ્યતાનિવારણ વગેરે રચનાત્મક કાર્યમાં ખૂબ દીલચસ્પી છે. રાજેન્દ્રબાબુ તેમજ રાજાજી બંનેને એમના કાર્યમાં વિક્ષેપકારક એક જ વ્યાધિ નડે છે અને તે દમનો. રાજાજી પણ ૧૯૨૨ના સત્યાગ્રહ વખતે દમથી ખૂબ જ પીડાતા હતા. રાજેન્દ્ર-

બાબુની તો દમની બિમારી મશહૂર છે.

રાજાજી ને રાજેન્દ્રબાબુ બન્ને ૧૯૨૦-૨૨, ૩૦-૩૨, ને વ્યક્તિગત સત્યાગ્રહમાં એક સાથે ગાંધીજીની જોડે રચનાત્મક તેમજ ક્રાન્તિકારી કાર્યમાં આગળ પડતો ભાગ લે છે. ગાંધીજી જેલમાં હરિજન પ્રવૃત્તિ ઉપાડે, એટલે આ બન્ને અનુયાયીઓ એકસાથે, દેશભરમાં હરિજન ઉદ્ધારની પ્રવૃત્તિ અંગે ઘૂમી વળે છે, ને એ જ કાર્યમાં લગાતાર રહે છે. રાજાજી અંગ્રેજીમાં ભાષણ આપે છે. રાજેન્દ્રબાબુ એનો હિંદીમાં અનુવાદ કરતા રહે છે. ૧૯૩૪માં કોંગ્રેસ જ્યારે બંધારણીય લડત ચલાવે છે, ત્યારે, ચૂંટણીજંગમાં સહયોગ આપે છે. ને, ૧૯૪૫ બાદ જ્યારે, કોંગ્રેસ પુનઃ બંધારણીય પ્રવૃત્તિમાં પડે છે, ત્યારે આ બન્ને ભડવીરો સાથે જ હોય છે.

રાજાજી ને રાજેન્દ્રબાબુ બન્ને વિદ્વાન છે, પંડિત છે. પોતાના જેલવાસનો ઉપયોગ, બન્ને ચિંતન ને લેખનમાં કરે છે. બન્નેની સૂક્ષ્મદૃષ્ટિ, પ્રગતિશીલ માનસ, ને કાયદાબાજ વૃત્તિ કોંગ્રેસની કારોબારીને અનેક કૂટ પ્રશ્નો વખતે ખૂબ ખપ લાગી છે.

'આમ છતાં, રાજેન્દ્રબાબુ ને રાજાજીમાં અમુક મૂળગત ભેદ પણ છે જ. રાજાજી એ મુત્સદ્દી છે, જ્યારે રાજેન્દ્રબાબુ રાજકીય પુરુષ ખરા, પણ મુત્સદ્દી નહિ. રાજાજીને એથી જ, ગાંધીજી જોડે વિરોધ પડતો, જ્યારે રાજેન્દ્રબાબુ તો ગાંધીજીનું વાક્ય બ્રહ્મ-વાક્ય માનીને, શિષ્યની જેમ જ ભક્તિભાવે એને અનુસરે. આ કારણથી રાજકારણની આસમાની સુલતાની રાજાજીને જેમ ખમવી પડી છે, તેમ રાજેન્દ્રબાબુને ખમવી પડી નથી. રાજેન્દ્રબાબુને પણ, રાજાજીની જેમ અપમાનો સહન કરવાં પડ્યાં છે. જેમ કે એમણે જ્યારે કલકત્તામાં સુભાષબાબુએ રાજીનામું-આપ્યું, ત્યારે કોંગ્રેસપદ

સ્વીકાર્યું ત્યારે. પણ એ રાજેન્દ્રબાબુની સામે વ્યક્તિગત રોષ નહોતો. પણ કોંગ્રેસની સંસ્થા સામેના ક્ષણિક રોષનો ઉભરો હતો. જ્યારે રાજાજીની સામે તો વ્યક્તિગત હલા થયા છે. એ દૃષ્ટિએ લોકોને હાથે રાજાજીએ, ખૂબ સહન કર્યું છે.

એક બીજી દૃષ્ટિએ પણ આ બે નેતાઓને વિચારવા જેવા છે. આ બન્ને નેતાઓ રાજકારણમાં ન પડયા હોત તો બન્ને મોટા સાહિત્યકાર બનત. રાજાજીએ તો સુંદર વાર્તાઓ લખી છે, વાસરી લખી છે. પણ વિધિએ એમને રાજકીય પ્રવૃત્તિ માટે નિર્માં હશે તે શું થાય?

રાજેન્દ્રબાબુ ને રાજાજી બન્ને સક્રિય રાજકાજકારણમાંથી નિવૃત્ત થવાની ખ્વાહેશ રાખે છે. બન્ને જણે અનેકવાર પોતાની ઇચ્છા વ્યક્ત કરી છે. છતાં, બન્નેની દેશને જરૂર હોવાથી દેશ એમને છોડતો નથી. રાજાજી જ્યારે જ્યારે નિવૃત્ત થયા હોય ત્યારે એમને એમના નિવૃત્તિસ્થાનમાંથી ઘસડી લાવવામાં આવ્યા છે.

ગામડામાં ઉછરેના, ગ્રામજનતાની જોડેનો પ્રત્યક્ષ સંપર્ક, આ બન્નેને છે. રાજેન્દ્રબાબુને એ કારણથી જ જ્યારે એઓ મધ્યસ્થ સરકારમાં જોડાયા ત્યારે ખેતીવાડીનું ખાતું સોંપવામાં આવ્યું હતું, ને પોતાના ગવર્નર જનરલના ગૃહમાં હળ ચલાવતાં રાજાજીને ક્ષોભ કે સંકોચ થતો નથી. રાજેન્દ્રબાબુ ને રાજાજી બન્ને જીવનનું મૂલ્ય આધ્યાત્મિકતાથી મૂલવવામાં માને છે. બંને આધ્યાત્મિકતાના ઉપાસકો છે. જીવનની મૂલ્યવત્તા, ઐહિક સુખોથી નહિ પણ ચારિત્ર્યથી અંકાય છે એ હકીકત પર બંને જણે પોતપોતાનાં વ્યાખ્યાનોમાં ભારપૂર્વક કહ્યું છે એટલું જ નહિ પણ જીવનમાં આચરી બતાવ્યું છે. બન્નેનાં જીવન આપણા દેશના સદ્ચારિત્ર્યનાં ઉજ્જવળ દૃષ્ટાંતો છે.

રાજાજી ને રાજેન્દ્રબાબુ બન્ને ગરીબ ઘરમાં ઉછરેલા, અને મહામુશીબતે પોતાની જ છાત્રવૃત્તિમાંથી પોતાના શિક્ષણનો ખર્ચ કાઢતા. બન્નેએ પોતાની બાહોશીથી, પોતાની ધંધાદારી આવડતથી, પોતાના ધંધામાં ખૂબ પ્રાવીણ્ય મેળવ્યું. પોતપોતાના પ્રાંતમાં એઓ મશહૂર ધારાશાસ્ત્રીઓ બન્યા, ને, અઢળક કમાયા. જ્યારે ત્યાગનો સમય આવ્યો ત્યારે ત્યાગમાં પણ બન્ને જાણે એવી જ અમીરી બતાવી. બન્નેએ પોતાના જીવનને એ રીતે ધન્ય બનાવ્યું. હિન્દ આજે ઉજળું છે, આવા ભડવીરોથી, આવી ત્યાગમૂર્તિઓથી, આવા સાચા અને નિઃસ્પૃહી દેશસેવકોથી.

## પ્રકરણ ૧૯ મું

### રાજાજી અને પટ્ટાભી

**રાજાજી** અને પટ્ટાભી સીતારામૈયા, બન્ને દક્ષિણ હિન્દના છે, એ કારણથી, એ બન્નેને આ પ્રકરણમાં જોડ્યા નથી, કે. નથી, એ બન્નેને યુનિવર્સિટીઓએ ઉચ્ચોચ્ચ માનવંતી પદવીઓ આપી છે તેથી. પરન્તુ, એ બન્નેની અંદર કાંઈક અનિવાર્ય સમાનતા છે. બન્ને દેશના માનનીય નેતાઓ છે. એકના હાથમાં આખા રાજ્યનું તો અન્યના હાથમાં, આખી સંસ્થાનું તંત્ર છે. અને એક જ સંસ્થાની સેવા કરતાં કરતાં, એક જ ગુરુના હાથ નીચે ભણતાં ભણતાં, એમણે જીંદગી વ્યતીત કરી છે.

રાજાજી ને પટ્ટાભી બન્નેની જીવન પ્રવૃત્તિ પર દષ્ટિપાત કરીએ તો જણાશે કે, બન્નેનું સમગ્રજીવન એ ત્યાગની ભાવના પર રચાયું છે. બન્નેને પોતાની વ્યક્તિને સમષ્ટિમાં ભેળવી દેવાની કળા આવડી છે. બન્નેએ ગાંધીજી હિંદમાં આવતાં જ પોતાની ધીકતી કમાણી છોડી દેશસેવાનો કપરો માર્ગ અખત્યાર કર્યો. બન્ને ૧૯૪૦ સુધી, રચનાત્મક કાર્યક્રમમાં, ખાદી ને હરિજન ઉદ્ધારમાં, ગ્રામ-સેવામાં, ને સ્વદેશી પ્રચારમાં શ્રદ્ધા ને ભક્તિથી મંડ્યા રહેતા. રાજાજી ને પટ્ટાભી બન્ને પોતાના આપબળે મહાન બન્યા. રાજાજીની જેમ જ પટ્ટાભીને અત્યંત ગરીબ અવસ્થામાં, છાત્રવૃત્તિઓનો

આશરો લઈને, અન્યની સહાય લઈને, પોતાનો અભ્યાસ કરવો પડેલો.

રાજાજીનું જે માન તામીલનાડમાં છે, એટલું જ માન પટ્ટાભીને આંધ્રમાં છે. એક રીતે કહીએ તો પટ્ટાભી એ આંધ્રના રાજાજી છે. પટ્ટાભી કે રાજાજીને કોઈને પણ જલદી જલદી નેતા થવાની કે બીજી કોઈ પણ રીતે આગળ આવવાની ખ્વાહેશ જ નહોતી. પટ્ટાભીને કોંગ્રેસનું મંત્રીપદ, શરૂઆતના વર્ષોમાં જ આપવામાં આવેલું, પણ પટ્ટાભીએ એ જતકારેલું એ જાણીતી વાત છે. આમ છતાં, બન્નેનું કાર્યક્ષેત્ર નિરાળું હતું. રાજાજી આશ્રમ સ્થાપી ત્યાં રચનાત્મક કાર્યક્રમ આદરતા, તો પટ્ટાભીનું કાર્યક્ષેત્ર દેશી રિયાસતો. એમણે પોતાની લગભગ બધી શક્તિ દેશી રિયાસતોની પ્રજા પાછળ જ, રિયાસતી પ્રજા પરિષદમાં જ ગાળી અને એમને જયપુર કોંગ્રેસ વખતે જે પ્રમુખપદ મળ્યું, તે રિયાસતી પ્રજામાં એમણે કરેલાં કાર્યની જ બક્ષિસ હતી. કારણ એ વખતે જે રીતે મતનોંધણી થઈ તે જોતાં રિયાસતી પ્રજાએ જ; રાજસ્થાન ને વિંધ્યપ્રદેશ, પૂર્વપંજાબ રિયાસતી સંઘ, ને મધ્યભારત, એ સઘળાઓએ બહુ જ મોટી બહુમતિએ પટ્ટાભીને મતો આપેલા. આમ રાજાજીએ જે દેશકાર્ય કર્યું, તે માટે એમને ૧૯૩૭માં મદ્રાસનું વડાપ્રધાનનું પદ મળ્યું, કોંગ્રેસે કામચલાઉ મધ્યસ્થ સરકાર સ્થાપી તો ત્યાં ઉદ્યોગમંત્રીનું પદ મળ્યું, બંગાળનાં ગવર્નરની પદવી મળી, ને, ગવર્નર જનરલની પદવી પણ મળી. એ રીતે જોતાં, પટ્ટાભીને એમના કાર્યના પ્રમાણમાં પૂરતી કદરદાની મળી નહિ. એમને કોંગ્રેસનું પ્રમુખપદ મળ્યું, પણ તેમાં પણ એમને અનેક મુશીબતો નડી. ગુજરાત ને મુંબઈ, બંગાળ જેવા પ્રાંતોએ એમને મતો આપ્યા નહિ. ને ન્યાયદષ્ટિએ તટસ્થ વૃત્તિ જાહેર કરતા આપણા નેતાઓએ પણ અમુક વ્યક્તિ તરફનો પક્ષપાત બતાવ્યો.

પટ્ટાભી ને રાજાજી બન્ને અભ્યાસી છે, વિદ્વાન છે, ને સાહિત્યકાર છે. રાજાજી જેમ જેલમાં પુસ્તકો લખતા, તેમ પટ્ટાભી પણ જેલવાસનો ઉપયોગ, પોતાની લેખનપ્રવૃત્તિ માટે કરે છે. એઓ નિબંધો લખે, ગાંધીજીની ફિલસૂફી સમજાવે, વિરોધીઓની દલીલોનો રદિયો આપે, ને ગાંધીવાદની મહત્તા સાબિત કરે. આંબેડકર ગાંધીજીની વિરૂદ્ધ પ્રચાર કરે, તો રાજાજી 'Ambedkar Refuted' નામક પુસ્તિકા લખી નાંખે, તો, બીજી બાજુ, પટ્ટાભી 'કોંગ્રેસનો ઇતિહાસ' લખે, ને એમ બન્નેની લેખનપ્રવૃત્તિઓને લીધે બન્ને પંકાયા છે. બન્નેએ પત્રકારત્વમાં પોતાનો ફાળો આપ્યો છે. પટ્ટાભી ઘણો સમય સુધી 'જન્મભૂમિ' નામના સાપ્તાહિકના તંત્રી હતા. રાજાજી પણ 'યંગ ઇન્ડિયા' ના તંત્રી હતા, એટલું જ નહિ પણ એઓ રચનાત્મક કાર્યના પ્રચાર માટે 'વિમોચનમ્' નામના તામીલ પત્રને સફળ રીતે ચલાવતા હતા. બન્ને અભ્યાસી, વિદ્વાન અને ચિંતનશીલ સાહિત્યસેવકો છે.

રાજાજી અને પટ્ટાભીમાં આમ ઘણુંક સામ્ય છે, તેમ છતાં બન્નેમાં અમુક ભેદ છે. રાજાજી મુત્સદ્દી છે, પટ્ટાભી એ દેશપ્રેમી છે. ગાંધીજી જોડે પટ્ટાભીને પણ મતભેદ પડેલો છતાં, એટલો ઉગ્ર નહિ. ને તેમાં પણ પટ્ટાભીને આખરે ગાંધીજી સાચા હતા એમ કબૂલવું પડેલું. અખિલ ભારત મહાસભા સમિતિઓ બન્નેએ ખૂબ ખૂબ ગજાવેલી. બન્ને સારા વકતા. તેમ છતાં પટ્ટાભી લાગણીમાં તણાઈ જાય એવા આર્દ્ર દિલના. રાજાજી બુદ્ધિપ્રધાન. લાગણીને સહેલાઇથી વ્યક્ત ન કરે એવા. એમના હૃદયને બુદ્ધિ દોરે તેમ દોરાય એવી પ્રકૃતિના.

પટ્ટાભીનો કોંગ્રેસ જોડેનો સંબંધ એક દષ્ટિએ ઘણો જૂનો ગણાય. રાજાજી ૧૯૧૫ પછી કોંગ્રેસ જોડે સંપર્કમાં આવ્યા,

જ્યારે પટ્ટાભી તો છેક ૧૯૦૮થી કાં તો પ્રેક્ષક તરીકે, સ્વયંસેવક તરીકે અને કાર્યકર તરીકે કોંગ્રેસના સીધા સમાગમમાં આવ્યા. ૧૯૦૮માં કોંગ્રેસ ભરાયલી ત્યારે વિષયવિચારણીની સમિતિ શી રીતે ચૂંટાય તે વિષેના પોતાના વિચારો નીડરતાથી પટ્ટાભીએ એક પત્રિકાદ્વારા જણાવેલા. એટલે કોંગ્રેસવાદી તરીકે રાજાજી કરતાં પટ્ટાભી જૂના ખરા. રાજાજીનું દૃષ્ટિબિન્દુ સમગ્ર હિંદ ઉપર કેન્દ્રિત હોય છે. રાજાજી એ પ્રથમ હિંદી છે, જ્યારે પટ્ટાભીને પ્રાંતીય ગૌરવ, પ્રાંતસેવા, એ બધું પણ દેશસેવા જેટલું જ મહત્વનું છે. એથી એમણે ૧૯૧૮માં, આંધ્ર પ્રાંતને એક જુદા કોંગ્રેસ પ્રાંત તરીકે જાહેર કરવાની કોંગ્રેસને ફરજ પાડી. ને આજે પણ આંધ્રને મદ્રાસથી અલગ પ્રાંત રચવામાં એઓ પ્રબળ મહેનત કરી રહ્યા છે.

રાજાજી જેટલા પટ્ટાભી બંધારણીય પ્રવૃત્તિમાં માનનારા નથી. જ્યારે ૧૯૩૭માં પ્રાંતોમા ચૂંટણી થઈ ત્યારે પટ્ટાભીને વારંવાર કહેવા છતાં, એમણે ચૂંટણીમાં ઊભા રહેવા ના પાડી. ૧૯૪૬માં પણ એમણે એનો અસ્વીકાર કર્યો. ૧૯૪૬માં તો રાજાજી વિરોધી વાતાવરણ એવું ઉગ્ર બનતું જતું હતું, કે, પટ્ટાભી ધારત તો સહેલાઈથી મદ્રાસના વડાપ્રધાન બની શકત. પણ પટ્ટાભીને એની કંઈ પડી નહોતી. એઓ રચનાત્મક કાર્યક્રમમાં માનતા હતા. ૧૯૪૭માં પણ બંધારણસભામાં એમને ચૂંટી કાઢ્યા કારણ કે કોંગ્રેસ કારોબારીના સર્વે સભ્યોએ બંધારણ સભામાં જવું એમ નિશ્ચિત થયું હતું.

રાજાજી ને પટ્ટાભી બન્ને સ્વાતંત્ર્ય સંગ્રામના નીડર સૈનિકો છે. હિંદની આઝાદીમાં એ બન્નેએ મહત્વનો ફાળો આપ્યો છે. કોંગ્રેસના ઘડતરમાં, બન્નેએ પોતાનાથી બનતું બધું કર્યું છે. બન્નેએ આપબળથી દેશના રાજકારણમાં ઊંચામાં ઊંચું સ્થાન મેળવ્યું છે. એ બન્ને ભડવીરોથી આજે હિંદના રાજકારણમાં દક્ષિણ હિંદની ધજાજત છે.

## પ્રકરણ ૧૭ મું

### રાજાજીના જીવનના વિશિષ્ટ પ્રસંગો

રાજાજી સેલમમાં વકીલાત કરે છે. સેલમ જીલ્લો ધાડપાડુઓ, લૂંટારુઓ તથા ચોરોને માટે જાણીતો છે. રાજાજીની વકીલાત ધમધોકાર ચાલે છે. એમને ક્ષણેકની પણ નવરાશ નથી. એમને એક ગામથી બીજે ગામ, રખડયાં કરવું પડે છે. રાતદિવસનું પણ ઠેકાણું રહેતું નથી. ક્યારેક રાત્રીએ પણ નિર્જન જંગલોમાંથી પસાર થવું પડે છે. લૂંટારુઓ ઉપરાંત રાની પશુઓનો ત્રાસ પણ ઓછો નથી. એ પરિસ્થિતિમાં, જંગલમાંથી એકલા કશા પણ હથિયાર વિના જવું એ સલામતીભર્યું નથી. રાજગોપાલાચારી કંઈ તે વખતે અહિંસામાં માનતા નહોતા. આત્મરક્ષણ માટે એમણે રીવોલ્વરનો પરવાનો મેળવ્યો હતો. એટલે એઓ જ્યારે જ્યારે બહાર નીકળતા ત્યારે, કારતુસવાળી પિસ્તોલ તો એમની પાસે સજ્જ હોય જ.

એકવાર એઓ સેલમથી એક ગામડે જાય છે. ગાડાની મુસાફરી છે. અંધારી ઘોર રાત છે. કોઈ માણસ દેખાતું નથી. ગાડાના અવાજ પરથી ગાડું જતું હોય એટલી ખબર પડે છે. કારણ સામું માનવી પણ ન દેખાય એવી રાત્રી જામી છે. જાણે અનેક અમાસો ભેગી થઈને આવી ન હોય એવું લાગે છે. ગાડું

એની ધીરી ગતિએ ચાલે છે. આગળ ગાડીવાન પણ ઝોકાં ખાતો ખાતો ગાડી હાંકે છે. બળદ રસ્તાથી પૂરા જાણીતા છે. એટલે એ તો વગર હાંકયે પણ નિશ્ચિત સ્થાને પહોંચી જાય એવા છે. અંદર બેઠેલા રાજાજી પણ નિર્ભય રીતે ઝોકાં ખાય છે. અંધારામાં બીજું થઈ પણ શું શકે? પાસે તૈયાર રીવોલ્વર પડી છે. હજી સુધી એને વાપરવાનો વખત આવ્યો નથી.

એવામાં એકદમ ગાડા પર દૂરથી લાલ બત્તીનો પ્રકાશ પડયો. આવી ગાઢી રાતે, આવી ઠંડીમાં, ચોર સિવાય બીજા કોઈની હિંમત ચાલે જ નહિ. ગાડામાં સૂતેલા રાજાજી ઝબકીને જાગી ઊઠયા. એમને ડર હતો નહિ. ગાડાવાળો ફફડવા લાગ્યો. રાજાજીએ તુરત જ પોતાની પીસ્તોલ કાઢી ને જે તરફથી પ્રકાશ આવતો હતો તે દિશામાં ગોળી છોડી. સનનન કરતી ગોળી છૂટી, ને, પ્રકાશ ફેંકનારનાં હૈયાસોંસરી નીકળી ગઈ. પેલો મરણતોલ પડયો. પેલાએ કારમી ચીસ નાંખી. ચીસ સાંભળી રાજાજી તુરત જ પારખી શકયા કે એ ચીસ કોઈ ધાડપાડુની નહિ પણ કોઈ બીન ગુન્હેગારની હતી. એ તો ધડકતે હૈયે, એ તરફ દોડયા, ને, જાઈને જુએ છે તો ત્યાંનો ચોકીદાર લોહીલુહાણ હાલતમાં પડયો છે. એના હૃદયમાંથી લોહીની અખુટ ધારા વહે છે. એના શ્વાસ ઊડી જવાની તૈયારીમાં છે. રાજાજીને પોતાની ભૂલ સમજાઈ, અહિંસાનો મર્મ સમજાયો. એઓ એને તુરત જ ગાડામાં નાંખી ઇસ્પિતાલમાં લઈ ગયા. પણ વ્યર્થ. રાજાજી પર મુકદ્દમો ચાલ્યો, પણ એમાં એઓ છૂટયા. તે વખતે જ રાજાજીએ જીંદગીમાં ફરી કોઈ વાર શસ્ત્ર ન ધારણ કરવાની પ્રતિજ્ઞા લીધી. ને આવી રીતે એઓ જાત અનુભવથી અહિંસાનો મંત્ર શીખ્યા. આજે કોણ કલ્પી શકે કે રાજાજીએ પોતાની જુવાનીમાં ગોળીથી એક નિર્દોષ આદમીને

કાર કર્યો હતો ?

× × × ×

રાજાજીને પોતાના સ્વજનો ઉપર ખૂબ માયા મમતા છે. એઓ ૧૯૨૨માં જ્યારે જેલમાં ગયેલા ત્યારે એમનાં સ્વજનો એમને વારંવાર સાંભરી આવતાં ને એ બધાંનો વિયોગ એમને તીરની જેમ કારમો લાગતો.

એમના મોટાભાઇનાં છોકરાં એમને ખૂબ જ વહાલાં હતાં.

રાજાજીએ પ્રધાનપદું છોડયું. દેશભરમાં વ્યક્તિગત સત્યાગ્રહનું આંદોલન છાયું હતું. એ વખતે રાજાજીના એક ભત્રીજાને ટાઇફોઇડનો તાવ આવ્યો. બહુ સખત ઝપાટો હતો. રાજાજીએ ઘણા ઇલાજ કર્યા, પણ એ આખરે ઇહલોક છોડીને ચાલ્યો ગયો. એમને ખૂબ નિરાશા ઉદ્ભવી. ત્યાં એમનો બીજો ભત્રીજો, પણ ટાઇફોઇડમાં પટકાયો. રાજાજીએ આર્દ્ર હૃદયે ઇશ્વરને પ્રાર્થના કરી કે એ આ બીજા ભત્રીજાને ન ઉપાડી લે. પણ ઇશ્વર મક્કમ હતો. રાજાજીની પ્રાર્થના સાંભળવાની એને ફુરસદ નહોતી. રાજાજીએ વૈદો તેડાવ્યા. સારા સારા દાક્તરોની સલાહ લીધી. પણ પેલાની હજી રાખ ઠંડી થઈ નહોતી ત્યાં તો, બીજાની પણ એ જ દશા થઈ. રાજાજીનો બીજો ભત્રીજો પણ મરણ પામ્યો. રાજાજીના હૃદયને પ્રચંડ આઘાત લાગ્યો. છતાં, એમણે પોતાની સ્વસ્થતા જાળવી રાખી. એમણે પરિસ્થિતિ ને સંજોગોને વાસ્તવરૂપમાં સ્વીકારી લીધા. એમની ફિલસૂફી એમને મદદદાયી થઈ પડી. રાજાજી સાચા વાસ્તવવાદી છે. એમને લાગણી પર સંયમ રાખતાં આવડે છે. એમણે તે વખતે કહ્યું:

"આ બે ભાઇઓ તાવને બદલે જો આપણી માતૃ-

ભૂમિને માટે લડતાં લડતાં શહીદ બન્યા હોત, તો આ વજ્રાઘાત, એ શાનદાર ઘટના બની હોત."

× × × ×

રાજાજી જ્યારે સેલમ સુધરાઇના પ્રમુખ હતા, ત્યારે એમણે તો અસ્પૃશ્યતાનિવારણ માટે ઝુંબેશ ચલાવેલી. બ્રાહ્મણના ઘરો માટે એઓ ભંગીને નળ ખોલવા મોકલતા. ધર્મચુસ્ત બ્રાહ્મણોનો પુણ્યપ્રકોપ એમની પર પ્રજ્વળી ઊઠ્યો. બધાને લાગ્યું કે ધર્મ રસાતાળ જાય છે. ભ્રષ્ટતાનું વાતાવરણ જામી ગયું છે. રાજાજી પર અનેક શાપ વરસવા માંડ્યા. ચૌટે ને ચકલે એમની નિંદા થવા માંડી. બ્રાહ્મણોએ એમની સામે મોરચો માંડ્યો. એક જંગી સભા બોલાવવામાં આવી. ત્યાં રાજાજીની ધર્મભ્રષ્ટતા વિષે જોરદાર ભાષણો થયાં ને સર્વાનુમતિએ નક્કી થયું કે રાજાજી જોડે સંપૂર્ણ અસહકાર કરવો. એમને ત્યાં કોઈ બ્રાહ્મણે ક્રિયા કરાવવા જવું નહિ. એમને અછૂતની જેમ ગણવા.

રાજાજીને આ વાતની ખબર પડી. રાજાજીને એનો અફસોસ નહોતો. એમને એની કંઈ પડી નહોતી. સાચા કાર્યમાં મુશ્કેલી આવે છે જ તેની એમને પૂરી જાણ હતી. એમના પિતા સંસ્કૃત પંડિત હતા. એમનો પણ સંસ્કૃતનો અભ્યાસ ઊંડો હતો. એમણે બધી ધાર્મિક ક્રિયાઓ પાઠ કરી લીધી. એટલે એમને ત્યાં જ્યારે પણ કોઈ ક્રિયાની જરૂર પડતી, ત્યારે રાજાજી જાતે એ ક્રિયા કરાવતા. આથી બ્રાહ્મણોએ રાજાજીને હેરાન કરવાની જે તરકીબો અજમાવવા માંડેલી, તે બધી, ફોગટ ગઈ. બ્રાહ્મણોએ જોયું કે રાજાજીનો બહિષ્કાર કરવામાં તો એમની રોજી જાય છે. રાજાજીને તો કશું ગુમાવાપણું નથી. એથી એમણે, બહિષ્કાર

પાછો ખેંચ્યો, ને રાજાજીની જીત થઈ.

× × × ×

૧૯૪૬માં કોંગ્રેસ પ્રાંતીય ધારાસભાની ચૂંટણી માટે ઊભી રહેવાની છે. સુધરાઈની ચૂંટણીમાં પણ કોંગ્રેસ અધિકૃત રીતે ભાગ લે છે. તામીલ નાડ પ્રાંતીય કોંગ્રેસ સમિતિના રાજાજી પ્રમુખ છે. ત્રિચિનોપલ્લીમાં મ્યુનિસિપલ કાઉન્સિલના પ્રમુખની ચૂંટણી છે. તામીલ નાડ કોંગ્રેસ સમિતિ પોતાના એક ઉમેદવારને પ્રમુખપદ માટે નિયુકત કરે છે. ત્રિચિનોપલ્લી કોંગ્રેસમાં રાજાજીનો અંગત મિત્ર ડૉ. રાજન છે, એ એની વર્ષો સુધીની કોંગ્રેસ સેવા માટે એઓ જાણીતા છે. ડૉ. રાજન ત્યાં, ચૂંટણી વિષેનું પ્રચારકામ સંભાળી લેશે એવી રાજાજીને મળાસુધીની ખાત્રી છે. પણ ત્યાં તો એક જબરો ધડાકો થાય છે. ડૉ. રાજન અધિકૃત કોંગ્રેસ ઉમેદવારની સામે પોતાનો એક ઉમેદવાર ઊભો કરે છે ને તેને માટે જોરશોરથી પ્રચાર કરે છે.

રાજાજીને આ વાતની જાણ થાય છે ને એમને પ્રબળ આઘાત લાગે છે. આ શું! જેની ઉપર પોતાને પૂરેપૂરો ઈતબાર એવો પોતાનો ગાઢમિત્ર આમ ખૂલ્લી રીતે શિસ્તભંગ કરે, ને તે પણ પોતાને જણાવ્યા વિના? પરિણામે કોંગ્રેસ ઉમેદવારને નિષ્ફળતા મળે છે. રાજાજી રહ્યા ગાંધીવાદી. એઓ આ પરાજય માટે ડૉ. રાજનને દોષ દેતા નથી પણ અન્તર્મુખ થાય છે. પોતાના દિલને તપાસે છે. એ અરસામાં અખિલ ભારત કોંગ્રેસ સમિતિનું અધિવેશન ભરાય છે. ને, ડૉ. રાજનની સામે શિસ્તભંગનાં પગલાં લેવાય છે.

રાજાજીને આ બનાવથી ખૂબ લાગી આવે છે. એના પ્રાયશ્ચિત તરીકે, કોંગ્રેસમાંથી નિવૃત્ત થવાનો એઓ નિર્ણય કરે છે. કોંગ્રેસ મંડળોમાં અજંપો આવી જાય છે. રાજાજી વિના મદ્રાસનું નાવ

કોણ સંભાળે ? પણ આ તો અડગ છે. આખરે જવાહર ને ગાંધીજી, સરદાર ને રાજેન્દ્રબાબુ, મૌલાના ને કૃપાલાણી બધા એમને ખૂબ સમજાવે છે. ને એઓ પાછા કોંગ્રેસમાં આવે છે.

મદ્રાસ ધારાસભાની ચૂંટણી થાય છે. કોંગ્રેસ પ્રધાનપદાં સ્વીકારે છે. રાજાજીને પોતાના પ્રધાનમંડળના સભ્યોનાં નામ સૂચવવાનું જણાવવામાં આવે છે. રાજાજી ગવર્નર સમક્ષ નામ પેશ કરે છે. તેમાં બીજાં નામો ભેગું, એમને દગો દેનાર, વિદ્રોહી ડૉ. રાજનનું નામ પણ છે. લોકો આશ્ચર્યમાં ડૂબી જાય છે. આ શું ? આ સાચું છે ? આમ તે કાંઈ હોય ? આવા નાલાયક અને બીનવફાદાર માણસને તે પ્રધાનમંડળની જવાબદારી સોંપાય ? એમ લોકો બોલે છે. પણ રાજાજીને ટીકાની પડી નથી. એમનામાં રાગ દ્વેષ, ઈર્ષા નથી. એમનામાં ક્ષમા ને ઉદારતા છે. ને ડૉ. રાજનને રાજાજીની મહાનુભાવિતા પ્રધાન બનાવે છે.

રાજાજી ૧૯૩૭માં મદ્રાસપ્રાંતના વડાપ્રધાન બને છે. રાજાજી હોદ્દાપર આવતાં, મદ્રાસનો ગોરો પોલીસ કમીશ્નર રજાની માગણી કરે છે. રાજાજી તો બહુ કુશળ પુરુષ રહ્યા. આમ એકાએક પેલાએ રજાની માગણી કરી એટલે એમને તરત શક જાય છે કે જરૂર કાંઈ દાળમાં કાળું છે. રાજાજી ખાનગી તપાસ કરાવે છે. તપાસ કરાવતાં, ખબર પડે છે કે એણે ખૂબ લાંચો લીધી છે. એને દહેશત લાગે છે, કે પકડાઈ જઈશું, તો લાંચનાં નાણાં સલામત નહિ રહે. રાજાજી તરત એનો બેંકનો જમા-હિસાબ મંગાવે છે. લાખો રૂપિયા એના બેંકમાં જમે છે. રાજાજી બોલાવી કહે છે, "તમારો પગાર અમુક. ખર્ચો અમુક. તો પછી આટલી બચત શી રીતે થાય, તેનો ખુલાસો કરો. તમારો આખો ને આખો પગાર બેંકમાં જમે થાય તો પણ આટલી બચત કદિય થાય નહિ". પેલો શો ઉત્તર આપે. રાજાજી એને

સાફ સુણાવી દે છે, "રજા પર જવું હોય તો રજા મળશે. પણ આ બેંકનાં જમે નાણાંમાંથી વિલાયત જવાનું ભાડું ને વાટખર્ચી સિવાય બીજું કશું મળશે નહિ. નહિ તો પૂરવાર કરી આપ કે આ પૈસા ક્યાંથી આવ્યા?" પેલો શો જવાબ આપે. આખરે પોતાની બધી બચત બેંકમાં પડતી મૂકીને પ્રવાસખર્ચ જેટલી રકમ લઈ બાઈ-સાહેબને જવું પડયું. આવી રાજાજીની હાક વાગતી હતી.

× × × ×

રાજાજીએ કોંગ્રેસ જોડેનો પોતાનો સંબંધ પાકીસ્તાન વિષે મતભેદ પડવાથી તોડી નાંખ્યો છે રાજાજીને માથે અપમાનની ઝડી વરસી રહી છે. એમને જ્યાં જ્યાં જાય છે, ત્યાંથી જાકારો મળે છે. છતાં, એઓ એમના પ્રફુલ્લિત ચહેરાને જરાય કરમાવા દેતા નથી. મદ્રાસના એક વિભાગમાં – ત્રીપ્લીકેનમાં જાહેર સભા છે. લોકો સારી સંખ્યામાં રાજાજીને સાંભળવા જમા થયા છે. સભામાં ઘોંઘાટ થાય છે. હો હો મચે છે, ત્યાં એક ખૂણેથી સનસનાટ કરતો પત્થર આવે છે, ને રાજાજીના કપાળ પર તાકેલો પત્થર બાજુમાં પડે છે. એ જોઈ આ મુત્સદ્દી જરાય ગભરાયા વગર કહે છે :

> "આ ભાઈએ મારી સામે નિશાન તાક્યું, ને એમાં એમને સફળતા ન મળી. પરંતુ, જો, આમ બધા જ સાચાં નિશાનને તાકી શક્યા હોત તો આપણને સ્વરાજ્ય ઘણું સહેલમાં મળી ગયું હોત. પણ આપણને તાકતાં આવડતું નથી એ જ મુસીબત છે ને?"

આમ ગંભીર પ્રસંગને પણ એમણે કેવો હળવો બનાવી દીધો!

ગાંધીજીની હત્યાને ૧૨ દિવસ થયા છે. ગાંધીજીનાં અસ્થિ વિસર્જન કલકત્તામાં ગંગા માટે રાજાજીને હાથે થાય છે. રાજા ખૂબ જ ગમગીન ને ગંભીર લાગે છે. જાણે રાજાજી નહિ પ કોઈ યંત્ર અસ્થિવિસર્જનનો વિધિ કરી રહ્યું છે. જાણે રાજાજીમ પ્રાણ જ ન હોય એવું લાગે છે. એના જીવનમાં એક દિવસ એવો આ છે, કે જ્યારે બુદ્ધિ પર હૃદયને વિજય મળે છે. રાજાજી, ભાષણ આપે છે, પણ ગળગળા સાદે. રૂદન જાણે એઓ રોકી રહ્યા છે. ભાષણ મુદ્દાસર, ટૂંકું ને પ્રસંગોચિત છે. ભાષણ જેમ તેમ એઓ પૂરું કરે છે. જાણે આજે એમનું મસ્તક, હૃદય પર વિજય મેળવવા ના પાડે છે. એ કહે છે, કે "ના આજે તો હૃદય જ બળવાન છે." રાજાજી એક ખૂણે જાય છે, ને, નાના બાળની જેમ ફૂસકે ફૂસકે રોઈ પડે છે. ક્યાં સુધી એ રડયાં કરે છે. બધા પાસે આવે છે. પણ એમનું હૈયું મીણ જેવું બની ગયું છે. બંગાળવાસીઓને ખાત્રી થાય છે કે રાજાજીને હૈયુ છે અને તે પણ પાણીપોચું. લાગણીથી સભર.

× × × ×

રાજાજી ગવર્નર જનરલનો હોદ્દો સંભાળે છે. એઓ પછી દેશી રાજ્યોના પર્યટને નીકળે છે. જોધપુર, જયપુર, ઇન્દોર એમ ફરતા ફરતા વડોદરા આવે છે. વડોદરામાં એમના માનમાં એક સમારંભ લક્ષ્મીવિલાસ મહેલમાં યોજાય છે. એ સમારંભમાં અનેક રમતગમત વગેરે યોજાયું હતું. એમાં એક પ્રયોગ નિશાનબાજીનો હતો. એ પ્રયોગ જોતાં, રાજાજીનું હૈયું બાળકનું બની ગયું. એને થયું, લાવ હું પણ નિશાન તાકું. એમણે પોતાની ઇચ્છા ગાયકવાડને જણાવી. ગાયકવાડને પ્રથમ તો આશ્ચર્ય થયું. પણ તુરત જ એણે વ્યવસ્થા કરી. રાજાજીએ નિશાન બરાબર તીરંદાજની જેમ તાકયું પણ નિષ્ફળ ગયું. બીજીવાર પ્રયોગ કર્યો. તેમાં પણ સફળતા ન

મળી. એટલે ત્રીજીવાર પ્રયત્ન કર્યો, ને એમાં એમણે બરાબર મધ્યમાં જ નિશાન તાક્યું. ને, લોકોએ એમની નિશાનબાજીની સફળતાને તાડીના ગડગડાટથી વધાવી લીધી.

× × × ×

જાણીતા યુરોપીય લેખક અને પત્રકાર જોન ગન્થર રાજાજી માટે લખે છે :

> "રાજગોપાલાચારી ગહન ધાર્મિકવૃત્તિ ધરાવે છે. તેઓ શ્રદ્ધાથી પરિપૂર્ણ એવા લાક્ષણિક બ્રાહ્મણ છે, અને સર્વાંશે સાધુ છે. અમેરિકન ટેનીસ નિષ્ણાત જોન ટુનીસનને બાદ કરતાં રાજાજી એ એક જ એવા વર્તમાન પુરુષ છે કે જેમણે ગયા વર્ષ સુધી કદી સિનેમાચિત્ર જોયું નહોતું. પણ રાજાજીને એમના ઘણા મિત્રોએ સિનેમાચિત્ર જોવાનો ખૂબ આગ્રહ કર્યો. ને આખરે વાઇસરૉય ગૃહમાં સીનેમાનો કાર્યક્રમ યોજાયો. પણ રાજાજીએ નક્કી કર્યું કે વાઇસરૉયગૃહના બધા નોકરોને સીનેમા બતાવવો. આથી એમણે બધા નોકરોને એમના કુટુંબ કબીલા જોડે આમંત્ર્યા. ને, એમણે જીંદગીમાં પહેલીવાર મીકીમાઉસનું ચિત્ર જોયું, ને, એઓ ખૂબ હેરત પામ્યા".

× × × ×

આમ આ પ્રસંગો રાજાજીના જીવનના વિધવિધ પાસાંઓ દર્શાવે

છે. રાજાજીના આંતરજીવનની અને બાહ્યજીવનની નિરનિરાળી બાજુઓ આમાં જોઈ શકાય છે. રાજાજી અનેક રૂપધારી વ્યક્તિ છે. એમના જીવનમાં બહારથી એકધારાપણું લાગે પણ ભીતરમાં કેટલું વૈવિધ્ય છે, કેટલી સમૃદ્ધિ છે, તે તો અભ્યાસીને તુરત જ સમજાય. રાજાજી એટલે एकोऽहम् बहु स्याम् ની જાણે મૂર્તિમતી ભાવના.

## પ્રકરણ ૧૮ મું

### પત્રકાર, સાહિત્યકાર અને કેળવણીકાર

રાજાજીના જીવનના અનેક પાસાંઓ છે. સામાન્ય રીતે કોઈને એમ થાય કે, રાજાજી એ માત્ર રાજકીય પુરુષ જ છે. અને હિંદનો મોટો ભાગ રાજાજીને માત્ર રાજકીય પુરુષ તરીકે જ પિછાને છે. પરંતુ રાજાજી પત્રકાર, સાહિત્યકાર અને કેળવણીકાર છે એટલું જ નહિ પણ ઉચ્ચ કોટીના એ વાત ઘણાને ખબર નથી. રાજાજીને પ્રથમથી જ 'હિંદુ' પત્રના અધિપતિ શ્રી. કસ્તુરી આયંગર સાથે તો મૈત્રી હતી જ. અને રાજાજી છાપાંમાં અવારનવાર લખતા, તો પણ પત્રકાર એ ત્યારે જ બન્યા કે જ્યારે ૧૯૨૨માં મહાત્મા ગાંધીજી ગિરફતાર થયા, ત્યારે એમના પત્ર 'યંગ ઇન્ડીયા'નું તંત્રીપદ એમની ગેરહાજરીમાં શ્રી. રાજાજીને સોંપતા ગયા. રાજાજી ઉપર મહાત્માજીને એટલો ઇતબાર હતો, એમની પર એટલી પૂર્ણ શ્રદ્ધા હતી કે પોતાના વિચારો ને પોતાની નીતિ, રાજાજીએ બરાબર આત્મસાત્ કર્યાં છે એટલું જ નહિ પરંતુ, રાજાજી એનું કુશળતાથી નિરૂપણ કરી શકશે એ વિષે જરાય શંકા નહોતી. રાજાજીના 'યંગ ઇન્ડીયા'માં આવતા લેખોથી જનતાને જાણે ગાંધીજી તેમની વચ્ચોવચ્ચ મોજુદ હોય એવી જ પ્રતીતિ થઈ. રાજાજી અમદાવાદ જઈ આવતા, પાછા મદ્રાસમાં પોતાનુ રચનાત્મક કાર્ય કરતા, ને એ રીતે 'યંગ ઇન્ડીયા'નું તંત્રીપદ પણ સંભાળતા ને પોતાનું રચનાત્મક કાર્ય પણ કરતા. રાજાજીનો તે સમયથી કુશળ પત્રકાર તરીકે જનતાને પરિચય થયો.

ત્યાર પછી જ્યારે કેટલાક કોંગ્રેસવાદીઓ ધારાસભા પ્રવેશમાં માનતા હતા, ને તેઓ ધારાસભામાં સરકારને તંગ કરવાનો પ્રયાસ કરતા હતા, તે વખતે રાજાજીએ પોતાની સમગ્ર શક્તિ રચનાત્મક કાર્યક્રમમાં ને તેમાં યે ખાસ કરીને ખાદી ને મદ્યનિષેધમાં પરોવી. એ કાર્યને વેગ આપવા માટે એમણે 'વિમોચનમ્' નામનું તામીલ સાપ્તાહિક શરૂ કર્યું, ને તેમાં એમણે લેખો લખવા માંડ્યા. એમના લેખો એટલા બધા લોક પ્રિય થયા, કે, એ પત્રનો પ્રચાર ખૂબ થયો. ને દર અઠવાડિયે પાંચ પાંચ હજાર નકલો ખપવા લાગી. 'વિમોચનમ્'નો અર્થ થાય છે મુક્તિ. અને એ મુક્તિ શી રીતે આવી શકે તેનો ઉપાય એઓ બતાવતા. એક દૃષ્ટિએ 'વિમોચનમ્' એ પ્રચારનું સાપ્તાહિક હતું, છતાં એ પ્રચાર સીધો નહોતો, પણ પરોક્ષ હતો. એ પ્રચાર સામાન્ય જનને તુરત જ ગળે ઉતરે, પ્રતીતિકાર થાય, ને એનામાં સારા ગુણો વિકસે એ મતલબનો હતો. આથી ક્યારેક એઓ વાર્તા કહેતા, ક્યારેક ટૂચકાઓ રજૂ કરતા, ક્યારેક કંઈક અનુવાદ કરતા, ને ક્યારેક એઓ પોતાના પ્રવાસનું વર્ણન કરી, પોતે નિહાળેલા અનુભવોને સચોટ રીતે વર્ણવતા. ક્યારેક વાસરી લખતા. ને એ રીતે એઓ સારા પ્રમાણમાં વૈવિધ્ય સાધી શકતા હતા. આ કારણથી જ એમનું લખાણ એકધારું કે કંટાળો ઉપજાવનાર નહોતું લાગતું. રાજાજીના 'વિમોચનમ્'ના જૂના અંકો હજી લોકોએ સાચવી રાખ્યા છે. અને ત્રણ દાયકા પૂર્વેનું એ લખાણ હજી ગઈ કાલ જેવું જ તાજું લાગે છે. રાજાજીએ પત્રકારત્વ કર્યું છે, તે આપત્તિધર્મ તરીકે. પત્રકારત્વ એ એમને લોક પ્રચારનું એક મોટામાં મોટું સાધન છે તેથી જ એઓ એનો ઉપયોગ પૂર્ણતયા કરે છે. રાજાજીનું લખાણ સચોટ, મુદ્દાસર અને સરળ હોય છે. રાજાજીએ અંગ્રેજીમાં અને તામીલમાં બન્નેમાં અખબારી તંત્રી તરીકે કામ કર્યું છે. અને બન્નેમાં એ દિશામાં પોતાનું બુદ્ધિચાતુર્ય દાખવ્યું છે.

'વિમોચનમ્' ઉપરાંત એમણે એક વિજ્ઞાનવિષયક માસિક પણ તામીલમાં શરૂ કરેલું. સાધારણ રીતે કોઈને પણ સાહજિક આશ્ચર્ય ઉદ્ભવે કે, રાજાજી વૈજ્ઞાનિક માસિક ચલાવે? છે તો આશ્ચર્ય ઉપજાવે તેવી હકીકત છતાં એ તદ્દન સાચી છે. એ માસિકનો ઉદ્દેશ વિજ્ઞાનને લગતા વિષયો તામીલ ભાષામાં સફળતાથી રજૂ કરવાનો હતો. અને એ રીતે વૈજ્ઞાનિક શિક્ષણ માતૃભાષાદ્વારા આપવાનું સક્રિય કાર્ય એમણે આરંભેલું જો કે, શરૂઆતમાં તો એમના આ સાહસને નિષ્ફળતા જ વરેલી પણ ક્રમશઃ લોકો એની કિંમત સમજતા થયા. અને પછી તો ઘણા વૈજ્ઞાનિકોએ એમના કાર્યમાં સહાય્ય કરવા માંડી. અને તેમની મદદથી રાજાજીએ તામીલમાં વૈજ્ઞાનિક શબ્દોનો પારિભાષિક શબ્દકોષ તૈયાર કર્યો.

રાજાજી આમ સફળ પત્રકાર છે, પણ તેઓ એટલાજ કેળવણીકાર પણ છે. કેળવણીના ક્ષેત્રમાં તેમણે અનેક સ્વતંત્ર વિચારો કર્યા છે. રાજાજી માને છે, કે આપણી તાલીમની પ્રથામાં કેવળ બૌદ્ધિક વિકાસની જ સગવડ આપવામાં આવે છે પરંતુ, એથી આપણી શિક્ષણ પદ્ધતિ ભણેલા ને અભણ વચ્ચે એક મોટી દિવાલ ખડી કરી દે છે. એ કારણથી આપણા વિદ્યાર્થીઓને એવી તાલીમ આપવી જોઇએ કે જેથી શારીરિક શ્રમ કરવામાં એમને કોઈપણ જાતની નાનમ ન લાગે. શારીરિક શ્રમ કરનાર નીચો છે એવી એમનામાં ભાવના પેદા ન થાય. એઓ એમ પણ માને છે કે શિક્ષણનું માધ્યમ માતૃભાષા જ હોવું જોઇએ કે જેથી આમજનતા શિક્ષણનો પૂરો લાભ લઈ શકે. એમણે આમજનતાને દારૂબંધીનું તેમજ વિજ્ઞાનનું શિક્ષણ તામીલ દ્વારા જ આપ્યું. શિક્ષણમાં પરીક્ષાને જે સવિશેષ મહત્વ આપવામાં આવે છે, તેની પણ એઓ વિરૂદ્ધ છે, કારણ કે, એથી તો વિદ્યાર્થીઓની ગોખવાની શક્તિને

જ ખોટું ઉત્તેજન મળે છે. રાજાજી માને છે કે આપણી શિક્ષણપદ્ધતિ એવા પ્રકારની હોવી જોઈએ કે બાળકને નાનપણથી જ સંગીત, ચિત્રકળા, શિલ્પ, વગેરે કળાઓ એ સમજતાં શીખે, એની સુંદરતા પિછાનતાં શીખે. એ ઉપરાંત, વિદ્યાર્થીઓ પોતાની જાતે વિચારે, અને દરેક વસ્તુ ઉપર પોતાના મૌલિક અભિપ્રાયો આપી શકે એવી તાલીમ મળવી જોઈએ. આજની પરીક્ષાની એક મોટામાં મોટી ખામી રાજાજીને એ જણાઈ છે, કે તમે માત્ર પારકાના અભિપ્રાયો શા છે એટલું જ જણાવો તો પે તમે પરીક્ષામાં પાસ થઈ શકો. એટલે ઉપાધિઓ લેવા છતાં વિદ્યાર્થીઓની વિચારશક્તિ જરા પણ ખીલી નહિ હોય. આજે તો થોડા વખતમાં ઝાઝા વિષયો શીખવવાની જ આપણી શિક્ષણ સંસ્થાઓને જાણે તલાવેલી લાગી છે. એઓ માને છે કે એ આખી પ્રથા જ ખોટી છે. ઘણા વિષયો શીખવવાથી વિદ્યાર્થીઓની મૌલિક વિચારશક્તિ દબાઈ જાય છે. એમણે મદ્રાસ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને મજાક કરતાં કહેલું કે:

> "જો તમે એમ ઇચ્છતા હો કે કોઈપણ વિષય તરફ વિદ્યાર્થીઓને કાયમી નફરત ને અણગમો ઉપજે તો સારામાં સારી રીત એ છે કે એ વિષયને ફરજિયાત બનાવી દેવો."

અંગ્રેજી ભાષા દ્વારા આપણે અત્યારસુધી ભણતા આવ્યા છીએ તેનો અર્થ એ, કે આપણે વિષયો દ્વારા જ ભાષા ભણતા જ્યારે ખરું જોતાં ભાષા દ્વારા વિષયો ભણવા જોઈએ. અને વિષયોનું જ્ઞાન હોય તે માટે ભાષા માતૃભાષા જોઈએ. આમ ભાષાનું ાધ્યમ અંગ્રેજી હોવાથી આપણે અંગ્રેજી બની ગયા. આપણી

રહેણીકરણી, આપણી જીવન રીતિ આપણી પોતાની મટી ગઈ. રાજાજી માને છે કે આપણા દેશમાં ફરજિયાત શિક્ષણ ભલે રાખીએ પરંતુ, અઠવાડિયાના અમુક દિવસોએ જ શાળાનું શિક્ષણ અપાવું જોઇએ. બીજા દિવસોએ એને એના બાપના ધંધામાં કામ કરવા દેવો જોઇએ, કે જેથી એ ભણી પણ શકે, અને બાપીકા ધંધામાં પાવરધો પણ થઈ શકે.

સાચી તાલીમનું ધ્યેય તો ચારિત્ર્યઘડતર હોવું જોઇએ. ચારિત્ર્ય એ તો સોનું છે જેમાંથી જેવો આકાર ઘડવો હોય તેવો ઘડી શકાય. આપણે વિદ્યાપીઠો વધારવાની જરૂર નથી પણ દરેક ઘરને વિદ્યાપીઠ બનાવવાની જરૂર છે કે જેથી દરેક બાળકને માતા સાચી તાલીમ આપી શકે.

રાજાજી માને છે, કે અંગ્રેજી ભાષાને તદ્દન રુખસદ આપવાની જરૂર નથી. પણ ઉચ્ચ શિક્ષણ માટે અંગ્રેજી શીખવવાની સગવડ દરેક વિદ્યાપીઠમાં હોવી જોઇએ.

રાજાજી માને છે કે વિદ્યાર્થીઓએ રાજકારણમાં ભાગ ન લેવો જોઈએ. હડતાળ વગેરેની ધાંધલમાં ન પડવું જોઇએ.

આ રીતે રાજાજીએ અનેક વેળા એમને તક મળતાં પોતાના કેળવણી વિષયક વિચારો વ્યક્ત કર્યા છે. રાજાજી એક દૃષ્ટિએ કેળવણીકાર છે, કારણ કે આપણી કેળવણીને સ્પર્શતા લગભગ સર્વે પ્રશ્નો એમણે વિચાર્યા છે. દરેક દૃષ્ટિથી એ પ્રશ્નને એમણે તપાસ્યો છે. બેંગલોરની સેન્ટ્રલ કોલેજમાં વ્યાખ્યાન આપતાં રાજાજીએ જણાવેલું, કે એમને જો સાચું શિક્ષણ મળ્યું હોત તો આજે એઓ ગવર્નર જનરલને બદલે કોઈક કોલેજમાં પ્રોફેસર હોત. આ પરથી રાજાજીનો અંતરાત્મા કેળવણીકારનો છે, તેની પ્રતીતિ થશે.

રાજાજી કેળવણીકાર ઉપરાંત સાહિત્યકાર પણ છે. રાજાજીએ લખ્યું છે એટલું જ નહિ પણ . વિવિધ વિષયો પર લખ્યું છે. તામીલ ભાષાના એઓ જાણીતા વાર્તાલેખક છે. રાજાજી કંઈ સાહિત્ય ખાતર સાહિત્યમાં માનતા નથી. એઓ તો સાહિત્યને એક જનસેવાના સાધન તરીકે માને છે. આ દૃષ્ટિએ વિચારતાં, રાજાજીની વાર્તાઓની કથન રીતિ, શૈલી, વસ્તુ, વગેરે જોતાં સ્વાભાવિક રીતે આપણને રશિયન લેખક ટોલસ્ટોયનું સ્મરણ થાય છે. ટોલસ્ટોયની જેમ જ રાજાજીની દરેક વાર્તા પાછળ કાંઈક ઉદ્દેશ રહેલો હોય છે. એઓ એમની વાર્તાઓને શૈલીનો ઓપ આપવા પ્રયત્ન કરતા નથી. પરંતુ, સાદી, સીધી, વેધક અને માર્મિક શૈલીમાં એમની વાર્તાઓ લખાઈ છે. સમકાલીન જનતા ઉપર અસર પાડનાર સાહિત્યને જો આપણે ઊંચું સ્થાન આપીએ તો રાજાજીનું સ્થાન સૌથી ઊંચું ગણાય. ૧૯૩૦ દરમિયાન પણ જ્યારે હરિજન ઉદ્ધારનો પ્રશ્ન આવ્યો ત્યારે એમણે 'જંગ' 'દીશા' 'શાસ્ત્રી' 'ગાલનુ' 'સ્વપ્ન' વગેરે વાર્તાઓ લખી હતી અને એના વાંચને રૂઢિચુસ્તોનું માનસ પલટવામાં ઠીક ઠીક મદદ કરી હતી. રાજાજીની વાર્તાઓ આમ ધારી અસર ઉપજાવી શકતી. અનેક ભાષણો દ્વારા જે ન સાધી શકાયું હોત તે એમની વાર્તાઓ દ્વારા સહજમાં થઈ શક્યું. ૧૯૪૨ના આવા તંગ વાતાવરણમાં એમણે પોતાનું વક્તવ્ય વાર્તાદ્વારા જ સચોટતાથી વ્યક્ત કર્યું હતું. આમ રાજાજી લગભગ ત્રણ દાયકાઓથી તામીલ પ્રજાને પોતાની વાર્તા શક્તિનો લાભ આપે છે. એમની કેટલીક વાર્તાઓ ગુજરાતીમાં ને હિન્દની બીજી કેટલીક ભાષાઓમાં અનુવાદિત થઈ છે.

વાર્તાલેખક ઉપરાંત રાજાજી તત્વજ્ઞાનના લેખક તરીકે જાણીતા

છે. ફિલસૂફી જેવા જટિલ વિષયને એમણે એમના અનેક પુસ્તકો-દ્વારા સર્વગમ્ય બનાવ્યો છે. રાજાજી ઉપનિષદોના બહુ સૂક્ષ્મ અભ્યાસી છે. ભગવદ્‌ગીતાનો એમનો અભ્યાસ પણ એટલો મૂલગામી છે. એમણે આ બન્ને ગ્રંથો પર અનેક વિસ્તૃત વિવેચનો લખ્યાં છે, તેમાં 'ભગવદ્‌ગીતાનું વિવરણ' અને 'ઉપનિષદની અટારીએથી' જાણીતાં છે. એ ગ્રંથોમાં એમણે ઉપનિષદનાં સૂત્રોના ગૂઢ અર્થો સમજાવ્યા છે. એમણે એની પર ભાષ્ય આપ્યાં છે, ને 'સ્પર્ધા જતી કરો' નામની એક પત્રિકામાં પ્રાચીન હિન્દુ ફિલસૂફી અને આધુનિક આર્થિક સિદ્ધાંતોનો એમણે સમન્વય કરી બતાવ્યો છે. આ તત્વજ્ઞાનના અભ્યાસે જ રાજાજીને બળ આપ્યું છે, અને એમના માનસને વધુ દૃઢ અને વિશાળ બનાવ્યું છે.

આ ઉપરાંત સંસ્કૃત મહાભારતનું એમણે તામીલમાં સંક્ષિપ્ત ભાષાંતર કર્યું છે. વ્યાસની કથાને એમણે સંક્ષેપમાં છતાં અત્યંત રોચક રીતે આપણી સમક્ષ રજૂ કરી છે. એ કૃતિનું નામ એમણે રાખ્યું છે 'મહાભારતનો રસથાળ'. મહાભારતનો અભ્યાસ એમણે ૧૯૨૨ના જેલવાસ દરમિયાન કરેલો અને તે જ વખતે એ પુસ્તકનો અનુવાદ કરવાનું કાર્ય એમણે શરૂ કરેલું, જે, બીજા જેલવાસ દરમિયાન પૂરું થઈ ગયું.

પાશ્ચાત્ય ફિલસૂફીનો પણ એમણે સૂક્ષ્મ અભ્યાસ કર્યો છે, અને, તેમાંય ખાસ કરીને એરીસ્ટોટલ, પ્લેટો અને સોક્રેટીસના ગ્રન્થો એમણે ખૂબ રસભર અને ઉત્સાહપૂર્વક વાંચ્યા છે. સોક્રેટીસ એમને એટલો બધો ગમી ગયો હતો, કે સોક્રેટીસની ફિલસૂફીને સમજાવતું એમણે તામીલ પુસ્તક લખ્યું છે.

રાજાજીને જીવનના અનેક ક્ષેત્રોમાં રસ હોવાથી, હિંદમાં માર્કસ-

વાદનો પ્રચાર થતાં, માર્ક્સ વિષેનું સઘળું સાહિત્ય આ વિદ્વાને વાંચી લીધું, એનો સૂક્ષ્મ અભ્યાસ કર્યો, ને માર્ક્સ વિષે એમણે એક ગ્રંથ લખી તેમાં માર્ક્સનો અર્થવાદ સચોટ સ્પષ્ટ અને વિશદ રીતે સમજાવ્યો. એટલે તામીલભાષીઓને માર્ક્સવાદથી એમણે સૌથી પહેલા પરિચિત કરી દીધા.

આ ઉપરાંત બાળકોની માવજત શી રીતે કરવી તેની ઉપર પણ એમણે તામીલમાં એક પુસ્તિકા લખી છે.

રાજાજીએ એમના મોટા ભાગનું લખાણ તામીલમાં કર્યું છે, પણ એમણે અંગ્રેજીમાં પણ સારા પ્રમાણમાં લખ્યું છે. એમનું અંગ્રેજી લખાણ વિશેષતઃ રાજકીય છે. એમણે અંગ્રેજીમાં પહેલવહેલી ૧૯૨૨ વખતે પોતાની જેલવાસરી લખી. એમની એ પુસ્તિકાનાં ભારતની અનેક ભાષાઓમાં ભાષાંતર થયાં છે. જેલવાસરીમાં એમણે પોતાના મતનું પ્રતિબિંબ યથાશ્ચિત રીતે એમની કૃતિમાં પડવા દીધુ છે. એમની મર્યાદાઓ, એમની મૂંઝવણો, એમનો આનંદ, એ સઘળું આપણને એઓ ચિત્રાત્મક રીતે એ કૃતિમાં દર્શાવી શકયા છે. એની શૈલી એવી છે કે રાજાજી જાણે આપણને પોતાના જેલજીવન વિષે રોજ-બ-રોજની વાતો ન કહેતા હોય! વાસરીમાં પોતાની સાથેના કેદીઓનાં રેખાચિત્રો છે, માનસચિત્રો છે, બહારનાં પ્રસંગોનાં વર્ણનો છે. જેલનો દૂબહૂ ચિતાર છે, ને એ બધુ એક વાર્તાકારની અદાથી એઓ કહે છે.

આ ઉપરાત રાજકીય પરિસ્થિતિ પરત્વે એમણે બે ગ્રંથો લખ્યા છે. એક તો ૧૯૪૨માં જ્યારે એઓ કોંગ્રેસથી છૂટા પડ્યા ત્યારે એમણે Way Out' નામે વિચાર પ્રવર્તક પુસ્તક લખ્યું. એમાં એમણે તીન ગૂંચવણભરી પરિસ્થિતિમાંથી બહાર નીકળવાનો કયો માર્ગ છે

તે દર્શાવ્યું હતું. એમાં એમની તલસ્પર્શી અને સર્વગામી દૃષ્ટિ, વિચારોની સ્પષ્ટતા, એ સઘળાથી એમની કૃતિ એમના માનસનું સરસ પ્રતિબિંબ પાડે છે.

તે ઉપરાંત જ્યારે આંબેડકરે એક પુસ્તક લખ્યું ને તેમાં એમ જણાવ્યું કે ગાંધીજીએ કે કોંગ્રેસે હરિજનો માટે કશું કર્યું નથી, ત્યારે રાજાજીનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઉઠ્યો ને એમણે 'Amebdkar Refuted' નામનું પુસ્તક લખી તેમાં એમણે આંબેડકરને સચોટ રદીયો આપ્યો હતો. એ પુસ્તિકામાં એમણે ગાંધીજીએ અત્યારસુધી હરિજનો માટે જે કાંઈ કર્યું તેનું આંકડાઓ વગેરે આપીને સરવૈયું કાઢ્યું હતું.

રાજાજી એ માત્ર રાજકીય પુરુષ નથી, પણ સાહિત્યકાર પણ છે. રાજાજીની તામીલકૃતિઓનું હિંદીમાં અથવા તો અંગ્રેજીમાં ભાષાંતર હજી લગી થયું નથી એ ખેદજનક ઘટના છે. રાજાજીની ભાષા ભાષાંતરક્ષમ છે. રાજાજીની મેધા એમને સાહિત્યકારોમાં અનોખું માન ને પ્રતિષ્ઠા અપાવે એવી છે. રાજાજીના જીવનના આ ઝળહળતાં પાસાંથી જનતા અણુજાણુ છે. માત્ર એનો પરિચય કેવળ તામીલભાષીઓને જ થયો છે. એ પરિચય સમગ્ર હિંદને થાય એ જરૂરનું છે.

આમ રાજાજી પ્રથમ પંક્તિના રાજમુત્સદ્દી છે અને તેની સાથે તેટલા જ સંસ્કારી, સૌંદર્યદર્શી, કળારસિક, અને સાહિત્યપ્રિય આત્મા છે. દેશના ઉચ્ચ કક્ષાના રાજકારણમાં સદાય રચ્યાપચ્યા રહેતા હોવા છતાં એમની સાહિત્ય પ્રત્યેની અભિરૂચિ ક્યાંય ઓસરતી નથી. એમના લખાણોમાં તથા એમના વક્તવ્યોમાં એમના સંસ્કારી આત્માની ઝાંખી અનિવાર્યપણે થતી રહે છે. સ્વભાવે, સંસ્કારે, શિક્ષણે, કૌટુંબિક પરંપરાએ અને વાતાવરણે રાજાજી કેળવણીકાર છે, પત્રકાર છે,

સાહિત્યકાર છે, ફિલસૂફ છે, બહુશ્રુત પંડિત છે, ઉચ્ચ કક્ષાના ધારાશાસ્ત્રી છે અને હિંદના રાજકારણમાં પ્રથમ હરોળમાં આવે એવા એક અને અદ્વિતીય રાષ્ટ્રનેતા છે. એમના ભર્યા ભર્યા જીવનમાં રસિકતા છે, કળા છે, જીવન જીવવાની આવડત છે, સૌંદર્યદષ્ટિ છે, જીવનનો ઉલ્લાસ અને અદમ્ય આશાવાદ છે અને તેની સાથે તેટલાજ પ્રમાણમાં ત્યાગભાવના છે, અપરિગ્રહવૃત્તિ છે, સાદાઈ અને ગરીબાઈને અપનાવવાની અપૂર્વ કળા છે અને સમય આવ્યે દેશને માટે સર્વસ્વ સ્વાહા કરી ફના થઈ જવાની કુરબાનવૃત્તિ પણ છે. અને આ પરસ્પર-વિરોધી લાગતા એમના વ્યક્તિત્વમાં જ રાજાજીના યશસ્વી જીવનની પરાકાષ્ઠા છે. રાજાજી સાહિત્ય લખવા ખાતર સાહિત્ય લખતા નથી. મન બહેલાવવા ખાતર એઓ કલમ ધરતા નથી પણ જીવનમાં જે જે અનુભવ્યું છે તેને જ મૂર્તસ્વરૂપ આપવા એઓ કલમનો આશરો લે છે. ગાંધીજીની જેમ એઓ જે લખે છે તે જીવનમાં આચરે છે અને પછી જ એને શબ્દરૂપ આપે છે. આથી જ રાજાજીના લખાણમાં ક્યાંય અસંદિગ્ધતા ન જડે, ક્યાંય અસત્ય કે દંભ ન મળે, ક્યાંય અતિશયોક્તિ પણ ન જણાય, પણ સદાસર્વદા સત્ય વસ્તુનું જ સ્ફોટન હોય છે. આજ કારણથી રાજાજીનાં લખાણો પ્રેરક, માર્ગદર્શક અને બુદ્ધિગમ્ય હોય છે.

રાજાજીનું સાહિત્ય ટાગોરના સાહિત્ય સાથે સરખાવી શકાય નહિ. ટાગોર પ્રધાનતઃ સાહિત્ય સર્જક છે જ્યારે રાજાજી સંપૂર્ણતઃ રાષ્ટ્રનેતા, મુત્સદ્દી અને રાજકીય પુરુષ છે. અને આથી જ રાજાજીને મન સાહિત્ય એ તો એમના રાજકીય વિચારોને પ્રગટ કરવાનું એક સાધન માત્ર છે અને તેટલે અંશે એમની સાહિત્યપ્રવૃત્તિઓ મર્યાદિત હોય છે. વળી, રાજાજીના સાહિત્યજીવનની એક વિરલ વિશિષ્ટતા છે તે એ કે એમનું સાહિત્ય ગાંધીવાદના રંગે રંગાયેલું છે.

ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમના સિદ્ધાંતો અને આદર્શોને જનતા સમક્ષ લોકપ્રિય બનાવવા એમણે એ વિષે ઘણું લખ્યું છે. ગાંધીજીના અભૂતપૂર્વ સિદ્ધાંતોનું સ્પષ્ટિકરણ અને સરળીકરણ કરવા એમણે માહોમ કરીને આજ વર્ષોથી કમ્મર કસી છે અને તેમાં એમને મુખ્યતઃ સફળતા જ સાંપડી છે. અને રાજાજીના 'યંગ ઈન્ડીયા'-ને 'વિમોચનમ્'ના લેખો આ કથનની સાક્ષી પૂરે છે. વર્તમાન હિંદના નેતાઓમાં ગાંધીજીએ જો કોઈના ઉપર પોતાના વ્યક્તિત્વની, કાર્યની, સિદ્ધાંતોની અને આદર્શોની વધુમાં વધુ અસર કરી હોય તો તે રાજાજી પર છે. રાજાજીએ ગાંધીજીની વિચારસરણી–ગાંધીવાદ–ને જીવનમાં અને અને વ્યવહારમાં સંપૂર્ણતયા અપનાવી છે અને એમણે એ વિચાર-પરંપરાને એમની રમ્ય, સરળ, મોહક અને પ્રેરક શૈલીમાં ખૂબ જ નીડરતાથી જનતા સમક્ષ રજૂ કરી છે. આજે હિંદમાં એઓ ગાંધીજીના સિદ્ધાંતોના સર્વોત્તમ ભાષ્યકાર કહી શકાય. રાજાજીમાં ગાંધીજીને સંપૂર્ણ વિશ્વાસ હતો, અને ગાંધીજીમાં રાજાજીને પૂરેપૂરી શ્રદ્ધા હતી. બન્ને વચ્ચે ઘણું સામ્ય હતું. રાજાજીને ગાંધીજીની જબરી ઓથ હતી અને જ્યારે રાજાજીની લોકપ્રિયતાની ઓટ આવી હતી, અને જ્યારે એમના સહકાર્યકરો એમને એકલા અટૂલા મૂકી એમનાથી છૂટા પણ હતા ત્યારે પણ ગાંધીજીના હૃદયમાં રાજાજીને માટે એકસરખું જ માન હતું, એટલું જ નહિ પણ એમની પ્રામાણિકતા, નીતિમત્તા, બુદ્ધિમત્તા, તથા રાજકીય દૃષ્ટિબિંદુ તેમ જ હેતુઓ માટે ગાંધીજીને ઘણો ઉંચો ખ્યાલ હતો. અને રાજાજી ભલે ગાંધીજીથી વિચારોમાં જૂદા પડયા હોય પણ ગાંધીજીના મૌલિક સિદ્ધાંતોને તો એઓ અંત સુધી અણીશુદ્ધ વળગી રહ્યા અને હિંદને એક છેડેથી બીજે છેડે સુધી પરિભ્રમણ કરી, એ સિદ્ધાંતોનો એમણે એમનાં પુસ્તકો તથા ભાષણો દ્વારા સંગીન પ્રચાર કર્યો. ગાંધીજીના આદર્શોની સફળતાનું પ્રધાન કારણ ગાંધીજીનું વ્યક્તિત્વ હતું એ વાત ખરી પણ તેની સાથે

એ પણ સ્વીકારવું પડશે કે એમને રાજાજી જેવા દૂરંદેશી, દૈવ, બુદ્ધિશાળી, અને વ્યવહારકુશળ અનુયાયીઓ મળી રહ્યા હતા. ગાંધીવાદનો પ્રચાર એ રાજાજીની સાહિત્યકૃતિઓનું પ્રથમ લક્ષણ કહી શકાય.

રાજાજી સ્વભાવે, દેખાવે, પહેરવેશે અને સંસ્કારે પૌર્વાત્ય લાગે પણ એમના જીવનમાં અને વ્યવહારમાં તેમજ સંસ્કાર ઘડતરમાં પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિનું સુભગ અને સુરેખ સંમિશ્રણ થયું છે એ આનંદની વાત છે. એમણે જેટલો પૌર્વાત્ય ધર્મશાસ્ત્રોનો, ફિલસૂફીનો તથા પૌરાણિક સાહિત્યનો અભ્યાસ કર્યો છે તેટલો જ સૂક્ષ્મ અને તલસ્પર્શી અભ્યાસ પાશ્ચાત્ય સંસ્કૃતિ, ધર્મશાસ્ત્રો, અને ફિલસૂફીનો કર્યો છે. અને આ સંચિત કરેલા જ્ઞાનભંડારનો લાભ એમણે છૂટે હાથે એમના દેશબાંધવોને વિપુલ પ્રમાણમાં આપ્યો છે અને હજુ પણ આપે છે.

રાજકારણના અટપટા પ્રશ્નોના ઉકેલમાં ચોવીસે કલાક ગુંથાયેલા, રચનાત્મક કાર્યક્રમને વેગ આપવામાં પોતાની સર્વે શક્તિઓનો છૂટથી ઉપયોગ કરનારા, દેશના ઉચ્ચ કક્ષાના રાજકીય પ્રશ્નોમાં સક્રિય અને માર્ગદર્શક સલાહ આપનારા, જવાહરલાલજી અને સરદારસાહેબના 'મિત્ર, ફિલસૂફ અને માર્ગદર્શક' તથા સ્વતંત્ર હિંદનાં ઉચ્ચોચ્ચ પદો પર ક્રમશઃ આરૂઢ થતા, રાજાજીને, અંતરની ઉત્કટ ઇચ્છા છતાં, સાહિત્ય સૃષ્ટિમાં સક્રિય ભાગ ભજવવાની એક ક્ષણની પણ ફુરસદ મળતી નથી. અને હિંદની એ કમનસીબી છે કે આવા પ્રતિભાસંપન્ન સાહિત્યકાર અને સંસ્કાર સ્વામિની લેખિનીનો લાભ, દેશને જે પ્રમાણમાં મળવો જોઈતો હતો તે મળ્યો નથી. રાજાજીએ એમના દીર્ઘાયુ કાળમાં ઘણું જે ' ' છે અને અનુભવ્યું છે. એમને શિરેથી ઘણા તડકા છાંયડા

પસાર થઈ ગયા છે, એમના ભરચક જીવનમાં ઘણી યે વાર ભરતી ને ઓટ આવી ગયાં છે એટલું જ નહિં પણ સફળતા અને નિષ્ફળતા, યશ અને અપયશ, પ્રશંસા અને ટીકા એ દરેકનો કડવોમીઠો અનુભવ એમને થયો છે. છતાં એક સ્થિતપ્રજ્ઞ, કર્મશીલ અને યોગીની પેઠે એમણે આ બધું હસતાં હસતાં સહન કર્યું છે અને એ અનુભવોનો નિચોડ કાઢી પોતાનું સમગ્ર જીવન ઘડયું છે. આ દૃષ્ટિએ તપાસતાં રાજાજીનું જીવન રોમાંચક, પ્રેરક અને યુગપ્રવર્તક કહી શકાય. અને હવે રાજાજી જો પોતાના ઉચ્ચોચ્ચ પદમાંથી થોડી ઘણી ફુરસદ મેળવી, એમની અનનુકરણીય શૈલીમાં, એમના જીવનપ્રસંગો વર્ણવે, તો એમની એ આત્મકથાથી હિંદના રાજકારણને, હિંદના દરિદ્ર આત્મકથાસાહિત્યને તથા હિંદના સંસ્કારી જીવનને અને સાહિત્યને પ્રશંસનીય લાભ થાય. આપણે ઇચ્છીએ કે રાજાજી હિંદની સંસ્કારવાંચ્છુ આમજનતાની આ જ્ઞાનપિપાસા સંતોષે !

## પ્રકરણ ૧૯ મું

## રાજાજીનાં વિચારમૌક્તિકો

રાજાજી એ આપણા જમાનાના એક મહાન ચિંતક છે. આપણા સમયના દરેક પ્રશ્નને એમણે ઊંડી અને પોતાની મૌલિક રીતે વિચાર્યો છે. અને તે વિષે પોતાના નિશ્ચિત એવા નિર્ણયો બાંધ્યા છે. આ પોતાના વિચારમંથનમાંથી જે નવનીત નીકળે છે, તેને એમણે પોતાના પુસ્તકો તથા વ્યાખ્યાનો દ્વારા જનતા સમક્ષ રજૂ કર્યું છે. રાજાજીની વિચારસરણી સ્પષ્ટ અને અસંદિગ્ધ હોવાથી એઓ પોતાના વક્તવ્યને સમજાવવાને વારંવાર કથાઓ કહે છે, ને યોગ્ય ઉપમાઓ વાપરે છે, કે જેથી એમનું વક્તવ્ય સામાન્યમાં સામાન્ય જનને પણ સુગ્રાહ્ય બને. રાજાજીને આખું જગત એક પ્રખર બુદ્ધિવાદી તરીકે પિછાને છે.

રાજાજીના એવાં થોડાં વિચારમૌક્તિકો જોઈએ. રાજાજી એ મહાન નીતિવાદી છે. એઓ જીવનમાં ચારિત્ર્યને અત્યંત મહત્વ આપે છે. એઓ માને છે કે સ્વતંત્ર હિંદ બીજો કશો નહિ ને માત્ર પ્રામાણિકતાનો ગુણ કેળવે તો યે એણે ઘણું કર્યું કહેવાય. જો આઝાદ હિંદમાં વધારે પ્રામાણિકતા ને સચ્ચાઈ ન હોય તો એવી આઝાદીનો કશો અર્થ નથી એમ એઓ માને છે. આપણું જો અંગત જીવન શુદ્ધ ન હોય, એમાં સચ્ચાઈ ન હોય, તો જાહેર-

જીવનમાં એ શી રીતે આવવાની હતી? કૂવામાં જે વસ્તુ ન હોય તે હવાડામાં ક્યાંથી આવે?[1] આઝાદીમાં દરેક જણે પોતાની ફરજ બજાવવા તત્પર રહેવું જોઇએ. આઝાદી એ સાધ્ય નથી. એ તો માત્ર સાધન છે. આ વિષેનું એક સરસ દૃષ્ટાંત આપતાં રાજાજીએ કહેલું કે આઝાદી એ તો પરોઢિયું છે, કે જે દરેક માનવીને જાગવાને અને પોતાનાં દૈનિક કાર્યો કરવાને પ્રેરે છે.

એઓ કહે છે, ચારિત્ર્ય એ કાંઈ માત્ર પુસ્તકના જ્ઞાનથી કે એને વિષે સાંભળવાથી નથી આવતું. એ તો જીવનના અનુભવે ઘડાવું જોઇએ.[2] એના દૃષ્ટાંતમાં એઓ જણાવે છે, કે, જેમ આપણે કોઇ શબ્દકોષ ઉઘાડિયે, ને કોઈ પણ શબ્દનો અર્થ વાંચીયે એટલે એ શબ્દનો અર્થ તુરત જ સમજાઈ જતો નથી. દાખલા તરીકે સ્નેહ શબ્દ તમે શબ્દકોષમાં જુઓ તો એના બે ત્રણ અર્થો એમાં આપેલા હોય છે. પણ એમાંનો એકે અર્થ જ્યાંસુધી તમે કોઈ તમને ચાહતી હોય એવી છોકરીને પરણો નહિ ત્યાંસુધી નહિ સમજાય. ત્યારે જ ખબર પડે કે 'સ્નેહ' એ માત્ર જોડણીનો વિષય નથી, પણ એક અત્યંત સુંદર વસ્તુ છે. તેવું જ ચારિત્ર્ય વિષે છે.

આપણે અત્યારે જે મોટામાં મોટું યુદ્ધ લડવાનું છે તે આપણી ચારિત્ર્યહીનતા સામે છે. આપણી પોતાની ત્રુટીઓ, આળસ, એ બધાંની સામે આપણે લડાઈ કરવાની છે. સાધારણ રીતે આપણે બીજાના ચારિત્ર્યની ખોડ કાઢવા બેસીયે છીએ, પણ આપણા પોતાના ચારિત્ર્ય તરફ દૃષ્ટિ કરતા નથી. દાખલા તરીકે જ્યારે હું એમ કહું

૧. ત્રિવેન્દ્રમમાં ભાષણ, ૨૦-૮-૧૯૪૮

૨. બેંગલોરમાં ભાષણ, ૨૨-૮-૧૯૪૮

કે આપણામાં વેપારી પ્રામાણિકતા નથી, ત્યારે એનો અર્થ એ જ કે મારા સિવાય બધામાં એ ગુણ નથી. દરેક જણ બીજાની પર દોષનો ટોપલો ઓઢાડવા તૈયાર હોય છે. પરંતુ, જ્યારે માણસ પોતાના દોષો, ને પોતાની ત્રુટીઓ વિષે વિચારવા માંડે ત્યારે જ સાચી ચારિત્ર્યશીલતાનો ઉદય થાય છે. યુરોપમાં જ્યારે લડાઈ સળગી કે તુરત જ આખા દેશના ચારિત્ર્યમાં અજબ જેવો ફેરફાર થઈ ગયો. એ ફેરફાર કંઈ લોકોના ઉહાપોહથી નહોતો આવ્યો પણ જનતાના અંતરના ઊંડાણમાંથી જ આવ્યો હતો. અહીં તો દરેક જણ પોતાના સિવાય બીજા બધાના દોષો કાઢે છે. ઊલટું જ્યારે આપણે ગુલામ હતા, જ્યારે આપણે આઝાદી માટે લડતા હતા,—ત્યારે આપણી વચ્ચે સારો મેળ હતો. આપણે એકબીજાની દૃષ્ટિએ વિચારતા હતા, પણ આપણે આઝાદ થયા ને એ ગુણ, એ વૃત્તિ અદૃશ્ય થઈ ગયાં છે. આમ જો આપણામાં ચારિત્ર્ય નહિ હોય તો લોકશાહીનો પ્રયોગ સદંતર નિષ્ફળ જવાનો છે. જો પ્રજામાં ચારિત્ર્ય નહિ હોય તો એક નાની લઘુમતિ રાજ્યનો બળાત્કારે કબજો કરી બેસશે અને રાજ્ય ચલાવશે. પણ એ રાજ્યની ભૂલો સુધારવાની તક આમજનતાને નહિ મળે. જો દરેક માણસ દેશના હિત કરતાં પોતાના અંગત હિતને વધારે મહત્વ આપે, તો લોકશાહીનો પ્રયોગ સ્વાભાવિક રીતે જ અફળ જવાનો. ચારિત્ર્યને ભણતર જોડે કશો સંબંધ નથી. માણસને ભલેને લખતાં વાચતાં ન આવડતું હોય છતાં એ સંસ્કારી અને ચારિત્ર્યશીલ હોઈ શકે.

નિરક્ષરતા નિવારણ ને કેળવણી બન્ને વચ્ચે આસમાન ને જમીનના જેટલું અંતર છે. પુરાણા જમાનામાં ઊંચામાં ઊંચી ફિલસૂફી આપણા વૈદિક ઋષિઓ મોઢેથી જ શીખવતા. એમને પુસ્તકોની જરૂર પડતી નહિ. કેળવણી તો સદ્‌ગુણોમાં રહેલી છે, સ્વાર્થત્યાગમાં રહેલી છે,

જીવનની ઊંચી ભાવનાઓમાં રહેલી છે. જીવનના કસબમાં રહેલી છે. જેટલે અંશે વ્યષ્ટિસમષ્ટિ માટે જીવતાં જાણે, જેટલે અંશે રાષ્ટ્રની મહદ વિશાળતામાં એ પોતાની જાતને ગૂમાવી દે, તેટલે અંશે એ વ્યક્તિની મહત્તા. તેટલે અંશે એ વ્યક્તિ કેળવાયલી કહી શકાય. જેટલે અંશે વ્યક્તિ ધિક્કારની, પરસ્પર ઇર્ષાની લાગણીઓ દૂર કરી શકે, અને પ્રેમની ને ભ્રાતૃભાવની લાગણી પોષી શકે, તેટલે અંશે એ વ્યક્તિ કેળવાયલી કહી શકાય.

સાચા ગાંધીવાદીની જેમ રાજાજી માને છે કે દારૂબંધીથી આપણી નૈતિક ભાવના ઉચ્ચ થશે. કોંગ્રેસ પ્રધાનોમાં દારૂબંધીને આગળ કરનાર રાજાજી પ્રથમ હતા. મદ્રાસના વડાપ્રધાન તરીકે આ દિશામાં એમણે ભગીરથ કાર્ય કર્યું હતું અને બીજાં પ્રાંતીય પ્રધાનમંડળોને માર્ગદર્શક થઈ પડયા હતા. એમણે સરકારના તંત્રનો ઉપયોગ દારૂબંધી માટે શી રીતે કરવો તે જનતાને બતાવી આપ્યું. એમની પર ખૂબ કડવી ટીકાઓ થઈ. પણ સત્કાર્યને માટે ટીકાઓ થાય તેની એમને પરવા હોતી જ નથી. સત્કાર્ય માટે લોકોનો ધિક્કાર ખમવામાં એમને એક પ્રકારનો વિજય લાગે છે.

રાજાજી માને છે કે આપણા સામાજિક તંત્રની સદંતર પુનર્રચના થવી જોઈએ. એઓ એ દૃષ્ટિએ બહુ ચૂસ્ત બ્રાહ્મણ કુટુંબમાં જન્મેલા હોવા છતાં, ચૂસ્ત બ્રાહ્મણ રહ્યા જ નથી. ન્યાતજાતના ભેદોને લીધે જ હિંદુ ધર્મની પડતી થઈ છે, એની મૂલ્યવત્તા ઘટી છે, એમ એઓ માને છે. હિંદુ જ્ઞાતિએ આંતરજ્ઞાતિય લગ્નો પોષવાં જોઈએ, અને ઊંચનીચના પરંપરાગત ભેદો છે એ દફનાવી દેવા જોઈએ એમ એમને લાગે છે. સાચો ધર્મ બાહ્ય આચાર પાળવામાં નથી પરંતુ સદાચારમાં છે, પ્રેમની ભાવના કેળવવામાં છે. આથી જ પોતે બ્રાહ્મણ હોવા છતાં, પોતાની પુત્રી અબ્રાહ્મણને પરણવા તૈયાર થઈ તેને રાજાજીએ

ઉત્તેજન આપ્યું એટલું જ નહિ પણ, એ વિચારને એમણે વધાવી લીધો. એઓ આવી બાબતની પહેલ પોતાના ઘરમાંથી જ થાય એમ ઇચ્છતા હતા. રાજાજીની ફરિયાદ એ છે કે આપણે સારો વિચાર કરીએ છીએ, પણ એ વિચારને જ્યારે અમલમાં મૂકવાનો સમય આવે છે ત્યારે ડગીયે છીએ. આપણી એ નિર્બળતા દૂર થાય તથા આચાર ને વિચાર બન્નેનો સમન્વય સધાય તો જ જીવનની ઉન્નતિ થઈ શકે.

રાજાજી માને છે કે આપણી જીવનભાવનામાં કળાને ઘણું ઉંચું સ્થાન હોવું જોઈએ. કળાનું શિક્ષણ આપણી શિક્ષણ સંસ્થાઓમાં ફરજિયાત હોવું જોઈએ, એટલુ જ નહિ પણ જ્યાં સુધી કળાકારને જીવનવિગ્રહ ખેડવો પડતો હોય, જ્યાં સુધી એને જીવનનિર્વાહ પૂરતું મળતું ન હોય ત્યાં સુધી કળાની વાતો એ કેવળ દંભ છે. એ માટે કળાકારનું ગૌરવ વધવુ જોઇએ. કળાકારની નિશ્ચિન્તતા જ કળા જન્માવેછે. એથી કળાકારને રોટીની ચિંતામાંથી મુક્ત કરવા જોઇએ. રાજાજી માને છે, કે, કળા તો આખા જીવનમાં વ્યાપ્ત છે. જે ચિત્ર ચીતરે છે, અથવા સુંદર ગીતો ગાય છે, કે નૃત્ય કરે છે તે જ માત્ર કળાકાર નથી. પરન્તુ જે સાચું જીવન જીવી જાણે છે, તે સાચો કળાકાર છે. સાચી કળા જીવન જીવવાની છે. જીવનની ઉન્નતિ કરવાની તમન્નામાં છે. ગાંધીજીને એઓ મહાન કળાકાર માને છે, કારણ ગાંધીજી જીવન જીવવાની કળાને જાણતા હતા.

લોકશાહી વિષે રાજાજી માને છે કે લોકશાહીમાં બહુમતિના અવાજને પ્રાધાન્ય હોય જ. પરન્તુ સાચી લોકશાહીમાં લોકનો અર્થ માત્ર બહુમતિ એટલો નથી પણ લઘુમતિ પણ છે. એટલે સાચો લોક-શાહીવાદી લઘુમતિની જોડે ન્યાયથી જ [illegible] સાચી લઘુમતિ હંમેશાં લોકશાહી સંસ્થાના એકેક અંગમાં [illegible] ધરાવતી હોય. આ કારણથી જ રાજાજીએ ૧૯૪૨માં [illegible] ણીને સ્વીકારવાની

વિનંતી કરી. આ જ કારણથી રાજાજી હરિજન કાર્યમાં લાગી ગયા.

અત્યારની કૉલેજો વિષે રાજાજી માને છે કે હિન્દુસ્તાનની કૉલેજો વિદ્યાર્થીઓથી ઉભરાઈ રહી છે. પ્રત્યેક શૈક્ષણિક વર્ષની શરૂઆતમાં કૉલેજમાં પ્રવેશ મેળવવા માટે દોડાદોડી ચાલે છે, અને મેટ્રીક ચયેલા વિદ્યાર્થીઓ નાત જાત, સંપ્રદાય અને એવી અનેક બાબતો, આગળ ધરીને કૉલેજમાં પ્રવેશ મેળવવા આકાશપાતાળ એકઠાં કરે છે. જો માત્ર કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓની જ સંખ્યાનો વિચાર કરીએ તો, આપણી યુનિવર્સિટીઓ સંપૂર્ણ રીતે સફળ થઈ છે, એમ જાહેર કરવું પડે. પણ સાથે સાથે એ પણ કબૂલ કરવું પડે કે આપણી યુનિવર્સિટીઓ જે રીતે ચાલે છે તે રીત તદ્દન નિષ્ફળ નીવડી છે, એવી લગભગ સૌ કોઈને પ્રતીતિ થઈ છે. અધ્યાપકો, વિદ્યાર્થીઓ, આપણી ધારાસભાના સભ્યો, જાહેર જનતા, સૌ કોઈ કબૂલ કરે છે, કે, યુનિવર્સિટીમાં તૈયાર થતો માલ, આપણને બીજેથી મળી શકે નહિ. એક ક્રાન્તિકારી નેતા કે કોઈ સંત પુરુષ રાષ્ટ્રના ઇતિહાસમાં અવારનવાર પ્રગટ થાય અને પ્રજાના વ્યવહાર અને વર્તનને, નવું ઘડતર આપે, પણ પ્રજાના ક્રમશઃ વિકાસ માટે જે, દિનપ્રતિદિનના કાર્યની અપેક્ષા રહે છે, તે કાર્ય તો આખા દેશમાં પ્રજાનો સર્વ વહીવટ સંભાળે અને જનતાના જીવનનું નિયંત્રણ કરે એવા દેશનેતાઓની ચાલુ પૂરવણી પર જ આધાર રાખે છે.

યુનિવર્સિટીએ તો આજના જમાનામાં આદર્શ સમાજનાયકો, તથા વહીવટકર્તાઓ, પ્રજાને પૂરા પાડવા જોઇએ. બેવકૂફીની જગ્યાએ બુદ્ધિપૂર્ણ વિચારણાની પ્રતિષ્ઠા થવી જોઇએ. લાગણીવેડાની જગ્યાએ આત્મનિરીક્ષણની સ્થાપના થવી જોઇએ. જ્યાં પ્રપંચોનું સામ્રાજ્ય છે તેના સ્થાને આદર્શ અને ભાવનાઓ મતિમાન થવાં જોઇએ. રાજાજી કહે છે કે આ બધું કંઈ અણધાર્યા ભવ્ય ચમત્કારથી સિદ્ધ ન

થાય. યુનિવર્સિટીઓનો ધર્મ એવા જુવાન સ્ત્રીપુરુષો પેદા કરવાનો છે, કે, જેઓ પ્રજાને આ ઉજ્જવળ ચઢાણને માર્ગે લઈ જવામાં આનંદ અને કૃતાર્થતા અનુભવે.

રાજાજી જણાવે છે કે આપણા દેશના હજારો જિલ્લાઓમાં અગત્યનાં સ્થાનો પર એક નહીં પણ હજારો ચારિત્રવાન માણસોની આપણને જરૂર છે. આજને વખતે આપણે જે જાતનાં માણસો જોઇએ છે અને આપણી યુનિવર્સિટીઓ જે જાતનાં માણસો પૂરાં પાડે છે તે બંનેની વચ્ચે મોટો ફેર છે........યુનિવર્સિટી-માંથી સ્નાતક થઇને બહાર નીકળતા યુવાનો અને યુવતીઓને હરેક વસ્તુ શીખવી પડે છે, છતાં કોઈક જગ્યાએ નોકરીમાં રહ્યા પછી તેમનું વ્યક્તિત્વ તેમને ખીલવવાનું રહે છે. આજે સરકારી નોકરોનો બોજો અને જવાબદારી એટલી હદે વધ્યાં છે કે તેનો આપણા સાર્વજનિક કાર્ય કરનારા આગેવાનોની ગઇ પેઢીને ખ્યાલ સુદ્ધાં નહોતો........યુનિવર્સિટી છોડતાં પહેલાં યુવાનોએ જેનાથી સજ્જ થવાનું છે એ સૌથી અગત્યની વસ્તુ વ્યક્તિત્વની ખીલવણી છે, વિદ્યાભ્યાસ નહીં પણ ચારિત્ર્ય છે. કમનસીબે આવા કોઇ પ્રયાસ સારુ આપણી કૉલેજોનું વાતાવરણ બુદ્ધિ અને નીતિની બાબતમાં ગૂંચવાડાથી ભરેલા ખ્યાલોથી અતિશય કલુષિત થઈ ગયુ છે. યુનિવર્સિટીમાં ભણતા યુવાનો અને યુવતીઓને વ્યક્તિત્વના ઘડતર માટે જરૂરી એવું માર્ગદર્શન ત્યાં મળતું નથી. બુદ્ધિબળ ઘણા ઊંચા પ્રકારનું છે અને એમાં પુષ્કળ જ્ઞાન ભરવામાં આવે છે, પરંતુ મૂળ સારભાગની જ તેમાં ઊણપ છે........યુનિવર્સિટીનું કામ સમાજમાં સુધારણા કરવાનું, તેના નાના પ્રતીક બનવાનું નહીં પણ જ્યાં અરાજકતા હોય ત્યાં નૈતિક મૂલ્યો અને બૌદ્ધિક વ્યવ-સ્થાની પુનર્વ્યવસ્થા કરવાનું હોવું જોઇએ.

રાજાજી ભારપૂર્વક જણાવે છે કે આજના ગૂંચવાડાવાળા જમાનામાં રાજ્ય ઉપર આવી પડતી ફરજો બજાવવા અને સમાજના સાંસ્કારિક જીવનમાં માર્ગદર્શન કરાવવા માટે યુનિવર્સિટીએ પ્રજાને નેતાઓ, શિક્ષકો અને વહીવટકર્તાઓ આપવા જોઈએ. મૂર્ખતાને સ્થાને વિચારશક્તિ, ઉશ્કેરાટને સ્થાને ચિંતન, સ્વાર્થને સ્થાને આદર્શ અને તકવાદને સ્થાને સિદ્ધાંતો રહેવાં જોઈએ........આવા જવલંત વિકટ માર્ગ પર જનતાને દોરવણી આપવામાં આનંદ માને અને ભાવનાની સિદ્ધિ માને એવા યુવાનો અને યુવતીઓ સર્જવાનું યુનિવર્સિટીઓનું કામ છે.........આપણી પેઢીના ઘડતર માટે ભાવિના વિકાસનો જે મહાન પ્રયોગ હિંદ કરી રહ્યું છે તેમાં આપણી કોલેજો અને યુનિવર્સિટીઓની આજની દશા જેવું બીજું કશું વધુ કરુણાજનક નથી.

રાજાજી નિશ્ચયપૂર્વક માને છે કે સઘળા પ્રકારના શિક્ષણનો આશય વ્યક્તિત્વના વિકાસનો હોવો જોઈએ. નહીં તો એની કશી કિંમત નથી. યુનિવર્સિટીના ધ્યેયની આ બાજુ ધ્યાનમાં રાખવામાં આવે તો હરેક પ્રકારનો અભ્યાસ અત્યંત ફળદાયી થાય. બૌદ્ધિક તાલીમની સાથે વ્યક્તિત્વની ખીલવણી પ્રત્યે ધ્યાન દેવામાં આવે તો વિજ્ઞાન, હુન્નરઉદ્યોગની તાલીમ, અર્થશાસ્ત્ર, ઇતિહાસ, કાયદો, ઘરવિજ્ઞાન કે બીજા ગમે તે વિષયનો અભ્યાસ હશે કે એમાંનો હરેક વિષય હશે છતાં છોકરા કે છોકરીને માણસોના નેતા બનવા માટે પૂરતો અવકાશ આપશે.

નૈતિક કેળવણીની મુશ્કેલીથી રાજાજી અપરિચિત નથી. એઓ પ્રતિપાદન કરે છે કે જેમનું જીવન અને વર્તણૂક જ સીધા ઉપદેશ કે શિસ્તના દબાણ વિના પ્રેરણારૂપ બને એવા સાચા પ્રકારના માણસો જે યુનિવર્સિટીમાં ભેગા થયેલા યુવાનોની વચ્ચે

રહે અને ફરે તે આપણે મેળવી શકતા નથી. બીજી દરેક બાબતમાં ખૂબ જ પ્રવીણ હોય એવા શિક્ષકો આપણને મળે છે પણ ધાર્મિક શિક્ષણની જેમાં ગંધ હોય તેવી કોઈ પણ યોજનાને દાખલ કરવામાં ભારે સંકોચ વેઠવો પડે છે........આ કરોકડી અત્યંત વાસ્તવિક અને ગંભીર છે. આપણા સંકોચને લીધે આપણે કેવળ નકારાત્મક વલણ ધારી શકીએ નહીં. આ હેતુ સિદ્ધ કરવા માટે રાજાજી એક માર્ગ શોધી કાઢે છે. અને એ માર્ગ ઉપર પ્રકાશ પાડતાં એઓ જણાવે છે કે વિવિધ ધર્મો અને તત્વજ્ઞાનના સિદ્ધાંતોનો અભ્યાસ કરવાની તક આપતી વ્યાપક યોજના જેમાં પશ્ચિમની યુનિવર્સિટીઓમાં 'પ્રાચીન માનવતાવાદ' (क्लासिकल ह्युमेनिज्म) તરીકે ઓળખાતા ગ્રીસ અને રોમનાં તત્વજ્ઞાનનો સમાવેશ હોય, તે, એવું વાતાવરણ સર્જશે અને પ્રેરણા આપશે કે જેથી આપણા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ સીધા સંગઠિત પ્રયાસો સિવાય સત્ય સમજશે અને આપણા દેશની સંસ્કૃતિ અને તત્વજ્ઞાનનું જ્ઞાન મેળવશે. સીધી રીતે જે કામ માથે ન લીધું હોય તેની સિદ્ધિ આડકતરી રીતે જતાં પણ થાય છે. આપણા છોકરાઓને ખ્રિસ્તી, યહૂદી અને ઈસ્લામી ધર્મના તથા ગ્રીસ અને રોમના પ્રાચીન સાહિત્યમાં રસ લેવાને ઉત્તેજન આપો. પછી તેમને કોઈએ નહીં કહેવું પડે પણ તેઓ જાતે જ વેદાંતનું અધ્યયન કરશે કારણ કે હિંદમાં જન્મેલ અને જ્ઞાનપૂર્ણ ગૌરવવાળા દરેક એ અધ્યયન કરી શકે છે.

કેળવણી સંબંધી પોતાના વિચારો સમેટતાં રાજાજી જણાવે છે કે બધી આધ્યાત્મિક શોધો એક જ છે અને પ્રભુનો એના પર સદા આશીર્વાદ હોય છે. રાજાજીના સંસ્કાર ઘડતરમાં આપણા દેશના તેમજ બીજી પ્રજાના પવિત્ર ગ્રંથોએ પણ સક્રિય ફાળો

આપે છે, અને તેથી જ એઓ જણાવે છે કે સઘળા ધાર્મિક અને આધ્યાત્મિક વિચારોથી સંપૂર્ણ અલગ રહેવાથી નહીં પણ હરેક પ્રકારના આધ્યાત્મિક વિચારોના વ્યાપક પરિચય અને આદર બુદ્ધિથી આપણે સલામત રહીશું અને યોગ્ય રીતે પોતાનું ઘડતર કરીશું.

પ્રાથમિક કેળવણી સંબંધી રાજાજી ચોક્કસ વિચારો ધરાવે છે. રાજાજી જણાવે છે કે પ્રાથમિક કેળવણી, ભલે તો એ લેખન, વાચન ને દાખલા શીખવવાની હોય, કે ઉત્પાદક કામ દ્વારા ભણવાની હોય કે રમતગમતના આનંદદ્વારા લેવાની હોય; ભલે તો તેમાં બાળકને નાનપણથી જ અક્ષરો અને અંકોમાં ડુબાડીને ગભરાટ અને ત્રાસની ટેવ પાડવામાં આવતી હોય કે વસ્તુઓનો ઉપયોગ, રમત તથા કામ કરવા દઈને રમત અને કામ વચ્ચેનો ભેદ મટાડવાનો હોય અને બાળકને બંનેમાંથી આનંદ લેવા દેવામાં આવતો હોય,......છતાં અગત્યની વસ્તુ એ છે કે બાળકોની કેળવણીની વ્યવસ્થા એ રીતે થવી જોઈએ કે એ દેશના વર્તમાન સંજોગોને અનુકૂળ હોય.

હિંદના બાળકોને જો ડહાપણપૂર્વક અને સારી રીતે ઉછેરવામાં ન આવે તો ક્યી સંસ્કૃતિ અને સંસ્કાર જાળવી રાખવાની આશા રાખી શકાય? પાર્લામેન્ટના કાયદા, હિતવર્ધક પ્રવૃત્તિઓ અને મંડળો દ્વારા હિંદના સમાજમાં પરિવર્તન, સુધારા અને પુનઃવ્યવસ્થાની બધી પ્રક્રિયાઓ છતાં હિંદને સદ્‌ભાગ્યે કૌટુંબિક પરંપરાના સંસ્કારોને લીધે પ્રજાનું જીવન જેના પર અવલંબે છે એવા જરૂરિયાતના ધંધા ભાંગ્યા વિના રહ્યા છે. હિંદનાં મોટા ભાગનાં બાળકો હજુ તેમના માતાપિતાના કામમાં મદદ કરે છે અને શાળા કે સંસ્થામાં ગયા વિના કુટુંબનો ધંધો શીખે છે

અને તે પણ સારી રીતે. ખેડૂત, સુથાર, મોચી, ઝાડુ કાઢનાર, લુહાર, વણકર, દુકાનદાર, ગાડાં હાંકનાર, આ બધા લાખો ગરીબ માણસો મોટા માણસોની મહત્વાકાંક્ષા અને વિચારસરણી-ઓથી અજ્ઞાન રહીને જાણે કશું જ બનતું નથી એમ પોતાનો ધંધો કર્યે જાય છે અને તેથી જ પ્રજા જીવી રહી છે. હિંદીઓ બેધડક થઈ હવાઈ કિલ્લાઓ બાંધે છે કારણ કે નીચે ભોંય પર આવેલા જે સાચા ઘરમાં એઓ રહે છે તેની સંભાળ ગરીબ અને અભણ માણસો, ઉચ્ચ કક્ષાના માણસોના પ્રયાસોનો ખ્યાલ કર્યા વિના રાખે છે. અનાજ પાકે છે, કાપડ વણાય છે, ઘીન તૈયાર થાય છે, ગાયોને ચરાવવામાં આવે છે, જોડા બનાવાય છે, સફાઈ કામ થાય છે, ગાડાંના પૈડાં અને હળ તૈયાર થાય છે અને સમારાય છે. કારણ કે હિંદમાં હજુ જુદી જુદી જાતો રહી છે અને તેમનાં ઘરો ઘર હોવા ઉપરાંત ધંધાની શાળાઓ પણ છે, માબાપ ઉપરાંત શિક્ષકો પણ છે, અને મહત્વાકાંક્ષા નહીં સેવનારાં બાળકો સ્વાભાવિક રીતે જ તેમની નીચે ઉમેદવારી કરે છે.

રાજાજી ખાસ ભાર મૂકી જણાવે છે કે હવે પછી સ્થપાનારી પ્રાથમિક શાળાઓમા કેવા પ્રકારની યોજના અનુસરવી જોઈએ ! ......તો શું જે બાળકોનો કબજો મેળવી શકાય તે બધાં બાળકોને તેમના બાપીકા ધંધાની ઘરની તાલીમમાંથી ખસેડીને તે શાળાઓમાં તેમનો આખો સમય ગાળવાની ફરજ પાડવામાં આવશે ? અને એમ કરીને તેમને પોતાનો બાપીકો ધંધો શીખવાનું અશક્ય બનાવવામાં આવશે ? કારણ કે જીવનમાં પછીથી તેઓ એ ધંધો સંતોષકારક શીખી શકે નહિ અને પ્રાથમિક શાળાઓ કે જેમાં ઉતાવળથી તૈયાર થયેલા શિક્ષકોને સત્તાને સ્થાને બેસાડી દેવામાં આવ્યા છે તેઓ એમને એ ધંધાઓ શીખવી શકે એમ નથી.

કેળવણીની બાબતમાં રાજાજી ઘણા આશાવાદી છે અને પોતાનો આશાવાદ વ્યક્ત કરતાં જણાવે છે કે...ગમે તેટલા પ્રયાસો છતાં......બાળકોમાં ઘરની ઉમેદવારીની અને પરંપરાગત ધંધાની જૂની પ્રથા ચાલુ રહેશે. અને આ બંનેનો મેળ સાધવા રાજાજી કેટલીક માર્ગદર્શક સૂચનાઓ કરતાં જણાવે છે કે શાળામાં અઠવાડિયાના ત્રણ દિવસો રાખવા. એ ત્રણ દિવસોમાં છોકરાઓને ચાહે તે રીતે શીખવવું, પરન્તુ બીજા ચાર દિવસોમાં તેમનાં માબાપ સાથે કામ કરવાની તેમને તક આપવી. શું બને છે તેની દેખરેખ રાખવી,.........એથી પાછળ રહેલા પ્રદેશો સાથેનો સદેશ વહેવાર અકબંધ રાખીને આગળ વધી શકાશે. જેમને પોતાનો બાપીકો ધંધો લેવાનો નથી કે એવો કોઈ ધંધો જ નથી, કે જેમનાં માબાપ તેમને માટે એશ એશ ખવરાવવાની કે સરકારી નોકરીની કે હરિફાઈ અને જાતજાતની જુગારી યોજના કરતા હોય તેઓ ભલે તેમને મરજીમાં આવે એ રીતે આ ચાર દિવસનો ઉપયોગ કરે. ગરીબ લોકો તો અઠવાડિયાના આ ચાર દિવસોનો બાપીકો ધંધો શીખવામાં ઉપયોગ કરશે અને બીજા ત્રણ દિવસોમાં, શાળામાં શિક્ષણ લેશે. રાજાજી શ્રદ્ધાપૂર્વક માને છે કે આ ગોઠવણથી આર્થિક બોજો પણ ઘણો હળવો થશે અને બાળકોનાં કુમળાં મગજ પર આંકડા અને શબ્દરચનાનું દબાણ પણ ઓછું રહેશે. છુટ્ટીના ચાર દિવસમાં છોકરા અને છોકરીઓને શાળામાં શીખેલા પાઠો સમજવા અને યાદ કરવાનો સમય મળશે........એથી શિક્ષણમાં સુધારો થશે અને સર્વદેશી પ્રગતિ સાધી શકશે.

આપણાં પ્રાચીન તત્વજ્ઞાન અને સંસ્કૃતિ વિષે એઓ માને છે, કે, આપણા તત્વજ્ઞાન અને સંસ્કૃતિએ ભૂતકાળમાં આપણું રક્ષણ કર્યું હતું. પરન્તુ એ તત્વજ્ઞાન ને એ સંસ્કૃતિ યથાસ્વરૂપે ટકી

શકયાં નહિ. જો આપણી વેદાંતી સંસ્કૃતિ માત્ર પાંડિત્યમાં જ નહિ, પણ મનુષ્યોના હૃદયમાં અને તેને લગતી ઊંડી સમજણમાં જીવતી રહી હોત તો, શાળા અને કૉલેજના શિક્ષણમાં રહેલી ઊણપો ચિન્તાનો વિષય ન બનત, અથવા તો તેમાંથી કોઈ ગંભીર નુકશાન નીપજવા પામત નહિ. કમનસીબે આ આપણો પુરાણો વારસો પાછળના વખતમાં એકદમ લુપ્ત થતો ચાલ્યો, અને મને ભય રહે છે, કે, આજે તેમાંનું ઘણું થોડું રહ્યું છે. એમ ન હોત તો આપણી રાષ્ટ્રીય સરકારના હેતુઓ અને ઉદ્દેશો સિદ્ધ થવામાં જે એક મોટી આડખીલીરૂપ બની રહેલ છે, તે લોભ અને સ્વાર્થપરાયણતાનું આવડું મોટું પ્રમાણ નિહાળવાનો વખત આવત નહિ. જે શિસ્ત, સંયમ, અને નૈતિક મૂલ્યોના ખ્યાલો વેદાંતી સંસ્કૃતિના પાયામાં રહેલા છે, તે સર્વે છેલ્લા પચાસ વર્ષ દરમિયાન અખત્યાર કરવામાં આવેલ વિવિધ પ્રકારની શૈક્ષણિક યોજનાઓથી આવરાઈ રહેલ છે, અને જે પુરાણો વારસો આપણે ગુમાવી બેઠા છીએ તેના સ્થાને આ શૈક્ષણિક યોજનાઓએ કમનસીબે કશું પણ મહત્વનું તત્વ આપણને પૂરું પાડ્યું નથી.

આગામી યુદ્ધ વિષે રાજાજી કહે છે કે, દરેક જણને લડાઈની બીક લાગે છે. આખી દુનીયામાં લડાઈના ભણકારા સિવાય જાણે બીજું કશું સંભળાતું જ નથી. પરન્તુ, તમને જો મારા જ્યોતિષમાં જરા પણ વિશ્વાસ હોય તો તમે નિશ્ચિન્તપણે માનજો કે લોકો ગમે તેટલા ગુસ્સામાં વાતો કરે, ગમે તેટલી ઝેરીલી ભાષામાં પ્રચાર કરે પણ જગતને હવે લડાઈમાં ઉતરવું પાલવે એમ નથી.

આપણા લોકો વિષે રાજાજીનો સામાન્ય રીતે એવો મત છે, કે આપણામાં જોઈએ તેવો ભાઈચારો નથી. એકબીજાને સમજવા જે પરલક્ષી દષ્ટિ જોઇએ તે નથી. આપણો દેશ તો ઘણો વિશાળ છે, અને આપણી લાક્ષણિકતાઓ પણ એટલી જ વિશાળ છે. આપણામાં

મહાન ધૈર્ય છે, ને ક્યારેક આપણામાં ગુસ્સો અને લાગણીવશતાની પણ ભરપૂરતા જોવામાં આવે છે. આપણી પાસે મહાન શક્તિ છે તેમજ સાથે સાથે કુંભકર્ણની જેમ આપણામાં ઉંઘણશીવૃત્તિ પણ એટલી જ આગળ પડતી છે. આપણામાં ઉદારતા પણ બેહદ છે ને ગેરસમજુતી ને અનુદારતા પણ પાર વિનાની છે. આપણામાં દેવની પ્રત્યે અનન્ય ભક્તિ હોય છે. દેવને આપણે સર્વસ્વ અર્પણ કરીએ છીએ તો બીજી બાજુ આપણા સહમાનવો પ્રત્યે ક્રૂરતાથી વર્તવાની વૃત્તિ પણ એટલી જ દૃઢ અને બળવત્તર છે. આપણે લડાઇથી ડરીએ છીએ પણ અમારા દક્ષિણ હિન્દના ભાઈઓ હિન્દી શીખવા તૈયાર નથી. એ માટે લડવા તૈયાર છે. એ લોકોને ભેગા થઈને લડવું છે, પણ બધાને ભેગા કરનાર ભાષા છે તે શીખવી નથી. આપણે જો સુખી થવું હોય તો આપણે ઘણાં સત્યો જાણવાં જોઇએ. મારામાં બીજું કંઈ નહીં તો એટલી અક્કલ તો જરૂર છે કે, બીજાની સંકુચિતતા ને બેવકૂફી હું જોઈ શકું છું. આપણું હિત શામાં રહેલું છે તેની આપણને ખબર નથી. માત્ર સાચી અક્કલ જ આપણને, આપણી મુશીબતોમાંથી બચાવી શકે. આપણે જેનો ગર્વ લઈ શકીએ એવો આપણો દેશ છે. જેનો આપણે ગર્વ લઈ શકીએ એવી વ્યક્તિઓ આપણી વચમાં છે, માત્ર આપણે જો એકબીજાને સમજતા થઈએ, ને જે આપણી સેવા કરવા માગતા હોય તેને આત્મીય ગણીએ. આપણે પરિસ્થિતિને વિકટ ન બનાવવી જોઈએ. એને હળવી બનાવવા પ્રયત્ન કરવો જોઈએ. લોકશાહી રાજ્યસત્તા નીચે તેત્રીશ-કરોડ માનવીઓ સલાહસંપથી ભેગા થાય એ બનાવ લગભગ અશક્ય છે. જો કે, લશ્કરને બળે રાજ્ય ચલાવવું તો ઘણું સહેલું છે. પણ, આપણા જેવા મોટા દેશને આત્મસંયમથી રાજ્ય ચલાવવું ઘણું કઠણ છે. ને આત્મસંયમ ને લોકશાહી જુદાં નથી. લોકશાહી એટલે દેશસેવા કરવા એકઠા થયેલા માણસોનો સંઘ. આ સેવાભાવી

માણસોની શક્તિનો ઉપયોગ શી રીતે કરવો તેની આવડત આપણામાં હોવી જોઇએ.

પત્રકારત્વ વિષે એઓ કહે છે કે, "અત્યાર સુધી પત્રકારત્વને રાજકારણ જોડે ગાઢો સંબંધ હતો. પત્રકારો એમ ધારતા હતા કે તેઓ ધારાસભાનો જ એક વિસ્તાર છે અને તેથી તેઓ ક્યારેક સરકારને શીખામણ આપતા, ક્યારેક એનો વિરોધ કરતા, એટલું જ નહિ પણ દરેક પ્રશ્નની બન્ને બાજુઓ જોઈ પોતાનાં સ્વતંત્ર મંતવ્યો વ્યક્ત કરતા. પરન્તુ આપણને આઝાદી મળ્યા પછી આ જ રીતિને અનુસરવાની જરૂર નથી. હવે જ્યારે આપણને વિદેશી હકૂમતનો પ્રશ્ન રહ્યો નથી, ત્યારે આપણે પત્રકારત્વને કળામય બનાવવું જોઇએ. પત્રકારત્વ એ કળા છે એમ આપણે સમજવું જોઇએ. શું કવિ પોતાની અને પ્રકાશકોની વચ્ચે પડવા સરકારને વિનવણી કરે છે? શું ચિત્રકાર પોતાના ચિત્રોની વધારે સારી કિંમત ઉપજે તે માટે સરકારને મદદ કરવા કહેશે? કળાનો એમ વિકાસ થાય જ નહિ. પત્રકારોએ પોતે જે કંઈ લખે છે તે સર્જનાત્મક કળા છે એમ માનવું જોઇએ, ને જો એમ થશે તો જ બધું સરળ બની જશે. સારા પત્રકાર સારા લેખો અને તંત્રીનોંધો લખવાથી થાય છે. આપણા પત્રકારોએ હવે પોતે વિસ્તૃત ધારાસભા છે એમ માનતા અટકવું જોઇએ. પત્રકારત્વ એ એવી કળા છે, કે, જેનાથી જીવન સમૃદ્ધ બને છે ને અન્યને ઉપયોગી થઈ પડાય છે. બધે પીળું દેખાય તો સાચે-સાચ બધું પીળું છે, એમ માની લેવા કરતાં પોતાની આંખને તો કમળો થયો નથીને એની તપાસ કરવાની જરૂર છે. માત્ર રાજકારણ વિષે જ પત્રકારો લખ્યાં કરે એ ઇષ્ટ નથી. એમણે પ્રધાનો વિષે નહીં પણ રાજ્યતંત્ર વિષે લખવું જોઇએ. આજે આપણા દેશની પરિસ્થિતિ એવી છે. આઝાદી મળ્યા પછી આપણે એકબીજાની નજદીક એટલા

બધા ગયા છીએ કે, જો આપણામાંથી એક જણ પણ બીજાને દગો દે તો આપણું આવી બને. એકને પાપે આખું વહાણ ડૂબે એવી આપણી સ્થિતિ છે. આપણે બધાએ એમ જ માનવું જોઈએ કે એક ધંધાના આપણે બધા નિરનિરાળા ભાગીદારો છીએ. ને તેથી જો આપણે એકબીજાને છેતરીશું તો આપણા ધંધાનું સત્યાનાશ થશે.

એઓ કહે છે કે આજે હિન્દીઓ જ્યાં સહકાર કરવો જોઈએ તેને બદલે હરિફાઈ કરે છે. હરિફાઈ સારી છે, પરન્તુ દેશની અમુક પરિસ્થિતિમાં એ જનતાને લાભદાયી હોતી નથી. એની કંઈ કિંમત પણ હોતી નથી. આપણે બધાએ એકબીજાની પડખે રહીને કામ કરવું જોઈએ. આજે હવે સરકારી નોકર અને જનતાના સેવક વચ્ચેનો, વેપારી અને શહેરી વચ્ચેનો, ભેદ ટળ્યો છે. આજે દરેક જણ સરકારનો નોકર છે. દરેક જણે અમુક મર્યાદા અનુસાર વર્તન કરવું જોઈએ. આપણે દરેક જણે, પોતપોતાની રીતે પણ જાહેર-હિતને માટે કાર્ય કરવું જોઈએ. આજે હવે આપણે, ખાનગી વાતચીત અને જાહેર ભાષણો એ વચ્ચે કશો ભેદ રાખવો જોઈએ નહિ. ખાનગી વાતચીતમાં પણ આપણે જે શિસ્ત, સંયમ અને સંભાળ રાખીએ છીએ તે શિસ્ત, સંયમ અને સંભાળ જાહેર ભાષણમાં પણ રાખવી જોઈએ. દૈનિક જીવનનું આ રહસ્ય નવું નથી છતાં નવું લાગે એવું છે. કારણ જે સાચું હોય તે દરેક સંજોગોમાં સાચું જ હોય છે. જ્યારે તમે ચીંજટેબલની ઉપર બીજ રમવા બેઠા હો, ત્યારે કશી પણ એવી વાત તમારે ન કરવી જોઈએ કે જે તમે જાહેરમાં ન કરી શકો. જેમ સાગરનું ટીપેટીપું સમુદ્રના મોજાંને બનાવે છે, તેવી જ રીતે નાની નાની વાતચીત, દરેક છાની વાતો, આપણા રાષ્ટ્રીય જીવનને ઘડે છે, એટલે આપણી તો ફરજ એ છે, કે આપણે રાષ્ટ્રીય જીવનને શુદ્ધ કરવું જોઈએ.

રાજાજી સાચા આધ્યાત્મવાદીની જેમ માને છે કે મુશ્કેલીઓ એ તો ભગવાનની કસોટી છે. આપણે મુશ્કેલીઓનો સામનો કરવો જોઇએ. જો મુશ્કેલીઓ ન હોય તો આપણામાં ચારિત્ર્યબળ ન આવે, ને આપણે આળસુ અને વિલાસિતાપ્રેમી બની જઇએ. જેમ માનવીને શારીરિક બળ માટે કસરત કરવાની જરૂર છે તેવી જ રીતે, માનસિક બળ કેળવવા માટે મુશ્કેલીઓની જરૂર છે. જે વ્યક્તિ માટે સાચું છે તે આખા દેશને માટે પણ સાચું છે. મુશ્કેલીઓ, દેશની વિશુદ્ધિ કરે છે. એને બળવાન બનાવે છે.

મધ્યમવર્ગની આર્થિક મુશ્કેલીઓ સંબંધી રાજાજી જણાવે છે, કે, કોઈ પણ સમાજમા મધ્યમવર્ગના ધંધાનું ક્ષેત્ર મર્યાદિત હોય છે. એ જાત કે વર્ગમાં વસ્તીનો વધારો થાય છે એ પ્રમાણમાં એના ધંધાનું ક્ષેત્ર વધતું રહેતું નથી. મધ્યમવર્ગના છોકરાઓ પોતાના વર્ગ બહારનું કામ કરવા તૈયાર ન થાય તો પરિણામે આળસ, બેકારી, બેઠાખાઉપણું, પરાવલંબન વગેરે દુર્ગુણો જન્મે. કુદરતના કાયદા અનુસાર સંતતિનિયમન વિના મધ્યમવર્ગની વસ્તીમાં વધારો થયા કરે અને એની સાથે એ પ્રમાણમાં મધ્યમવર્ગના ધંધાના ક્ષેત્રો વધે નહી તો એથી ઉપજતી પરિસ્થિતિને પહોંચી વળાય નહીં તો પછી શું કરવું ? આપણે મધ્યમ વર્ગને સાચો મધ્યમ-વર્ગ બનાવવો જોઇએ અને તેની સાથે નાતજાતની લાગણી કેળવીને ચૂચવાડો ઊભો ન કરવો જોઇએ. જ્યારે મધ્યમવર્ગના કુટુંબોમાં જન્મેલાં બાળકો મજૂરી કરનાર વર્ગના ધંધાને અપનાવી લેશે ત્યારે જ મધ્યમવર્ગની બેકારીના પ્રશ્નનો ઉકેલ આવશે. આ શુદ્ધ ગણિત જ છે, રાજકારણ નથી.........કામદાર વર્ગની હાલતમાં સુધારો થયો છે એટલુંજ નહિ પણ ગામડાંમાં ખેડુતોની પહેલાં કરતાં વધુ સારી હાલત છે.........શું એ સારી વાત નથી ? કામદાર

અને કિસાનની હાલતમાં સુધારો કરવાનું તો આપણું ધ્યેય છે ........અને હકીકતમાં એ થયો પણ છે. આ સંબંધમાં મારા મનમાં જરાય પસ્તાવો નથી. મધ્યમવર્ગની સાથે એ મુશ્કેલી વળગેલી છે કે તેમનામાં નાતજાતની ભાવના જડ ઘાલીને બેઠી છે. તેથી એ આગનનો ઉકેલ મુશ્કેલ બની રહે છે. પોતાના હાથથી કામ નહીં કરવાની, પોતાના મર્યાદિત ક્ષેત્ર બહાર ધંધા નહીં શોધવાની મનોવૃત્તિ એ નાતજાતની લાગણીનું સૌથી હીણું રૂપ છે. રાજાજી જણાવે છે કે હિંદ આઝાદ થયું છે, મૂલ્યોનું પરિવર્તન થયું છે, દેશની વસ્તીમાં વધારો થયો છે, નવાં ક્ષેત્રો ખુલ્લાં થયાં છે અને તેથી જ પ્રજાએ કમ્મર કસી, જીવનની જરૂરિયાતોને સંતોષવા, સ્વમાનપૂર્વક કામે લાગી જવું જોઇએ.

## પ્રકરણ ૨૦ મું

### રાજાજીનાં વિચારમૌક્તિકો (ચાલુ)

રાજાજીનાં પ્રવચનો વેદ અને ઉપનિષદકાળના ઋષિઓની વાણીની યાદ આપે એવાં હોય છે. આપણા રાષ્ટ્રનું જીવન સુખી, શાંતિમય અને સમૃદ્ધ કેમ બને તેનું સીધું, સચોટ અને પારગામી દર્શન એમણે કર્યું છે અને એવી સીધી, સચોટ અને મર્મગામી વાણીમાં હિન્દી પ્રજાને એ દર્શન પોતે કરાવી રહ્યા છે. સાદાં છતાં ભવ્ય સત્યો જે સ્વાભાવિકતાથી એ આપણી સમક્ષ મૂકી રહ્યા છે તેને લીધે એમની પ્રતિભા માટેનો આપણો આદર ઘણો વધી જાય છે. અહીં આપણે એમનાં વધુ વિચારમૌક્તિકો તપાસીએ.

વડોદરામાં સ્વ. મહારાજ ફત્તેહસિંહરાવની પ્રતિમાની અનાવરણ વિધિ કરતાં એમણે કહ્યું કે:

"...આપણી પ્રાચીન પ્રણાલિકાઓ અને સંસ્કૃતિ તરફ આપણે બેદરકાર ન રહી શકીએ. આપણે આ મહાન પ્રણાલિકાઓને અનુસરવું જોઈએ. આપણી પ્રાચીન સંસ્કૃતિને ગૌરવ આપે તેવું જીવન આપણે જીવવું જોઈએ.

જે રાજવીઓએ દેશમાં કાયદો અને વ્યવસ્થા રાખવામાં મદદ કરી છે તે પ્રશંસનીય છે. આપણે સાંકળો અને

કડીઓની જરૂર છે. કડી ખૂટતી હોય અથવા નબળી હોય તો સાંકળ કમતાકાત બની જાય છે. રાજવીઓ કુટુંબ ભાવના રાખે એ આજના સમયે ખૂબ જરૂરી છે.

સુખ શાંતિ અને આબાદી સ્થાપવા માટે શાણપણ અને સ્વસ્થ ચિત્તની આપણને જરૂર છે. જો આ બન્ને નહિ હોય તો આપણી સ્વતંત્રતા સુંદર ઉપવન નહી હોય, પણ જંગલ સમાન બની જશે. આપણે શું જોઇએ છે, ઉપવન કે જંગલ, તે આપણે જ નક્કી કરવાનું છે. આપણે જો ઉપવનનું સર્જન કરવું હશે તો પરસ્પર સહિષ્ણુ બનવું પડશે, પ્રેમ રાખવો પડશે અને મહાન સ્વાર્થ ત્યાગ કરવો પડશે.

વેદ, ઉપનિષદ, બાઇબલ અને બીજા સઘળા મહાન ધાર્મિક ગ્રંથોમાં એક જ વાત કહેવાઈ છે કે – એક બીજા પ્રત્યે પ્રેમ – શુભેચ્છા રાખો અને બીજું બધું પરમેશ્વર પર છોડો. ''

કેટલા સાદા છતાં કેટલા સાચા શબ્દો છે રાજાજીના! દેશને રાની પશુઓના વનમાં નહિ પણ દેવોના નંદનવનમાં પલટાવવા ચાહનાર સૌ કોઇએ સહિષ્ણુતા, પ્રેમ, સ્વાર્થત્યાગ, શાણપણ અને સ્વસ્થતા કેળવવી પડશે. ' આજે ને આજે સરકારી તંત્ર સુધરી જાય, આજે ને આજે દૈનિક જીવનની બધી સગવડો આપોઆપ મળી જાય, આજે ને આજે કિસાનોનું રાજ્ય સ્થપાઈ જાય, આજે ને આજે મુંબઈ સહિત મહારાષ્ટ્રનો પ્રાંત અમને મળી જાય ' એવી

જાતની અધીરાઈ ભરી માગણીઓ કરવાની છોડી દઈ, દરેક જણે પોતાની વૈયક્તિક જવાબદારી અદા કરવા કટિબદ્ધ થવું જોઈએ. આપણા રાષ્ટ્રજીવનમાં આજે સંકુચિત મનોવૃત્તિ ક્રમશઃ પ્રવેશ કરતી જાય છે. અને આ મનોવૃત્તિ દેશને જતે દહાડે ખતરનાક નીપજે એવી છે. રાજાજી ભારપૂર્વક જણાવે છે કે એ માર્ગ સ્વસ્થ ચિત્તનો નથી. એ માર્ગ ઉપવનના બગીચાના સર્જનનો નથી, જંગલના સર્જનનો છે. હિંદને ધાન્ય પુષ્પ ફળથી લચેલો સમૃદ્ધ બગીચો આપણે બનાવવો હશે તો શિસ્તબદ્ધ પુરુષાર્થનું, કર્તવ્યોના પાલનનું, શાણપણ અને સ્વસ્થતાનું કાયમી સિંચન આપણે કરવું જ પડશે. કોણ કહી શકે કે રાજાજી વાસ્તવવાદી અને કલ્પનાવાદી નથી? એમના જીવનમાં આદર્શવાદ અને વાસ્તવવાદનું સુભગ સંમિશ્રણ થયેલું છે.

રાજાજી કહે છે કે અસલના લોકો, લોકો રાજી થાય છે કે નહિ તેની પરવા કર્યો વિના પોતાનું કાર્ય પ્રામાણિકપણે કર્યો જતા. કારણ લોકોને રાજી કરવા અને કર્તવ્યનિષ્ઠ રહેવું એ બન્ને વાત એક સાથે સંભવી શકતી નથી. પરંતુ આજના રાજકારણમાં તો આપણે બન્ને બાજુ નિગાહ રાખવી પડે છે. રાજાજીએ આજના રાજ્યધુરીણોની સ્થિતિ ગાડાંના બળદ જેવી કહી છે. એઓ કહે છે:

> "બળદોની એક નજર ચાબુક કે લાકડી હાથમાં અલીને બેઠેલા ગાડીવાન તરફ હોય છે. ને એમની બીજી નજર રસ્તા પર હોય છે, કે જેથી એઓ આગળ રસ્તાપર શું થયું છે એનું ધ્યાન રાખી શકે. આમ બળદોની નજર અષ્ટાવધાની કહી શકાય. ગાડીવાનની લાકડી કે ચાબુક જરાક ઊંચી નીચી થાય કે બળદનું ધ્યાન તે તરફ ગયું જ

છે. ને, બીજી બાજુ રસ્તામાં કંઇ રૂકાવટ કે મુશ્કેલી આવે તો તે તરફ પણ એનું ધ્યાન સતત હોય છે જ. આપણી લોકશાહી સરકારે આ બળદોની સાવધાની અને અષ્ટાવધાનપણું ગ્રહણ કરવાનાં છે. ગાડીવાનની જગ્યાએ જાહેર જનતાનો અવાજ અને અખબારો છે. એમના હાથમાં હમેશાં લાકડી કે ચાબુક હોય છે જ. પરંતુ જો આપણા પ્રધાનો જાહેર જનતારૂપી ગાડીવાન તરફ જ નજર રાખશે તો એમની નિગાહ રસ્તા પર નહિ રહે. પણ જનાવરોને ચાર પગો સંભાળવાના છે જ્યારે માનવીઓને તો બે પગો જ છે, એટલી મુશ્કેલી ઓછી છે. જે પ્રધાનમંડળમાં ઘણા બધા મંત્રીઓ હોય તેની દશા ઘણા પગવાળાં જનાવર જેવી છે. એટલે પ્રધાનમંડળની ઈર્ષા કરવા જેવું કશું છે નહિ. એમની સ્થિતિ તો પેલા બળદો જેવી છે કે જેમને ગાડાંની જોડે જોડેલા છે. ને ચાબુક લઈને ગાડાંપર ગાડીવાન સવાર થયો છે. એક બાજુ છાપાંવાળાં તીખી જબાન લઈને બેઠાં છે, તો બીજી બાજુ, ગાંધીજીએ નક્કી કરેલો રસ્તો એમની સામે છે. એમણે લોકોનું હિત કોઈ પણ ભોગે સાધવાનું છે. લોકોએ તો પ્રધાન થવા માટે ખેવના ન રાખવી જોઈએ પણ પત્રકાર થવાની ઇચ્છા રાખવી જોઈએ. કારણ એમાં તો બે જવાબદાર ટીકા કરવા સિવાય બીજું કંઈ કરવાનું જ નથી હોતું".

રાજાજી પ્રતિપાદન કરે છે કે, દેશી રાજ્યોના વિલીનીકરણ પછી, ઘણા ખરા રાજાઓ પોતાના પ્રધાનો તરફ કડવી નિગાહથી જોતા હતા. એમને એમજ લાગતું હતું કે અમારું સુખ ને અમારી સત્તા આ લોકોએ પચાવી પાડયાં છે. દેશી રાજ્યોનો જો ઇતિહાસ આપણે જોઈએ તો એમાં ખટપટ કાવત્રાં વગેરે સિવાય બીજું કંઈ નહોતું. રાજપ્રમુખો ને પ્રધાનો વચ્ચે ઉલટો મીઠો સંબંધ હોવો જોઈએ. જો ગવર્નરના પ્રાંતોમાં પ્રધાનો ને ગવર્નરને સારો મેળ હોય તો પછી રાજપ્રમુખ ને રાજ્યસંઘના પ્રધાનોને શા માટે મેળ ન હોઈ શકે તે મારાથી સમજાતું નથી. એટલે રાજપ્રમુખ તો ત્યારે જ જઈ શકે કે જ્યારે આપણે ગવર્નરો ને ગવર્નર જનરલની સંસ્થાને નાબુદ કરીએ. એટલે અત્યારે તો જ્યાંસુધી આપણે નવું રાજ્યતંત્ર ન ઘડીયે ત્યાં સુધી છે તે જ તંત્રનો સારામાં સારો ઉપયોગ જનહિતાર્થે કરવો જોઈએ. રાજપ્રમુખ અને પ્રધાનો પરસ્પર સહકાર અને મેળથી કામ કરે તો જ આપણે ત્યાં લોકશાહી નવા તંત્રથી જનકલ્યાણ સધાશે. આપણી નજર દેશી રાજ્યના નાના નાના સંઘો તરફ નહિ પણ ભારતની એકતા તરફ હોવી જોઇએ. આપણે એવું કંઈ ન કરીએ કે જેથી ભારતની એકતાને હાનિ પહોંચે. જો રાજપ્રમુખને પ્રજા તરફ પ્રેમ હોય તો પ્રજાના જે પ્રતિનિધિઓ છે, તે પ્રધાનો તરફ પણ એને એટલો જ પ્રેમ હોવો જોઈએ. જો આપણે એક બીજાની તરફ શ્રદ્ધાની દૃષ્ટિથી જોતા હોઈએ, પ્રેમ રાખતા હોઈએ તો તો, આપણી ગામ તેમજ શહેરની બન્ને સંસ્કૃતિમાંથી કલહ, અને મનનો મેલ દૂર થાય. દરેક પ્રધાને પોતાની સમક્ષ મહાન લોકસેવક ભગીરથનું દૃષ્ટાંત રાખવું જોઈએ. ભગીરથે જેમ પૃથ્વીપર ગંગાને ઉતારી, તેવી જ રીતે પ્રધાનોએ, આપણું અન્ન ઉત્પાદન વધે તે માટે ખેતરોને નહેર વાટે પાણી પૂરું પાડવાનો પ્રબંધ કરવો જોઈએ. ગંગામાં સ્નાન કરવાથી જેમ આપણાં બધાં પાપનો વિનાશ થાય છે તેવી જ રીતે ખેડુતોનાં

ખેતરમાં પાણી આપીશું તો પ્રધાનોનાં અને રાજ્યતંત્રનાં બધાં પાપો, ભોળા ખેડૂતો વિસરી જશે.

· રાજાજી કહે છે કે આપણા દેશની ઉન્નતિ તથા અવનતિનો આધાર આપણાં જ કૃત્યો પર મુખ્યતઃ અવલંબે છે. જો આપણે વિશાળ દૃષ્ટિ ત્યજી અંદર અંદર ઝઘડા જ કર્યા કરીશું તો આપણે ઉત્તરોત્તર નબળા પડતા જઈશું. સારાં સુધરેલા જગતની મીટ આજે સ્વતંત્ર હિંદ પર મંડાઈ છે અને તેથી જ આપણે બહુ વિવેકબુદ્ધિથી તથા દીર્ઘદૃષ્ટિથી કામ લેવાની જરૂર છે. એક નાના કુટુંબમાં પણ, ડાહ્યામાં ડાહ્યા ને શાંત માબાપો કેટલાંક બાળકો સુધરશે જ નહિ એમ સ્વીકારી લે છે. એથી કેટલાક માણસો સમાજવિરોધી પ્રવૃત્તિમાં પડયા હોય એટલા માટે આપણે નિરાશ થવાનું કશું કારણ નથી. ગમે તેવાં હઠીલાંઅને તોફાની બાળકો હોય પણ જો આપણે ધીરજ રાખીએ ને એમની જોડે પ્રેમથી વર્તીએ તો એ લોકો જીતાઈ જાય છે. ગમે તેવા રોગનું નિદાન પ્રેમ છે. અને એ નિદાન આયુર્વેદનું છે, બધા ધર્મોનું છે.

રાજાજી જણાવે છે કે આપણે ગમે તેટલું આધુનિક જ્ઞાન મેળવીએ, આધુનિક અને અદ્યતન શિક્ષણ લઈએ, છતાં આપણી જૂની ભાવનાઓ અને જૂના નિયમોનો ત્યાગ થઈ શકે નહિ. એ ત્યાગ એટલે આમજનતાનો દ્રોહ. આપણે ચોખા ને ઘઉં ને સ્વીકારીએ છીએ પણ ત્યારે આપણે ઘાસની અવગણના કરતા નથી. લગભગ તેવું જ જૂના ધર્મ વિષે છે. આપણે ગમે તેટલું અન્ન ઉપજાવીએ, ફળો પેદા કરીએ પણ જો ઘાસ ન હોય તો આપણે જીવી જ ન શકીએ તેવી જ રીતે ગમે તેટલું પાશ્ચાત્ય તંત્ર આપણે સ્વીકારીએ, પાશ્ચાત્ય સંસ્કારોથી રંગાઈએ, પણ જો જૂના સંસ્કારો આપણે ત્યાગીશું તો આપણું જીવન નભી શકવાનું નથી. આપણી સંસ્કૃતિ એટલે વિનમ્રતા ને એ વિનમ્રતા એ જ આપણી વિશેષતા છે.

રાજાજી માને છે કે રાજાઓએ પોતાની સત્તાની સોંપણી પ્રજાને કરી છે એ મહાન હકીકત છે. કેટલાક કહે છે કે આપણા દેશી રાજ્યના પ્રધાનોમાં રાજ્ય ચલાવવાની લાયકાત કે આવડત નથી. પણ લાયકાત કે આવડત પ્રયત્ન કર્યા વિના કે પ્રયોગો કર્યા વિના થોડી આવવાની હતી ? આપણો જમાનો હરઘડી પલટાતો જાય છે. એટલે જમાનાની જોડે રહેવા આપણે બહુ ગતિમાન રહેવું પડે છે. જો પ્રધાનો ગતિમાન ન રહી શકે તો એમાં એમનો વાંક નથી. ધીમે ધીમે એમનામાં ગતિ આવશે. એક દિવસની અંદર કંઈ બધું પરિવર્તન થઈ જતું નથી. આપણા પ્રધાનોએ અત્યારસુધી રાજાઓની જે જવાબદારી હતી તે પોતાના શિર પર લઈ લીધી છે, પણ તે લોકોની મંજુરીથી, લોકોની રજાથી, લોકોની સેવા કરીને. રાજાઓ જોર જુલમથી સત્તા ચલાવતા હતા. પ્રધાનો પ્રજાની મરજીથી ચલાવે છે, એટલો ફેર પ્રજાએ સમજવો જોઈએ. પોતાની જાતે રાજ ચલાવવું એ આપણા લોકો માટે નવું નવું છે. એટલા માટે એમાં ઘણી ભૂલો થશે એ નક્કી છે. એ લોકોને રાજ્યની તાબેદારી શી રીતે ઉઠાવવી તેની સમજ છે. પણ રાજ્યતંત્ર શી રીતે ચલાવવું તેની સમજ નથી. આ બાબતમાં રાજપ્રમુખો એમને મદદ કરી શકે એમ છે. જો, રાજાઓ પોતાના પાછલા અનુભવોનો લાભ આપી પ્રધાનોને મદદ કરે, તો એથી પ્રધાનોને ઘણો ફાયદો થશે. એમાં જે જરૂર છે તે પરસ્પર સમજની છે. જો પ્રધાનો રાજાઓની મુશ્કેલી ને સમજે ને રાજાઓ પ્રધાનોની ને પ્રજાની મુશ્કેલી સમજે તો કામ ઘણું સહેલું બની જાય. બન્ને એકબીજાને ન સમજી શકે ને આપસઆપસની જોડે ઝઘડ્યાં કરશે તો એ માનસિક રોગનો જલદ ઉપાય જ યોજવો પડે. એમની દૃષ્ટિ વિશાળ થવી જોઈએ. – વ્યક્તિગત હિત નહિ પણ સારાય દેશનું હિત શામાં છે તે સમજવું જોઈએ.

દેશી રાજ્યોનાં હિંદી સંઘ સાથેનાં જોડાણ સંબંધી રાજાજી

જણાવે છે કે પ્રાંતોને દેશી રાજ્યો પાસેથી ઘણું શીખવાનું છે......... હિંદના ઘણા રાજાઓ સાર્વભૌમત્વની ભ્રમજાળને પ્રથમથી જ સારી રીતે પિછાની શકયા હતા, અને તેથી જ તેઓ હિંદી સંઘ સાથે જોડાવાને સંમત થયા હતા.........આ રાજવીઓએ ખરેખર હિંદને સંગઠિત બનાવ્યું છે. જો યુરોપમાં હિંદનાં રાજ્યોનાં રાજવીઓ જેવું ડહાપણ આવે તો આજે વિશ્વમાં શાંતિ થઈ જાય. દરેક બાબતમાં કંઈ સારું હોય છે, પણ યુરોપના ભાગલામાં ડહાપણ જેવું કંઈ નથી. હિંદના રાજવીઓ હિંદી સંઘમાં જોડાયા ત્યારે લોકો તેમની સાથ થઈ ગયા. રાજવીઓને તુરત જ સઘળી બાબતો યથાર્થ સ્વરૂપમાં જોવી પડી. યુરોપમાં લોકોને કે શાસકોને એકતાની જરૂરિયાત અનુભવાઈ હોય એમ લાગતું નથી.........તટસ્થ નિરીક્ષકો સુદ્ધાં કહે છે કે આપણા કેટલાક રાજપુરુષો વિશ્વના ઘણાખરા રાજપુરુષો કરતાં ચઢિયાતા છે. આપણા નેતાઓમાં મહાન શક્તિઓ રહેલી છે. જે ખામીઓ માલૂમ પડે છે તે બીજા દેશોમાં તો પૂરેપૂરી માલૂમ પડે છે. આપણે આજની નેતાગીરી માટે ભાગ્યશાળી હોવાનો દાવો કરીએ.

મુબઈની જમીયત–ઉલ–ઉલેમા તરફથી મળેલાં માનપત્રના જવાબમાં રાજાજી હિન્દુ – મુસ્લિમ ઐક્ય સંબંધી જણાવે છે કે :

> " હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં માનપત્રો અને કાસ્કેટ ભેગાં કરવા નથી જતો, પણ દેશમાં વ્યાપેલો રોગ પારખવા ઘુમતો રહું છું. અને એ રોગનું નિદાન હમણાંના દાક્તરોની માફક સવાલ જવાબો કરીને પારખવાનો પ્રયત્ન નથી કરતો પણ અસલી જમાનાના વૈદ્યોની માફક માત્ર મોં પર જોઇને જ રોગ પારખવાનો પ્રયત્ન કરું છું. અને

અહીં તમારા સૌના ચહેરા પર જે આનંદ અને ખુશીની ઝલક જણાઈ રહી છે તે પરથી તમારા સૌના હૃદયમાં મારે માટે કેટલો પ્રેમ વહી રહ્યો છે તેનો ખ્યાલ મળી રહે છે.

"આપ સૌને જોઈને મને કેટલો આનંદ થાય છે તે વર્ણવવાની મારામાં શક્તિ નથી.........દિલમાં પ્રેમ હોય હોય તો તે મોં પર દેખાયા વગર રહેતો નથી. તે જ પ્રમાણે દેહમાં જો રોગ હોય તો તે પણ મોં પર ઢાંકયો રહેતો નથી. માટે જો ખૂબસૂરત બનવું હોય તો.........લીપસ્ટીક કે પાવડર.........ની જરૂર નથી, પણ દીલમાં જ પ્રેમ-મહોબત અને શુભેચ્છા રાખજો, તો કોઈપણ જાતના બહારના પ્રયત્ન વગર આપોઆપ સુંદર દેખાશો....એ જ વસ્તુ હિંદની સૂરતને પણ લાગુ પડે છે. હિંદુસ્તાનને ખૂબ-સૂરત અને શાનદાર કરવું હોય તો સૌ દિલમાં એવી શુભેચ્છા ને મહોબત રાખજો.

"મુસ્લિમ ભાઈબેનોને મારે કહેવાનું છે કે, આ તમારો પોતાનો જ દેશ છે અને તમારી જ મિલકત છે. મનમાં 'ઇન્સાફ માગીએ છીએ કે અરજ ગૂજારીએ છીએ' એવી લાગણી ન રાખશો. કારણકે જેમ મહોબ્બત આપો છો એમ મેળવવાનો પણ તમને હક છે. બીજા મેળાવડાઓમાં મને માનપત્ર મળે છે, ત્યારે આભાર માનતાં ગૂંચવાઈ જાઉં છું અને બોજો લાગે છે. પણ મુસ્લિમ ભાઈઓ

તરફથી માનપત્ર મળે છે, ત્યારે પ્રિયતમાનું આલિંગન મળતાં પ્રિયતમને જેમ આનંદ થાય છે, તેટલો આનંદ મને થાય છે. મોટા કુટુંબમાં સૌથી નાના બાળકને જ ઉપાડીને ગોદમાં લેવામાં આવે છે અને વહાલ વરસાવવામાં આવે છે, તેમ તમે ગમે તેટલા મોટા અને વૃદ્ધ હો તો યે લઘુમતિ હોવાથી સરકારની દૃષ્ટિએ તમે કુટુંબનાં નાનાં બાળકો જેવાં જ છો. અને બાળક એ તો કુટુંબનું ગવર્નર છે. હું ઇચ્છું છું કે પાકિસ્તાન પણ પોતાની લઘુમતિ કેમ તરફ આ જ દૃષ્ટિ રાખશે.

" ......હું એકલો જ ગાંધીજીનો અનુયાયી નથી. આખી હિન્દ સરકાર ગાંધીજીની અનુયાયી છે, કેમ કે સરકાર સમજે છે કે હિંદની જગતમાં જે શાન અને આબરૂ છે તે ગાંધીજીની તપસ્યાને જ આભારી છે. સરકારને ગાંધીજીની નીતિ અને સિદ્ધાંતો છોડી દેવાનું કહેવામાં આવે તો પણ એ નહીં છોડે કેમ કે તેઓ જાણે છે કે એ નીતિ અને સિદ્ધાંતોમાં હિંદનું જ નહિ પણ આખી દુનિયાનું શ્રેય સમાયું છે."

રાજાજી રાજકોટ ગયા હતા. ત્યાં બાપુના અનશન ખંડના દર્શને પણ ગયેલા. તે વખતે શ્રી. નારણદાસ ગાંધીએ એમને રેંટીયાની ભેટ આપતાં જણાવ્યું કે :

" આપ નિયમિત કાંતશો અને બાપુનો વારસો જાળવશો.

> ......ચરખાને જીવંત રાખવા તમારા કરતાં વધારે યોગ્ય વ્યક્તિ કઈ હોઈ શકે ?"

આના જવાબમાં રાજાજી બાપુના વિરલ મૃત્યુ સંબંધી ઉલ્લેખ કરતાં જણાવે છે કે:

> "બાપુનું અનુકરણ કરવું એ તો ભગીરથ કામ છે .........બાપુનું અનુસરણ મારાથી ન થાય. તેમની મહત્તાઓ તો અગાધ હતી. તેમનું અનુકરણ તો વિરલ પુરુષો જ કરી શકે. અલબત્ત, બાપુની પ્રતિમા મારાથી ભૂલાતી નથી. તેમના મૃત્યુનું મને દુઃખ છે. છતાં બાપુ ને પોતાના મૃત્યુની પદ્ધતિ વિષે પૂછાયું હોય તો તેઓ જે રીતે મૃત્યુ પામ્યા તે રીતને તેઓ જરૂર સ્વીકારત.
>
> "ભગવાન શ્રીકૃષ્ણનું મરણ પણ બાપુના મરણ જેવું હતું કે કેમ એ શંકાસ્પદ છે કારણકે ભગવાન કૃષ્ણનો પ્રાણ લેનાર બાણ જે પારધીએ છોડયું હતું તે પારધીએ તો કોઈ જાનવરને મારવા માટે એ બાણ છોડયું હતું. અલબત્ત જે પારધીએ ભગવાન કૃષ્ણનો જાન લીધો તે પારધી દયાળુ હતો એવું કાંઈ નથી.
>
> "બાપુ તો રામનામ જપતાં ઢળી પડયા અને કૃષ્ણના મરણ પછી ગોપીઓ જેમ દુઃખથી પછડાટ ખાઈ પડી હતી તેમ બાપુના મરણ પછી પણ આખો દેશ પછડાટ ખાઈ ગયો. ભગવાન કૃષ્ણના દેહવિલય પ્રસંગે યાદવો મદિરાંધ –

કપાઈ મરતા હતા તેમજ બાપુના દેહવિલય પ્રસંગે હિંદીઓ માંહોમાંહે કપાઈ મરતા હતા.......આપણે એમના મૃત્યુથી નિરાશ ન થતાં એમણે ચીંધેલા માર્ગે આગળ વધવું જોઈએ ".

મુંબઈમાં ઉદ્યોગપતિઓએ યોજેલા સમારંભમાં રાજાજી એ ઉદ્યોગપતિઓને ચીમકી આપતાં જણાવ્યું હતું કે :

"...આજે બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું છે. આપણે કાશ્મીરના પ્રશ્નનું જગતભરમાં શાનદાર ગણાય તેવું સમાધાન કર્યું છે. આમ છતાં એક વસ્તુ ચોક્કસ છે કે બીજા વિશ્વયુદ્ધના પરિણામે જગતની સાથોસાથ આપણાં નૈતિક મૂલ્યાંકનોને પણ ધક્કો પહોંચ્યો છે. આપણામાં આજે કેટલીક બદીઓએ ઘર ઘાલ્યું છે. પરિણામે આપણે આજે તમામ વસ્તુઓ અમુક સંકુચિત હિતો સાચવવા માટે જ કરીએ છીએ કે નથી કરતાં. અને આપણા આ વર્તને, દેશના ઉત્પાદનને તથા આર્થિક સ્થિતિને ધક્કો પહોંચાડયો છે.

" આપણે આજે દુનિયાની દૃષ્ટિએ જે કક્ષા પર છીએ તેનાથી ઊંચા – ખૂબ જ ઊંચા આવવાની જરૂર છે. અને આ પ્રગતિ માટે આપણાં નૈતિક મૂલ્યાંકનો બદલવાની પણ જરૂર છે. આમાં વેપારીઓએ બહુ જ મોટો ભાગ ભજવવાનો છે. એમણે દેશ માટે વધુ ભોગ આપવાનું

અને વધુ નીડર બનવાનું શરૂ કરવું પડશે. અને આમ બનશે તો જ આપણે જગતના દેશોની વચ્ચે મહત્વનું સ્થાન પ્રાપ્ત કરી શકીશું.

"હિંદના ઉદ્યોગપતિઓ પુષ્કળ નાણું એકઠું કરી જાણે છે. પણ એને કેમ વાપરવું તે જાણતા નથી. આપણી પાસે કોઈ મહાન દૃષ્ટિવાળા એવા ઉદ્યોગપતિઓ નથી કે જેમણે પરદેશોની માફક હિંદમાં નામ કાઢ્યું હોય. હકીકતમાં તો આપણને એવા ઉદ્યોગપતિઓની જરૂર છે કે જેઓ ક્રાંતિકારી ધોરણે તેમના આજના ઉદ્યોગના કાર્યક્રમમાં પરિવર્તન લાવી શકે".

પૂના શહેર સુધરાઈના માનપત્રના જવાબમાં રાજાજીએ જણાવ્યું હતું કે:

"હું વધુ સવલતો આપી દઉં છું એટલે લોકોને મારા પ્રત્યે અસંતોષ છે, પરન્તુ છૂટછાટ આપવાની શાણપણભરેલી આ વૃત્તિ લોકમાન્ય ટિળકની અસરને લીધે જ મારામાં આવી છે. ટિળક મહાન હતા અને શાણા હતા.......

"પૂના શહેરનો ભૂતકાળ ભવ્ય છે. ટિળક, ગોખલે જેવા મહાપુરુષોની ઊંડી અસર છે. પૂનાને પાછું તમારે મહાન બનાવવાનું છે. પૂના સાથેનો મારો સંબંધ ઘણો જૂનો છે. મારું જન્મસ્થાન સેલમ જ્યારે રાજ્યદ્વારી પ્રવૃત્તિઓથી ગાજી ઊઠ્યું ત્યારે એને અમે 'દક્ષિણનું પૂના'

કહીને સંબોધના. કારણ પૂનાના લોકોની મહાન પુરુષોમાં ગણના થતી. દેશમાં જ્યારે પરાધીનતાનો ખ્યાલ આવ્યો અને દેશે ગૌરવપૂર્વક માથું ઊંચું કરવાનો નિશ્ચય કર્યો ત્યારે પૂનાની જનતાએ દોરવણી આપી હતી.

"પૂનાનું નામ જેમણે ઊંચું આણ્યું છે એવા મહાપુરુષોને યાદ કરો. એ સમયે લોકમાન્ય ટિળકનું નામ અમારા ઉપર અજબ અસર કરતું હતું. લોકમાન્યની સૌમ્યતા અને મિત્રભાવને હું કદી ય ભૂલી શકું એમ નથી. તેઓ જાણે કે, કોઈ વાઘ કે ચિત્તા હોય એવી દૃષ્ટિથી અંગ્રેજો તેમને જોતા હતા. પણ એ દિવસોમાં તેઓ અત્યંત નમ્ર રહેતા હતા, એવો મને ખ્યાલ છે. એમના રાજકીય સિદ્ધાંતો અને પોકારો ભયજનક લાગતા પરન્તુ એમનું વ્યક્તિત્વ તો એક બાળકના જેટલું સૌમ્ય હતું. લાંબી મુદ્દત માટે ટિળક જેલમાં જતા પણ કારાવાસ બાદ બહાર આવતાં કોઇને લાગતું નહિ કે તેઓ જેલમાં ગયા હતા. એમના જેલજીવન વિષે એક શબ્દ પણ એમણે ઉચ્ચાર્યો નથી.

"આ મહાન વ્યક્તિઓનાં સ્મરણો અહીં પૂનામાં છે જેની પ્રેરણા તમને મળશે. પરન્તુ ગાંધીજીએ વારંવાર અહીં કારાવાસ ભોગવ્યો છે. સને ૧૯૨૨માં એક સામાન્ય કેદી તરીકે જેલમાં વસતા ગાંધીજીને મેં જોયા

હતા. એક વકીલની અદાથી મેં આ મહાપુરુષની ( તપાસ લીધી હતી. એમને એક જ કોટડીમાં રાખવા આવ્યા હતા, એની કોઇને જ જાણ નહોતી. પર પાછળથી પરિસ્થિતિ બદલાઈ.........અહીં જ એમ ઓપરેશન કરવામાં આવ્યું હતું. અહીં જ એમ હરિજનો માટે આમરણાત ઉપવાસ આદર્યો હતા અ અહીં જ એમણે પોતાનાં વહાલાં પત્ની અને મ ગુમાવ્યાં હતાં.........ડો. આંબેડકર અને અમારી વચ્ અહીં જ કુરુક્ષેત્રનું યુદ્ધ ચાલ્યું હતું.

"ભૂતકાળની ક્રાન્તિનો તમારી પાસે વારસો છે પૂનાને મહાન બનાવવાની તમારી ફરજ છે. મુંબઈ મો( છે અને પૂના નાનું છે એવો ખ્યાલ રાખશો નહિ. પૂન પાસે મોટી વિચાર શક્તિ છે. મુંબઈ પાસે અખૂટ પૈસો હશે અને વારંવાર સરકાર તે લૂંટવી લેશે, પરન્તુ તમારી બૌદ્ધિક શક્તિ કોઈ ખૂંચવી શકે એમ નથી".

હિંદમાં અખબારી સ્વાતંત્ર્ય વિષે રાજાજી જણાવે છે કે :/

"હું કહીશ કે હિંદનાં પત્રો ઇંગ્લેંડના પત્રો જેટલી જ સ્વતંત્રતા ભોગવે છે. અમેરિકામાં પત્રો કેવુ સ્વાતંત્ર્ય ભોગવે છે તે વિષે હું કંઈ નથી જાણતો, પણ ઇંગ્લેંડમાં તો પત્રો કુલમુખત્યાર છે, અને હિંદમાં પણ પત્રોનું એ જ સ્થાન છે. એક ગવર્નર જનરલ

તરીકે નહિ, એક વકીલ તરીકે નહિ પણ એક નિરીક્ષક તરીકે હું તમને કહી શકું તેમ છું કે, ઇંગ્લેંડના પત્રો અને હિંદના પત્રોની પરિસ્થિતિ વચ્ચે કશો ફરક નથી. આ બાબતમાં જગતના આગેવાન પત્રકારોની એક જ્યુરિ બનાવીને તેમની સમક્ષ હિંદના ગમે તે અર્ધો ડઝન પત્રો મૂકીને હું તેમનો ચૂકાદો માન્ય રાખવા તૈયાર છું, કે તમને ઇંગ્લેંડના પત્રો જેટલું સ્વાતંત્ર્ય છે કે નહિ.

"હિંદમાં તો બદનક્ષીના કાયદા વિષે અદાલતો બ્રિટનની અદાલતો જેવી બહુ ચીવટવાળી હોતી નથી. સામાન્ય રીતે અદાલતો આવા કિસ્સાઓમાં પરસ્પર સમાધાન કરીને કેસોની પતાવટ કરવાનું ચાહે છે, પણ હિંદનાં પત્રોમાં જે લખાય છે તેનું અર્ધું પણ જો ઇંગ્લેંડનાં પત્રો લખતાં હોય તો તેઓની સામે ઇંગ્લેંડની જ્યુરિઓએ નુકસાનીની ખતરનાક નુકસાનીનો ચૂકાદો આપ્યો હોત.

"...છાપાંવાળાઓ તો ભવિષ્યવાણી ભાખવાને ટેવાયલા જ છે. હું નબળો ભવિષ્યવેત્તા છું એમ તમે નહિ જ માનતા હો. સરકારની ઘણીખરી મુશ્કેલીઓ સત્વર ઉકેલાઈ જશે. કંઇક મુશ્કેલી તો રહેશે જ; કારણ કે મુશ્કેલીઓ ન જ હોય તો તો જીવનમાં કંઈ આનંદ જ ન રહે".

મુંબઈ શહેર સુધરાઈના માનપત્રનો જવાબ આપતાં રાજાજીએ જણાવ્યું હતું કે :

"...આવા મોટા સમારંભોમાં હાજરી આપવાનું મને ફાવતું નથી. હું તો સામાન્ય માણસ છું. તમે બધા મારા જાણીતા અને નિકટના મિત્રો છો, એટલે હું તમારી સામે મોટા માણસ તરીકે કોઇ જાતનો ડોળ કરવા પણ માગતો નથી.

"...આપણે નવા વર્ષની બહુ જ શુભ શરૂઆત કરી છે. આપણે જે મુત્સદ્દીગીરી અને દીર્ઘદૃષ્ટિ બતાવ્યાં છે તેથી આખી દુનિયાએ આપણા માટે પ્રશંસાના ઉદ્ગારો કાઢ્યા છે. આપણી સમક્ષ મોટું અને ઉજ્જવળ ભાવિ ખડું છે અને હું ઇચ્છું છું કે એ ભાવિ ઘડવામાં તમે તમારો ફાળો આપશો જ.

"......તમે તો એક શહેરના વતની છો. ગામડાની દોલત ધીમે ધીમે શહેરોમાં કેન્દ્રિત થાય છે એટલે તમારે તો પૈસા દિલ્હી પાસેથી મંગાવાને બદલે દિલ્હી મોકલવા જોઇએ. આમ છતાં મધ્યસ્થ સરકારમાં તમારા માટે લાગવગ વાપરવાની જરૂર પડશે તો બહુ જ સંભાળથી લાગવગ હું વાપરીશ............બાપુજીની વાર્ષિક તીથિ નજીક આવે છે......એ દિવસ શોકમાં ડુબવાનો કે બીજા દેખાવો કરવાનો દિવસ નથી. એ દિવસ તો આત્મ નિરીક્ષણ અને આત્મસંશોધનનો છે".

સ્વાતંત્ર્ય મહોત્સવ દિન પ્રસંગે રાજાજીએ હિંદી જનતાને પ્રેર

સંદેશો આપતાં જણાવ્યું હતું કે :

"...કેન્દ્રિય અને પ્રાંતિક સરકારો અને રાષ્ટ્રસેવામાં રોકાયલી બીજી જાહેર સંસ્થાઓ આપણી સમસ્યાઓને પહોંચી વળવા માટે સર્વોચ્ચ પ્રયાસ કરે છે. એ સમસ્યાઓ પણ અનેક અને કઠિન છે. સામાન્યતઃ લોકોની જેમાં સંમતિ હોય એવી કાર્યરીતિઓને અમલમાં મૂકવામાં પણ ઘણાં વિઘ્નો વટાવવાં પડે છે. જો લોકો મુશ્કેલીઓને ઓળખે અને પૂરેપૂરા મનથી સહકાર આપવાને મનમાં નિશ્ચય કરે તો આ વિઘ્નોમાંથી પાર ઉતરી શકાય.

"દુનિયાનાં બીજાં રાષ્ટ્રોમાંના બીજા ઘણા માણસો કરતાં આપણે સંપત્તિની અને જીવનની પરિસ્થિતિની બાબતમાં કેટલા બધા ભાગ્યશાળી છીએ તેનો લોકોને ખ્યાલ નથી. આપણાં સ્ત્રીપુરુષો દુનિયાના બીજા ભાગોમાંના સ્ત્રીપુરુષો કરતાં ઓછાં પ્રામાણિક નથી. ગ્લાનિ અને નિરર્થક આત્મનિન્દાથી કશો લાભ થતો નથી. આત્મશ્રદ્ધા સિદ્ધિનો આધાર છે .........જો આપણે જીવવું હોય અને આબાદી મેળવવી હોય તો આપણે પરસ્પર સહકાર કરીને, આત્મ-શ્રદ્ધાનું પુનઃ સ્થાપન કરીને બહારના જગતમાં આપણી પ્રતિષ્ઠા વધારવી જોઇએ. જો તમે એમ માની લો કે તમારું ઘર ભૂતિયું છે અને એ વિચારને ફેલાવવા જાઓ તો ઘરનું ભાડું મેળવવાની કે તેને સારી કિંમતે વેચવાની આશા ન

રાખી શકો. તમારે બારીનાં પડદા ખસેડી નાંખવા જોઈએ, એ ઘરમાં રહેવું જોઈએ અને તેને પ્રકાશિત કરવું જોઈએ. તો પછી ગેબી અવાજો નહિ સંભળાય અને ભૂતો વિદાય થશે.

"લોકશાસનનો અર્થ એ નથી કે પ્રત્યેક જણ પોતપોતાનો સ્વાર્થ સંભાળે, જગતનું કલ્યાણ પણ ખ્યાલમાં રાખવું જોઈએ. આપણા દેશનો વિસ્તાર અને આપણી સંખ્યા અને ગુણો એવા છે કે અગાઉના વખતમાં વ્યક્તિનિષ્ઠ અને જોહુકમીવાળું શાસન જેટલી કાળજીથી અને ઉત્સુકતાથી આત્મરક્ષણ કરતું હતું, તેટલી કાળજીથી અને ઉત્સુકતાથી આપણે લોકશાસનનું રક્ષણ નહિ કરીએ તો તે ભાંગી પડશે. કાર્યસાધક રીતે તંત્રસંચાલન કરવા માટે સત્તાનું પણ કંઈક તો આશ્રયસ્થાન હોવું જોઈએ.

"આપણા રાજ્યના તંત્રસંચાલકો કોઈ પણ અર્થમાં એકપક્ષનિષ્ઠ સત્તાનો દાવો કરતા નથી. એ સાચું છે કે તેમને વિઘાતક પ્રવૃત્તિઓ જોઈતી નથી. પણ તેમણે કદિ પે બીજાનાં મંતવ્યોને દાબી દેવાની ઇચ્છા રાખી નથી .........આ લોકશાસન હજી બાલ્યાવસ્થામાં છે અને તે હિંસા કે ઉત્પાત સામે ટકી નહિ શકે. સર્વે ધારાતન્ત્રોમાં પોતે વિશાળ બહુમતિ ધરાવે છે, એ કાંઈ આપણી સરકારનો ગુનો નથી. જ્યાં જ્યાં વિરોધ હોવે ત્યાં તેને છૂટથી વ્યક્ત થવા દેવામાં આવે છે. એક પક્ષનિષ્ઠ

સત્તાવાદ અને લોકશાસનનો આજ તાત્વિક ભેદ છે. પણ લોકશાસનની ગતિ સુધારવા માટે વિરોધનું ઉત્પાદન કરી શકાતું નથી. હું આમ કહું છું તેનું કારણ એ છે કે, અમે એકપક્ષનિષ્ઠ સત્તાવાદી છીએ અને બીજાનાં મંતવ્યોને દબાવી દઇએ છીએ એવા ખ્યાલ પર રચાયેલી દલીલો મારા જોવામાં આવી છે. અત્યારની સરકાર કેન્દ્રમાં અને પ્રાંતોમાં જે વિશાળ બહુમતિ ધરાવે છે તે બીનામાંથી ઉપજતો આ એક હેત્વાભાસ જ છે....... ...સત્તા ધરાવનાર અધિકારીગણને બદલવાનો અધિકાર અને તક એ જ લોકશાસિત બંધારણનું તત્ત્વ છે એ સાચું છે. પણ માન્ય થયેલી નવી નીતિને, અને તે નીતિમાં દૃઢ શ્રદ્ધા ધરાવનાર અને તે નીતિને અમલમાં મૂકવા તૈયાર થનાર માણસોને દાખલ કરવા માટે એ અધિકારનો ઉપયોગ કરવો જોઇએ. પણ માત્ર એકેએક વ્યક્તિને પોતાની અંગત મહત્વાકાંક્ષા પાર પાડવાની સરખી તક આપવા માટે નહિ. આપણે હવે સ્થિરતા ઉપર સર્વ લક્ષ કેન્દ્રિત કરવું જોઇએ."

રાજાજીનાં વિચાર મૌક્તિકોનું પ્રકરણ પૂરું કરીએ તે પહેલાં કયાં કયાં પુસ્તકોએ રાજાજીના જીવન પર ઊંડી અસર કરી છે તે વિષે જરા વિચારી લઇએ. રાજાજી રાજકીય પુરુષ છે પણ સાથે સાથે એઓ મહાન અભ્યાસી ને પંડિત પણ છે. નાનપણમાં એમને જે પૈસા હાથ ખરચી માટે મળતા હતા, તે બચાવીને એનાં

એઓ પુસ્તકો ખરીદતા. એ પરથી એમનો અભ્યાસ શોખ કેવો હતો તેની પ્રતીતિ થશે. રાજાજી સંસ્કૃત પંડિતના પુત્ર હતા એટલે એમને સાધારણ રીતે જ સંસ્કૃત પ્રેમ તો વારસામાં જ મળેલો. એ કારણે એમણે ઉપનિષદ, રામાયણ, મહાભારત, વગેરે ગ્રન્થોનો અભ્યાસ તો નાનપણથી જ કરેલો. એ ગ્રન્થોએ એમની પર બહુ ગંભીરી અસર કરેલી. રામાયણમાંથી એઓ સત્યનિષ્ઠા, પ્રતિજ્ઞા-પાલન વગેરે ઉદાત્ત ગુણો શીખ્યા લાગે છે, તો મહાભારતમાંથી એમણે મુત્સદ્દીગીરી અપનાવી લાગે છે.

રાજાજીએ આમ તો ઘણું વાંચ્યું છે, ને વિચાર્યું પણ છે. પણ એમના જીવન ઉપર જે અસર થઈ છે, તે એમણે અભ્યાસ દૃષ્ટિએ વાંચેલાં પુસ્તકોની નહિ પણ આકસ્મિક રીતે એઓ જે પુસ્તકના સંપર્કમાં આવ્યા તે પુસ્તકોની.

એક વાર એઓ એમના એક મિત્રને ત્યાં ગયા હતા. ત્યાં બન્ને મિત્રો ગામગપાટા હાંકતા બેઠા હતા. ત્યાં એના ટેબલ પર થોરોનું 'Duty of Disobedience' એમણે જોયું. તુરત જ નામની નવીનતાથી અને ગાંધીજીની અસરને લીધે, આ વિષય પર આકર્ષણ થવાથી એમણે એ ચોપડી લીધી, ને વાંચી. એ ચોપડીના વાંચને એમના જીવન પર બહુ ઊંડી છાપ પાડી છે એમ એઓ જણાવે છે. એ ચોપડી પણ એમણે આખી વાંચી નથી. ત્યાં મિત્રને ઘરે જ એઓ ઉપર ઉપરથી એ જોઈ ગયા. પણ એ થોડા સમયનું અવલોકન પણ એમના જીવન ઉપર ઊંડી છાપ મૂકી જાય એ હકીકત આશ્ચર્ય ઉપજાવે એવી છે.

એઓ જ્યારે જેલમાં ગયા ત્યારે એમણે જે થોડાં પુસ્તકો લીધેલાં તેમાં બાઇબલ, શેક્સપીયર, બનીયનનું 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ', તામીલ મહાભારત,

રૉયનાં મહાભારતનાં સાતે પુસ્તકો, ને રોબીન્સન ક્રૂઝો એટલાં હતાં. આ પુસ્તકોમાં રોબીન્સન ક્રૂઝોએ એમના જીવન ઉપર બહુ ભારી અસર કરેલી એમ એઓ જણાવે છે. સામાન્યતઃ કોઇને પણ એમ થાય, કે મહાભારત, બાઇબલ જેવા ગ્રન્થો વાંચ્યા પછી રોબીન્સન ક્રૂઝોની શી કિંમત હોય ? પણ એમાંથી એમને ધાર્મિક પ્રેરણા મળેલી એમ એઓ સહર્ષ નોંધે છે, એ પુસ્તક એમને મન એ માત્ર બાળકોને માટેનું વાર્તાનું જ પુસ્તક નહોતું, એ તો હતી એક પ્રેરણાદાયી અને જીવનને ઘડનારી પુસ્તિકા.

એક વાર એઓને એક ઠેકાણે 'Trial and Death of Socrates' એ ચોપડી મળી ગઈ. સામાન્ય રીતે સોક્રેટીસનું નામ આમ તો ઘણું આકર્ષક છે, અને રાજાજી જેવા ફિલસૂફને માટે એ પુસ્તકનું આકર્ષણ વિશેષ થાય એ સ્વાભાવિક છે. સોક્રેટીસ એ સત્યને માટે મરનાર શહીદ હતો. રાજાજી પણ જેમના જીવનમાં સત્ય એ જ સર્વસ્વ હતું એવા ગાંધીજીના ચૂસ્ત અનુયાયી હતા. એ કારણથી એમને એ ગ્રંથનું આકર્ષણ હતું. એમણે એ ગ્રંથ લીધો. આદિથી અંત સુધી ખૂબ રસથી એઓ વાંચી ગયા. ને એ ગ્રંથે એમના આંતરમન ઉપર ખૂબ જ ઊંડી છાપ પાડી. ને સોક્રેટીસ એમના જીવનની પ્રેરણામૂર્તિ બની રહ્યો એમ એઓ સહર્ષ નોંધે છે.

રાજાજીને આકર્ષનાર બીજું એવું અગત્યનું પુસ્તક તે જાણીતા ફિલસૂફ અને તર્કવાદી જ્હોન સ્ટુઅર્ટ મીલનું 'Liberty' હતું. એ ગ્રંથમાં સત્યનો જે આગ્રહ હતો, સત્યપાલન માટે જે સચોટ દલીલો કરવામાં આવી હતી, તેની રાજાજીના મન ઉપર ઘણી ઊંડી અને ચિરંજીવ છાપ પડી.

રાજાજીના જીવન પર ચિરંજીવ અસર કરનાર બીજું એવું

મહાન પુસ્તક મારકસ ઑરેલિયસનું 'Meditation' હતું. એ પુસ્તકે એમની મુશ્કીબતોના સમયમાં એમને ઘણું આશ્વાસન આપ્યું છે ને, બળ પણ આપ્યું છે એમ એઓ જણાવે છે.

પણ વિશેષ તો રાજાજી દઢતાપૂર્વક નોંધે છે કે, એમના જીવન ઉપર આ સર્વે પુસ્તકોએ અસર જરૂર ખડુ જ ઊંડી કરેલી છે. પણ એમના જીવનને ઘડનાર, તો એમની મા તથા એમની એ માસીઓએ કહેલી વાતો છે. ખરું શિક્ષણ આપનાર તો એઓ હતાં. પુરાણોની ને પરીઓની, ધર્મગ્રંથોની જે લોકવાર્તાઓની લહાણી જે એ મોટેરાંઓ તરફથી મળી તેણે એમના જીવનને અનેક રીતે ઘડેલું.

માનવીના જીવનને ઘડનાર અનેક બળો હોય છે. તેમાં મુખ્ય તો ઘરના સંસ્કારો છે. એ હકીકત એમણે અહીં ભારપૂર્વક નોંધી છે એ યુક્ત છે. રાજાજીના સંસ્કાર ઘડતરમાં આ સર્વે પુસ્તકોએ કેવો મહત્વનો ભાગ ભજવ્યો છે એ સૌને સુવિદિત છે.

આ પ્રમાણે રાજાજીનાં વિચાર મૌક્તિકો જીવનના લગભગ બધાં ક્ષેત્ર વિષે વેરાયલાં પડયાં છે. રાજાજી ધીરગંભીરતાથી, જીવનસમુદ્રમાં ઊંડા ઉતરીને આ મૌક્તિકો શોધી લાવે છે, અને એમનાં વ્યાખ્યાનો દ્વારા આ મૌક્તિકોનો આપણને લાભ મળે છે. એ સ્વતંત્ર વિચારસરણીનું કારણ એમનું વિશાળ વાંચન છે, એમનું અનોખું પાંડિત્ય છે. રાજાજીનાં જે અનેક સ્વરૂપો છે તેમાં અત્યંત મહત્વનું તે એમની મૌલિક વિચારસરણી છે. એમની આ વિચારસરણીનો લાભ જનતાને એમણે ભરપૂર આપ્યો છે, કારણ એમની લોકસેવાનો એ એક માર્ગ છે.

# પ્રકરણ ૨૧ મું

## રાજાજીનું રાજકારણ

સામાન્ય રીતે આપણને પ્રશ્ન ઉદ્ભવે કે રાજાજીનું વ્યક્તિત્વ આટઆટલું વૈવિધ્યશાળી હોવા છતાં, રાજાજીના જીવનનાં અનેક રંગી પાસાંઓ હોવા છતાં એમાંનું મુખ્ય કયું, અને ગૌણ કયું, એ પ્રશ્ન સહજ રીતે ઊઠે. પણ એ પ્રશ્નનો ઉત્તર બહુ સહજ છે અને વિકટ નથી. રાજાજી એ રાજકીય પુરુષ જ છે, અને એમના જીવનની સર્વ પ્રવૃત્તિ ઉપરથી આધ્યાત્મિક દેખાય, કે સામાજિક દેખાય ધાર્મિક લાગે કે આર્થિક લાગે, પણ એ બધાનું ધ્રુવબિન્દુ રાજકારણ છે. રાજકારણ જ જૂદે જૂદે વખતે જૂદાં જૂદાં રૂપો ધારણ કરે છે. રાજાજીનું રાજકારણ કોઈપણ સામાન્ય માનવીને મૂંઝવી નાંખે એવું છે. એ રાજકારણ ન સમજાય એવું છે. એ ગાંધીજીના રાજકારણ જેવું સાદુંસીધું નથી પણ અટપટું ને ગૂંચવણભર્યું છે. આજ કારણથી રાજાજી ઉપર અનેક પ્રકારના આક્ષેપો મૂકવામાં આવે છે. એમને કેટલાક રાજનીતિના ચાણક્ય કહે છે. એમને કેટલાક, તકવાદી પણ કહે છે. ને કેટલાક એમ કહે છે કે પોતાના ભાવો છૂપાવનાર આ મુત્સદ્દી બીજાને છેતરવા માટે જ કાળાં ચશ્મા પહેરે છે. પરંતુ, રાજાજી વિષે જૂદા જૂદા માણસને જૂદી જૂદી જાતનો ખ્યાલ છે.

એમનું રાજકારણ એવું છે, કે, હિન્દુઓ એમ માને છે કે એઓ

મુસલમાનોની મોટી તરફેણ કરે છે. મુસ્લિમો રાજાજીના ભાષણો ને નિવેદનો વગેરેને કુશળ મુત્સદ્દીગીરી માની એમનાથી ડરતા રહે છે. તેઓ એમ માને છે કે, એમના મુસ્લિમ તરફી વલણમાં પણ જરૂર કાંઈક મુસ્લિમ વિરોધી રમત હશે જ. આ જ કારણથી, ૧૯૪૨માં રાજાજીએ જ્યારે પાકિસ્તાનનો સ્વીકાર કરવા કોંગ્રેસને જણાવ્યું, ને એને માટે આંદોલન શરૂ કર્યું ત્યારે, એ એમની ઉક્તિઓ પણ મુસ્લિમોએ ઉત્સાહથી કે સહાનુભૂતિથી વધાવી લીધી નહિ. પરંતુ એમની તરફ સાશંક દૃષ્ટિથી જોવા લાગ્યા.

આમ હોવાથી, ગાંધીવાદીઓ કહે છે કે એઓ પૂરા ગાંધીવાદી નથી. સમાજવાદીઓ તો એમણે માર્ક્સ વિષે પુસ્તકો લખ્યાં હોવા છતાં, એમને સમાજવાદી ગણતા નથી. એમણે મુસ્લિમો તરફ વધારેમાં વધારે સહાનુભૂતિ દર્શાવી હોવા છતાં મુસ્લિમો એમને પોતાના ગણતા નથી. યુદ્ધના કાળમાં એમણે ગાંધીજીની યુદ્ધ-વિરોધી નીતિનો બહિષ્કાર કર્યો હોવા છતાં, એમણે યુદ્ધમાં સહકાર આપવાની ભલામણો કરી હોવા છતાં, એમણે ક્રીપ્સની દરખાસ્તો સ્વીકારી હોવા છતાં, એમને અંગ્રેજોએ પોતાના ગણ્યા નથી, કે શાહીવાદીઓએ એમની તરફેણ કરી નથી. એમણે મદ્રાસ પ્રાંતની એમના વડાપ્રધાનપણા દરમિયાન એનમૂન સેવા કરી તો મદ્રાસ પ્રાંત તરફથી એમને જાકારો મળ્યો. ને બીજીવાર એઓ મદ્રાસ ધારાસભાના કોંગ્રેસ પક્ષના નેતા ન ચૂંટાયા તે ન જ ચૂંટાયા. એમણે મુસ્લિમોનો પક્ષ લીધો પણ ગાંધીજીના મુલાકાત વખતે રાજાજીને સાથે લેવાની જીન્નાએ ચોખ્ખી ના પાડી. આમ રાજાજીનું આખું રાજકીય જીવન આપણે તપાસીએ તો એમાં નિરાશાવાદ કેમ ન જન્મ્યો એનું જ આપણને આશ્ચર્ય થાય. ને રાજાજી પણ માનવી હતા. એઓ પણ કેટલીય વાર તંગ આવી ગયા હતા.

એમને પણ આ જાતની પોતાના વિરુદ્ધ શંકાની ચોમેર દૃષ્ટિ જોઈ, ખૂબ લાગી આવ્યું હતું.' તેથી જ તો, જ્યારે મદ્રાસના એક જાણીતા અખબારે એમની ઉપર એવો આક્ષેપ મૂકયો હતો, કે એઓ જાણી જોઈને, કૉંગ્રેસની નિશ્ચિત વ્યૂહરચના અનુસાર બહાર રહ્યા છે, અને બહાર રહીને કૉંગ્રેસની પ્રવૃત્તિઓને આગળ બઢાવે છે, ને યુદ્ધવિરોધી આંદોલનમાં મદદ કરે છે, ત્યારે આ માનવીને એટલું બધું લાગી આવ્યું હતું કે એમણે એ પત્રના અધિપતિ ઉપર બદનક્ષીનો દાવો માંડયો હતો. એ પરથી રાજાજીની લાગણી-વિવશતા વિશે સહજ ખ્યાલ આવશે. રાજાજીને આ વખતે અદાલતમાં બચાવપક્ષે ઘણા મૂંઝવણ ભરેલા અને રાજાજીની લાગણી દુઃખાય એવા પ્રશ્નો પૂછયા હતા. આમ રાજાજી રાજકીય બાબતમાં અત્યંત સંવેદનશીલ પણ કયારેક બને છે. રાજાજી આમ તો ઘણા સ્થિતપ્રજ્ઞ છે. એથી જ તો એમણે જ્યારે ડૉ. આંબેડકરે ગાંધીજી સામે આક્ષેપ મૂકયો કે ગાંધીજી અને કૉંગ્રેસે અસ્પૃશ્યો માટે કંઈ જ કર્યું નથી ત્યારે એમને એટલું બધું લાગી આવ્યું કે એમણે તુરત જ એ આક્ષેપનો રદીયો આપતી એક પુસ્તિકા લખી. આમ એક રીતે કહીએ તો રાજાજી રાજકીય બાબતમાં અત્યંત સંવેદનશીલ છે તો બીજી રીતે જોતાં એઓ તટસ્થ છે, સ્વતંત્ર વિચારક છે, ને કોઈ પણ વાદથી એઓ ખોટી રીતે દોરવાઈ જતા નથી.

આજ કારણથી એઓ રાજકારણમાં ગાંધીવાદી પણ કહેવાય છે, ને ચાણક્ય પણ કહેવાય છે. એઓ આદર્શવાદી પણ ખરા ને નક્કર વાસ્તવવાદી પણ ખરા. એઓ પરિસ્થિતિની આરપાર જોનાર દ્રષ્ટા પણ ખરા. રાજાજી શિસ્તવાદી પણ ખરા ને સિદ્ધાંતવાદી પણ ખરા. એઓ કૉંગ્રેસવાદી ખરા, પણ ઉદ્દામ નહિ. એમની રાજકીય વિચારણા

> દરખાસ્તનો મોડો મોડો પણ સ્વીકાર કરી લેવો જોઈએ. એથી આપણે શરણાગતિ સ્વીકારીએ છીએ એમ કોઈ રખે માને."

આ પરથી પ્રતીત થશે કે રાજાજી એ પૂરા બંધારણવાદી બની ગયા હતા. એમના રાજકીય વિચારોમાં જબ્બર પલટો આવ્યો હતો. અને આ એમના વિચારોને લીધે જ એમની લોકપ્રિયતાની જબ્બર ઓટ આવી હતી, અને એ દિવસોમાં એમના રાજકીય વિચારોને લીધે એમને દેશદ્રોહીના ખિતાબો પણ મળી ગયા હતા.

એક બીજી દષ્ટિએ વિચારતાં, રાજાજીની રાજકીય દષ્ટિ સાચી ઠરી છે. રાજાજી એ સાચા રાજકીય પુરૂષ કહી શકાય. એમને જે વિચારો પ્રગટ કરવા માટે દેશદ્રોહી કહેવામાં આવતા હતા તે જ વિચારોને આપણા નેતાઓએ અમલમાં મૂક્યા છે.

રાજાજીની જે રાજકીય દષ્ટિ છે, તે ત્યારબાદ સતત એ જ રહી છે. એઓ કહે છે :

> " રાજકારણમાં હું તો મધ્યમ માર્ગે જનારો માણસ છું. બધા પ્રકારોનાં યોગ્ય સમાધાનો કરનારો માણસ છું......રાજકારણમાં ખાસ કરીને હું શાંતિ ને સમાધાનનો આગ્રહી છું, લડતનો નહિ. અનિવાર્ય સંજોગોમાં જ લડત આપવી એમ હું નિશ્ચયપૂર્વક માનું છું"

અને એટલું તો સ્વીકારવું જ પડશે કે રાજાજીએ રાજકારણમાં સાચા ગાંધીવાદીની જેમ સત્ય અને પ્રામાણિકતા જાળવ્યાં છે.

રાજાજીને ફાસીવાદી તરીકે પણ ઘણાએ સંબોધ્યા છે. રાજાજીએ

તામીલમાં માર્ક્સવાદ પર પુસ્તક લખ્યું છે, એટલે માર્ક્સવાદના પણ એઓ અભ્યાસી છે. એમણે ફાસીવાદનું વિકરાળ સ્વરૂપ પણ જોયું છે ને માર્ક્સવાદનું આચરણ પણ નજરે નિહાળ્યું છે. એમણે શાહીવાદનું ઉગ્રમાં ઉગ્ર સ્વરૂપ આપણા દેશમાં નિહાળ્યું છે, ને, રાષ્ટ્રવાદની ભાવનાને પણ જોઈ છે. જીન્નાનો કોમવાદ પણ ચાખ્યો છે, ને બ્રિટનની લોકશાહી સ્થામ પણ કઈ રીતે ચાલે છે એ જોયું છે. અને એમણે એ બધાનું એમની પોતાની રીતે પૃથક્કરણ કર્યું છે.

પંડિત જવાહરલાલે એમના ' Discovery of India ' નામના પુસ્તકમાં એમની અને જાણીતા ઉર્દૂ શાયર ઇકબાલની મુલાકાતનું વર્ણન કરતાં કહ્યું છે કે એ વખતે ઇકબાલ મૃત્યુપથારીએ સૂતા હતા. ઇકબાલે પ્રેમાળ સ્વરે જવાહરને પૂછ્યું, " જવાહર ! તમારી ને જીન્નાની વચ્ચે શો ફેર છે ? " પછી એમણે જ જવાબ આપ્યો કે, " તમે દેશભક્ત છો, જીન્ના મુત્સદ્દી છે " જે જિન્નાને માટે સાચું હતું તે રાજાજી માટે પણ કહી શકાય કે રાજાજી એ દેશભક્ત ખરા, પણ મુત્સદ્દી પહેલા. એમની મુત્સદ્દીગીરીએ જ એમને દીર્ઘદૃષ્ટિ આપી. પરંતુ એમાં ફેર એટલો કે જિન્નાની મુત્સદ્દીગીરી સાંકડા કોમીવાદમાં રમતી હતી, જ્યારે રાજાજીની મુત્સદ્દીગીરી વિશાળ રાષ્ટ્રવાદને સ્પર્શતી હતી. રાજાજી કોમનું હિત કે પોતાનું હિત નહિ પણ રાષ્ટ્રના હિતને અર્થે જ પોતાની મુત્સદ્દીગીરીનો ઉપયોગ કરે છે. બીજી જે વિશેષતા રાજાજીની મુત્સદ્દીગીરીમાં છે તે એ કે જિન્નાની જેમ રાજાજી અહંપ્રેમી નથી. એમણે પોતાનું વ્યક્તિત્વ હિન્દની સમષ્ટિમાં શમાવી દીધું છે. રાજાજીની મુત્સદ્દીગીરીએ જ એમને હિન્દનું ગવર્નરજનરલ પદ અપાવ્યું.

રાજાજીનું રાજકારણ એટલે ગાંધીજીનું રાજકારણ ખરું. કારણ કે

રાજકારણમાં સત્ય, અહિંસા, પ્રામાણિકતા, દુશ્મનો તરફ પણ પ્રેમ, સહિષ્ણુતા, ક્ષમા, એ બધા સિદ્ધાંતો આ મહાન મુત્સદ્દીએ સ્વીકાર્યા છે ને આચર્યા પણ છે. પણ એઓ ચૂસ્ત ગાંધીવાદી તો નથી જ. ગાંધીજીને છેક છેવટ સુધી ધારાસભાદ્વારા લડત કે જનકલ્યાણના માર્ગમાં શ્રદ્ધા નહોતી. એમને રચનાત્મક કાર્યદ્વારા જ જનકલ્યાણ સાધી શકાય એવો યકીન હતો. પણ રાજાજીએ જ્યારે મદ્રાસના વડાપ્રધાન તરીકે દેશને બતાવી આપ્યું કે સરકારના હોદ્દાઓ સ્વીકારવાથી દેશસેવા કરી શકાય છે, ત્યારે ગાંધીજીએ પણ રાજાજીની કાર્યશીલતાની મુક્તકંઠે પ્રશંસા કરી હતી. રાજાજીની દૃષ્ટિ આદર્શવાદી કરતા વ્યવહારુ વિશેષ છે. જે ઘડીએ જેવી પરિસ્થિતિ તે ઘડીએ તે પ્રમાણે વર્તન એ એમનો સિદ્ધાંત છે. આમ ગાંધીજી આદર્શવાદી તો રાજા નિતાન્ત વ્યવહારુ.

રાજાજીની રાજનીતિએ વિરોધીઓ પાસે પ્રશંસાના ઉદ્દગારો કઢાવ્યા છે, અને એ જ નીતિ એ તેમને જીતી લીધા છે. એમનાથી દૂર ગયેલાઓને હૈયા સમીપ આણ્યા છે. એમના જે જે સાથીઓએ એમને છોડેલા તે બધાને આજે એમણે જીત્યા છે.

રાજાજીનું રાજકારણ એ અનેક વિવિધતાથી ભરેલું છે. એમાં અનેક પરિવર્તનો થયાં છે. એમાં પુદુપલાયમ આશ્રમથી માંડીને, દિલ્હીના વાઇસરૉય મહેલ સુધીના બધા તબક્કાઓ દૃષ્ટિએ પડે છે. આશ્રમમાંથી વડાપ્રધાનનું સરકારી મકાન, ત્યાંથી દિલ્હીના મંત્રીઓ માટેનો સરકારી નિવાસ, ત્યાંથી કલકત્તાનો ગવર્નર નિવાસ ને ત્યાંથી દિલ્હીનો વાઇસરૉયનો આલિશાન મહેલ. પણ મહેલમાં રહેતા છતાં એ વૈભવ એમને આંજી શકતો નથી, મોટામાં મોટું રાજકીય પદ પણ એમની ત્યાગ ભાવનાને ડગાવી શકતું નથી એ તો પોતાના મહેલને નિરાશ્રિતોની છાવણી પણ બનાવે છે, ને પોતાના મહેલના

મહાઉદ્યાનને ગરીબ ખેડૂતનું ખેતર પણ બનાવે છે.

રાજાજીનું રાજકારણ એટલે અહિંસામય રાજકારણ નહિ. એઓ તો અમુક શરતે યુદ્ધમાં શામીલ થવા તૈયાર હતા. એમને મન ગાંધીજીની જેમ અહિંસા ધ્યેય છે. પણ ગમે તે ભોગે અહિંસાને વળગી રહેવામાં એઓ માનતા નથી. જ્યારે ચોમેર હિંસાનો દાવાગ્નિ સળગી રહ્યો હોય, ત્યારે અહિંસક રહી શકાય નહિ એવી એમની માન્યતા છે. હિંસાના સાધનથી પણ દેશનું ભલું થતું હોય તો તે કરવું એમ એઓ માને છે. જ્યારે ગાંધીજી તો માને કે અહિંસાના સાધનથી જ દેશનું હિત સાધી શકાય, અન્ય સાધનથી નહિ. આમ સાધ્ય સાધન મીમાંસા જો આપણે કરવા બેસીએ તો રાજાજી અને ગાંધીજી એ બન્ને વચ્ચેના તફાવતનું આપણને સાચું ભાન થાય.

રાજાજીના રાજકારણની એક વિશેષતા એ છે કે એઓ લાગણી-વિવશ બનતા નથી. એઓ તર્કવાદી રાજકીય પુરુષ છે. એઓ તર્કશાસ્ત્રની કસોટીથી પ્રત્યેક મુદ્દાને જુએ છે. એઓ દૂર સુધી નિહાળી શકે છે. એક દૃષ્ટિએ જોઇએ તો રાજકારણમાં પણ એઓ મુખ્યત્વે વકીલ છે.

રાજાજીનું રાજકારણ એટલે રાષ્ટ્રીયવાદીનું રાજકારણ. એઓ ક્રાન્તિમાં પણ જંપલાવે ને સમજુતી માટે પણ પ્રયત્ન કરતા રહે. જો નકારાત્મક રીતે કહેવું હોય તો એઓ ગાંધીવાદી પણ નથી. કારણ કે એઓ અહિંસામાં ગાંધીજી જેટલે દૂર જવા તૈયાર નથી. એઓ બંધારણીય પ્રવૃત્તિમાં શ્રદ્ધા રાખતા ને રાખે છે. સરકારી હોદ્દાઓ દેશના હિતને ખાતર લેવા માગે છે. એઓ કોંગ્રેસવાદી નથી. કારણ કે કોંગ્રેસની બધી નીતિ જોડે એમની પૂરેપૂરી સંમતિ નથી. ધણીય

વાર એમણે કૉંગ્રેસમાંથી નિવૃત્ત થવાની ઇંતેજારી બતાવેલી એટલું જ નહિ, પરન્તુ, '૪૨ વખતે તો એઓ કૉંગ્રેસમાંથી નીકળી ગયેલા એ વાત જગજાહેર છે.

એક રીતે જોઇએ તો એઓ ગાંધીવાદી છે, કારણ ખાદીના પ્રચાર માટે એમણે પોતાનાં જીવનનાં અમૂલ્ય વર્ષો ખર્ચ્યાં છે, ને ખાદી જ હંમેશાં ધારણ કરે છે. એઓ અસ્પૃશ્યતા નિવારણને પોતાનો ધર્મ સમજે છે, ને તેને માટે પોતાની બધી શક્તિનો વિનિયોગ કરે છે. મદ્યનિષેધ માટે તો એમણે પુસ્તકો લખ્યાં છે એટલું જ નહિ પણ એમણે પોતાના વડા પ્રધાનપદ દરમિયાન પહેલવહેલો દારૂનિષેધ કરેલો. એઓ હિન્દુસ્તાનીના પ્રચાર માટે ખૂબ મહેનત કરતા ને એથી એમની લોકપ્રિયતા ઘટેલી એ પણ સાવ સાચું છે. ગાંધીજીની જેમ એમણે પણ પુદુપલાયમમાં આશ્રમ સ્થાપી રચનાત્મક કાર્યક્રમ જોરશોરથી ચલાવેલો. હિન્દુ-મુસ્લિમ એકતા માટે તો એમણે એટલો બધો પ્રયત્ન કર્યો કે એઓ મુસ્લિમપક્ષી કહેવાયા. ને હિન્દુ મહાસભાવાદીઓએ એમનું અપમાન કેટલીયે વાર કરેલું. પ્રેમનો ગાંધીજીનો સન્દેશ એમણે અપનાવેલો.

તો બીજી તરફ એઓ કૉંગ્રેસવાદી પણ ખરા, કારણ કે એમણે કૉંગ્રેસનું શિસ્તપાલન કરેલું. કૉંગ્રેસે એમને ચૂંટણીમાં ઊભા રાખ્યા તો ચૂંટણીમાં ઊભા રહ્યા. વડા પ્રધાનનું પદ આપ્યું તો તે ગ્રહણ કર્યું. મધ્યસ્થ પ્રધાનમંડળમાં લીધા તો તે સ્થાન સ્વીકાર્યું. બંગાળનું ગવર્નર પદ આપ્યું તો બંગાળા જઇને પોતાની કામગીરી બજાવી, ને ગવર્નર જનરલનું પદ આપ્યું તો દિલ્હી જઈને બેઠા. પોતે ૧૯૪૬માં મદ્રાસ ધારાસભાના નેતાની ચૂંટણીમાં હારી ગયા, તો એની સામે એક કડવો સુકન પણ એમણે ઉચ્ચાર્યો નહિ, બળાપો કાઢ્યો નહિ. આમ કૉંગ્રેસના શિસ્તનું એમણે પોતાની શક્તિ અનુસાર પાલન કર્યું છે, અને તે પણ હોંશથી.

આમ રાજાજી એક અદ્દભુત મિશ્રણ છે. ગાંધીવાદ ને સમાજવાદ, રચનાત્મક કાર્યક્રમને બંધારણીય પ્રવૃત્તિ, બધા ગુણો એમનામાં છે. એમનું રાજકારણ એમનું પોતાનું છે. એ બાબતમાં એમની તોલે માત્ર સરદાર આવી શકે. હિન્દી સંઘમાં ને પાકિસ્તાનમાં જેમને માટે સંપૂર્ણ માન હોય, જેની ઇજ્જત હોય, એવા એ પુરુષ છે. દેશવિદેશમાં એમનું કેટલું ગૌરવ છે તે એમની ગવર્નર જનરલ પદની નીમણૂક વખતે એમને જે સંદેશાઓ મળેલા તેના પરથી પ્રતીત થાય છે

રાજાજીના રાજકારણ માટે તો પેલા મહાકવિ ભવભૂતિની માફક એટલું જ કહી શકાય કે :

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणा चेतासि को हि विज्ञातुमर्हति ॥ १ ॥

ને સાચેજ રાજાજી લોકોત્તર છે.

## પ્રકરણ ૨૨ મું

### રાજાજીના જીવનની વિશેષતાઓ

ગામડાના એક ગરીબ બ્રાહ્મણનો બાળક, એની કઈ વિશેષતાઓને લીધે, એની કઈ ઉચ્ચતમ ગુણવત્તાને લીધે, હિન્દી સંઘનો ગવર્નર જનરલ બન્યો, એ પ્રશ્ન પ્રત્યેક જણને ઉદ્ભવે. એનામાં એવું તે શું છે, કે, જે બીજા કોઇમાં નથી? એટલે એ દૃષ્ટિએ રાજાજીનાં જીવનપર એક દૃષ્ટિપાત નાંખવાની જરૂર છે.

પ્રથમ તો રાજાજીની નિરભિમાનીતા આકર્ષે છે. રાજાજી ગમે તેવા મોટે પદે પહોંચ્યા હોવા છતાં, એમનામાં અહમ્ આવ્યું નથી, ગુરુતાગ્રન્થિ આવી નથી. સાતેક વર્ષ પૂર્વે થોડા પત્રકારો રાજાજીને મળવા ગયા હતા. એમનો વિચાર રાજાજીનું જીવનચરિત્ર લખવાનો હતો. તેથી રાજાજીના જીવનની વિગતો એમની પાસેથી મેળવવાની આશાએ એ લોકો ગયા હતા. થોડો સમય તો રાજાજીએ બીજી વાતો કરી પણ પછી એમણે એ લોકોનો સાચો આશય જાણી લઈ પછી કહ્યું·

"જુઓ! મને તો મારી જન્મતારીખ પણ ખબર નથી. એટલે મારા જીવનની વિગતો હું શી રીતે તમને આપી શકું? ને મારા જીવનની હકીકતો જો વ્યવસ્થિત રીતે મને યાદ રહેતી હોત, તો મારું જીવનચરિત્ર બીજા લખે તેની હું રાહ શા માટે જોઉં? હું જ ન લખું!

કારણ જો હું મારું જીવનચરિત્ર લખું તો એથી દુનિયાને ખબર તો પડે કે સાચેસાચ હું કેવો છું?"

આ સમયે રાજાજીની પ્રતિષ્ઠાની ઓટ આવી હતી. અને એથી એમના આ શબ્દોમાં કંઈક દર્દ તથા અનિર્વચનીય ઉદાસીનતા પણ દેખાય છે. રાજાજીએ હમેશાં પોતાની જાતને જનતાના સેવક તરીકે જ ઓળખાવી છે. ગવર્નર જનરલનો હોદ્દો સંભાળતી વખતે એમણે એ જ કહ્યું હતું કે "આ હોદ્દો તો સેવા કરવાની એક તક છે". રાજાજીએ જે હિન્દના ભાગલાની વાત કરી હતી, તે પાંચ વર્ષ પછી કોંગ્રેસે સ્વીકારી છતાં, રાજાજીએ પોતાની યોજના સાચી હતી એ મુજબનો ગર્વ કદી કર્યો નથી, એ એમની વિશેષતા છે. આ નિરભિમાનીતાને લીધે જ રાજાજીને દક્ષિણના અથવા તો તામીલ મહાત્મા તરીકે જનતા પિછાને છે.

રાજાજીની એક બીજી વિશેષતા, તે વિચારોની સ્પષ્ટતા ને દઢતા. કોઈપણ પ્રશ્નને એઓ કશાય પૂર્વગ્રહ અથવા તો પક્ષપાત વિના સ્વતંત્ર રીતે વિચારી શકે છે. રાજકીય કે સામાજિક, ધાર્મિક કે આર્થિક, દરેક પ્રશ્ન વિષે એમના સ્વતંત્ર વિચારો છે. એ વિચારો દઢમૂલ છે. એ મનમાં ઘડાઈ ઘડાઈને તૈયાર થયા હોવાથી એમના વિચારો ફરતા નથી. એમની આ સ્વતંત્ર વિચારસરણી એમના વ્યાખ્યાનો દ્વારા જોઈ શકાય છે. પોતાના સમકાલીન દરેક પ્રશ્ન વિષેના એમના મૌલિક વિચારો એમના વ્યાખ્યાનમાંથી આપણને મળી રહે છે. એમના વિચારોની વિશેષતા એ હોય છે કે એ સર્વ તર્કશુદ્ધ હોય છે. એમના વિચારોની યથાર્થતા પૂરવાર કરવા માટે એમની પાસે સચોટ દલીલો હોય છે. આમ પ્રખર બુદ્ધિમત્તા એ રાજાજીનું એક મહાન લક્ષણ છે.

માત્ર બુદ્ધિમત્તા જ નહિ પરન્તુ, પોતાના વિચારોને અમલમાં મૂકવાની, અને, પોતાના મંતવ્યોને ગમે તે ભોગે વળગી રહેવાની તાકાત પણ રાજાજીમાં છે. એ તાકાત હોવાથી જ, આખો દેશ ૧૯૪૨માં એમની વિરુદ્ધ પડયો, ઠેકઠેકાણેથી અપમાન સિવાય કશું મળ્યુ નહિ, અને પેલા રવીન્દ્રનાથની કવિતાની જેમ

તારી હાક સુણી કોઈ ના આવે તો
એકલો જાને રે,

અને સાચે જ, એની હાક સુણી કોઈ ન આવ્યુ, ઘણા વખત સુધી કોઈ ન આવ્યું. આવ્યા ત્યારે બધા આવ્યા. એમને તિરસ્કારનારા ને એમની અવગણના કરનારા, એમની હાસી ઉડાવનારા, બધાયે એમની વાત કબુલી. આમ છતાં એઓ કપરી અગ્નિપરીક્ષામાંથી પસાર થયા. પણ ડગ્યા નહિ. એથી જ જ્યારે લોકોના રોષ વિષે એમને કહેવામાં આવ્યું ત્યારે એમણે સાફ સાફ જણાવ્યુ કે, "એનું કારણ એ નથી કે એઓ સાચા છે અને હું ખોટો છું. પણ એનો અર્થ માત્ર એટલો જ કે એઓ ગુસ્સે થયા છે ને હું નથી થયો". આમ પોતાના નિર્ણયની અડગતા, ને પોતે જે માનતા હોય તદનુસાર આચરણ માટેની એમની તૈયારી એ એમની યશકલગી છે. એઓ સામાજિક સુધારામાં માને છે. ન્યાતજાતના ભેદોમાં એઓ માનતા નથી. એથી જ તો એમણે સેલમમાં પણ બ્રાહ્મણોનો ખોફ ને સામાજિક બહિષ્કાર સહન કરીને પણ હરિજનને જ નળના પાણીની વ્યવસ્થા માટે મૂકયો. એથી જ સમાજના વિરોધ છતાં, એમણે એમની પ્રિય પુત્રી લક્ષ્મીને ગાંધીજીના પુત્ર જોડે પરણાવી. એઓ માને છે કે પુત્રીને પોતાના પતિની પસંદગી કરવાનો અધિકાર છે, આમ છતાં ઘણા માનવીઓ એવા હોય છે, કે બીજાઓ પરત્વે સુધારક હોય, પણ પોતાના ઘરમાં સુધારાનો પ્રશ્ન આવે એટલે રૂઢીચુસ્ત બની જાય. રાજાજીનું એવું

નથી. એઓ તો સુધારક એટલે સુધારક, પછી તો એ સુધારો પોતાના ઘરમાંથી થતો હોય કે પારકાના ઘરમાંથી. અમુક વસ્તુ સારી હોય તો એને અપનાવવી જ જોઈએ એમ એઓ માને છે. આમ આચાર ને વિચારની એકતા એમનામાં છે. તેથી જ એઓ મક્કમ બની શકે છે, દૃઢતા ધારણ કરી શકે છે.

આપણા અન્ય નેતાઓ માટે એમ કહેવાય છે કે તેઓ લડવૈયા તરીકે સફળ પણ રાજ્યકારભારમાં એમની ગતાગમ બહુ નહીં. એઓ નોકરશાહીનો આધાર રાખે, ને, તેમની સલાહ અનુસાર વર્તે. રાજાજી આ ટીકા જો સાચી હોય તો તેમાં અપવાદરૂપ છે કારણ કે, રાજાજી તો લડવૈયા પણ ખરા, ને રાજ્યકારભાર ચલાવી જાણનાર પણ ખરા. દરેક બાબતમાં જાતે તપાસ કરવાની ટેવ, દરેક વસ્તુનું સર્વાંગી પૃથક્કરણ કરવાની એમની આદત, ને, વ્યવહારકુશળતા, એ સર્વે રાજાજીને સરદાર વલ્લભભાઈની હરોળમાં મૂકી દે છે. બન્ને મુત્સદ્દીઓ છે. આથી રાજાજીને ગમે તે સ્થાને મૂકો, તો એમાં એમને સફળતા મળવાની જ. પછી એ મદ્રાસનું પ્રધાનમંત્રીપદ હોય, કામચલાઉ મધ્યસ્થ સરકારના ઉદ્યોગખાતાના મંત્રીનું સ્થાન હોય, પશ્ચિમ બંગાળાના ગવર્નરનું પદ હોય, કે, હિંદી સંઘના ગવર્નર જનરલનું પદ હોય, પણ પ્રત્યેક પદમા એઓ પોતાની કામગીરી બજાવી શકે છે. વળી, દરેક કામગીરીમા એમની લાક્ષણિકતા, એમનું જ કહી શકાય એવું રાજાજીપણું એમાં જણાઈ આવવાનું જ. રાજાજી એ એક જ એવા વડાપ્રધાન હતા કે જેઓ પોતાનાં કપડાં જાતે ધોતા હતા. રાજાજી ગવર્નર થયા ત્યારે પણ આમજનતા જોડે ગાઢ સંપર્ક રાખતા. આમજનતાને પોતાને ત્યાં નિમંત્રતા. ને, રાજાજી ગવર્નર જનરલ થયા ત્યારે એમણે પોતાના નોકરોને માટે ખાસ સીનેમા શો યોજ્યો એટલું જ નહિ પણ એમની જોડાજોડ જ પોતે બેઠા. લોકોને વધારે

અનાજ ઉગાડવાનું કહેતાં પૂર્વે પોતે પોતાના મહેલમાં અનાજ ઉગાડવું શરૂ કર્યું અને મકાઈનો પાક ઉતાર્યો. લોકોને સાદાઈથી રહેવાનું કહેતાં પૂર્વે પોતે સાદાઈથી રહી બતાવ્યું. એઓ હોદ્દા પર હતા, ત્યારે, એમના હાથ નીચેના અમલદારોથી એઓ જરા પણ દોરવાતા નહિ. ઉલટા હાથ નીચેના માણસોની તો અગ્નિપરીક્ષા શરૂ થઈ જતી. એઓ બહુ જ કડક હાથે કામ લેતા.

રાજાજીની કાર્યનિષ્ઠા અજોડ છે. એઓ જે કાર્ય ઉપાડે તેમાં નિષ્ઠાથી લાગી જાય. એઓ જ્યારે ૧૯૨૪માં કોંગ્રેસવાદીઓ સરકારની ધારાસભામાં જવાની તરફેણ કરતા હતા ત્યારે ધારાસભાપ્રવેશની વિરુદ્ધ હોવાથી પુદુપલાયમમાં આશ્રમ સ્થાપી, જોરશોરથી મદ્યનિષેધ, ખાદી-પ્રચાર, અસ્પૃશ્યતા નિવારણ, સાક્ષરતા પ્રચાર વગેરે કાર્યમાં એઓ લાગી ગયા. અને વર્ષો સુધી અનન્ય નિષ્ઠાથી એ કાર્ય એમણે કર્યું. ત્યારબાદ ગાંધીજીએ નીમક સત્યાગ્રહ શરૂ કરતાં એઓ એમાં જોડાયા. સત્યાગ્રહ આંદોલન ગામેગામ ફરીને કર્યું, ને એ રીતે એમણે દક્ષિણ હિન્દના સત્યાગ્રહ સંગ્રામને સંભાળ્યો. જ્યારે ૧૯૩૫માં કોંગ્રેસે ધારાસભાપ્રવેશની નીતિ સ્વીકારી, ત્યારે એમણે, ચૂંટણીના કાર્યને હાથપર લીધું તો મદ્રાસમાં કોંગ્રેસને જ્વલંત વિજય અપાવ્યો. ૧૯૩૬માં જ્યારે પ્રાંતીય ધારાસભાની ચૂંટણી થઈ તો એમાં પણ એમણે સક્રિય ફાળો આપ્યો. ને જ્યારે કાર્યવાહકસમિતિની ઇચ્છાથી એમને કોંગ્રેસ ધારાસભાપક્ષના નેતા તરીકે ચૂંટયા, ને, એમને મદ્રાસ સરકારનું મંત્રીપદ મળ્યું, ત્યારે પણ જે નિષ્ઠાથી એઓ રચનાત્મક કાર્યક્રમને સંભાળતા હતા એ નિષ્ઠાથી એમણે આ કાર્યને પણ સંભાળ્યું. અને કોંગ્રેસની કારકિર્દીને ફતેહમંદ બનાવી. બધા પ્રાંતો કરતાં મદ્રાસનું રાજતંત્ર વધુ યશસ્વી હતું એવો પરદેશી નિરીક્ષકોનો મત હતો. ત્યારબાદ એઓ વ્યક્તિગત સત્યાગ્રહમાં જોડાયા. ત્યાંથી

છૂટયા બાદ એઓ કોંગ્રેસમાંથી છૂટા પડયા છતાં, પોતાના ધ્યેયને મક્કમપણે વળગી રહ્યા. એમની નિષ્ઠા સાચી હોવાથી જ, ઓરિસા વગેરે અન્ય પ્રાંતોમાં, લઘુમતિપક્ષે વચગાળાની સરકાર સ્થાપવા પ્રયત્ન કર્યો પરન્તુ, રાજાજીએ એવું કશું કર્યું નહિ. કારણ એમને સત્તાનો શોખ નહોતો પરન્તુ, એમને મન એ સિદ્ધાંતનો પ્રશ્ન હતો. ત્યારબાદ જ્યારે કોંગ્રેસ કાયદેસર સંસ્થા બની ત્યારે રાજ્કીય મંત્રણામાં એમની સલાહ લેવામાં આવી ત્યારે એમણે વિના સંકોચે પોતાની સલાહ આપી. કાર્યવાહકસમિતિમાં એમને લીધા. ચૂંટણીમાં ઊભા રહેવા કહ્યું ત્યારે એઓ કર્તવ્યનિષ્ઠ રહ્યા. પછી વચગાળાની મધ્યસ્થ સરકારમાં એમને લીધા તો ત્યાં, ગવર્નર તરીકે પસંદ કર્યા તો ત્યાં અને ગવર્નર જનરલ તરીકે પસંદ કર્યા તો ત્યાં એમણે પોતાની કર્તવ્ય નિષ્ઠાની પ્રતીતિ કરાવી આપી. જે સમયે જે કર્તવ્ય આવી પડયું હોય, તે સમયે તે કર્તવ્ય બજાવવું એમાં જ એમણે પોતાની ધતિ કર્તવ્યતા માની છે.

રાજાજી જેવા કર્તવ્યનિષ્ઠ છે, તેવા જ અથવા તો તેનાથી વિશેષ ધ્યેયનિષ્ઠ છે. એઓ 'પ્રાણ જાય પણ વચન ન જાય' એવી રઘુકુલરીતવાળા છે. એથી જ એમણે પોતાની લોકપ્રિયતાને ઠોકરે મારી, પોતાના દાયકાઓના સાથીઓની નફરત વહોરી લઈ, પોતાની પુરાણી અને જેને પોતાનું સર્વસ્વ આપ્યું તે સંસ્થાને છોડી. અને પોતાના ગુરુ, પોતાના જીવનના કર્ણધાર સમા ગાંધીજીના રાહને પણ એમણે છોડયો. આ ધ્યેયનિષ્ઠાને લીધે જ એઓ ૧૯૨૨ થી ૧૯૩૦ સુધી કેવળ રચનાત્મક કાર્યમાં જ મંડયા રહ્યા અને સક્રિય રાજકારણથી દૂર રહ્યા.

રાજાજી માણસને જોતાં વેંત જ એનું માપ કાઢી લે છે. એમની દૃષ્ટિમાં જ એક જાતનો તાગ કાઢવાની શકિત.છે. રાજાજી

પરિસ્થિતિનો ને માણસનો તાગ કાઢી પછી એની પર કાબુ શી રીતે મેળવવો તે માનસશાસ્ત્રીની દૃષ્ટિથી જાણી લે છે. એકવાર તામીલના જાણીતા લેખક ચંદ્રશેખરને રાજાજીનું રેખાચિત્ર લખેલું. એ સમય રાજાજીની ઓસરતી જતી લોકપ્રિયતાનો હતો. એ રેખાચિત્ર એમણે ઈ. સ. ૧૯૪૨માં 'શક્તિ' નામના સામયિકમાં આલેખેલું. એ રેખાચિત્ર ચંદ્રશેખરનના નામથી પ્રગટ થયેલું નહોતું. રાજાજીને એ સમયમાં ચંદ્રશેખરને એ બતાવ્યું એટલે રાજાજીએ એને એ વાંચવાનું કહ્યું. રાજાજીને ખબર નહોતી કે એનો આલેખક કોણ છે. આખુ રેખાચિત્ર પૂરું કર્યાં પછી ચંદ્રશેખરને હતું, કે રાજાજી કશી ટીકા કરશે, અને તેથી એઓ રાજાજીના મુખ તરફ તાકી રહ્યા. પરન્તુ, રાજાજી એની શૈલી, આલેખન રીતિ, વિચારો વગેરે પરથી એના લેખક ચંદ્રશેખરન છે, એ સમજી ગયા હતા. એટલે એઓ ગાના અભિપ્રાય આપે. એમણે મૌન જ સેવ્યુ. અને તે પણ પોતાના મનમાં શું છે તે અંશત વ્યક્ત ન થઈ જાય એ રીતે.

રાજાજી આમ બહારથી તર્કવાદી લાગે, કેવળ બુદ્ધિનિષ્ઠ આદમી લાગે, જાણે એમને હૃદય જ નહીં હોય એવું લાગે, પરન્તુ રાજાજીના શરીરમા જે હૃદય ભર્યું છે, તે અત્યંત પ્રેમાળ, અત્યંત લાગણી વિવશ અને મીણ જેવું પોચું છે. એ બહારથી ઋક્ષ લાગે એટલું જ. એમણે એમની પત્ની માંદી પડી ત્યારે ખૂબ પ્રેમથી ને અનન્યનિષ્ઠાથી એની સેવા કરી, અને એ મૃત્યુ પામતા ફરી લગ્ન કર્યાં નહિ એટલું જ નહિ પણ, ત્યારબાદ આદર્શ અને અકલંકિત વિધુર જીવન જીવી, પોતાનાં પુત્રપુત્રીઓને માની ખોટ જરાય જણાવા દીધી નથી. એમના પુત્રપુત્રીઓને પણ એઓ ખૂબ ચાહે છે. એમની જેલવાસરી, એમને વારંવાર પોતાના

છોકરાંઓ યાદ આવતાં ને તેને લીધે એમનું હૈયું ભરાઈ આવતું તેનો એમણે વારંવાર ઉલ્લેખ કર્યો છે. ને મહામુસીબતે એઓ પોતાના મનને મનાવી શકતા તેનો એમણે સ્પષ્ટ અને અસંદિગ્ધ રીતે એકરાર કર્યો છે. રાજાજીનું કુટુંબવાત્સલ્ય, એમની કુટુંબ પ્રત્યેની મમતા ઘણાં ગાઢ છે. રાજાજીનાં પાંચે સંતાનો, ત્રણ પુત્રીઓ ને બે પુત્રો, આજે તો જીવનમાર્ગમાં સ્થિર થઈ ગયાં છે. એમની પુત્રી લક્ષ્મી એ શ્રી. દેવદાસ ગાંધીનાં પત્ની તરીકે જાણીતાં છે. એમનાં દરેક સંતાનને રાજાજીએ ઊંચામાં ઊંચા શિક્ષણનો લાભ આપ્યો છે. દરેકને એમણે ઉચ્ચ સંસ્કારો આપ્યા છે. પોતે રાજકારણના ઊંડા જગમાં પ્રવેશવા છતાં એમણે પોતાના સંતાનો તરફ જરાય દુર્લક્ષ આપ્યું નથી. એમણે એમના પૂજ્ય પિતાજી, પોતાના બે વડિલ ભાઈઓ ને ભત્રીજાઓ, બધાની જોડે સ્નેહ સંબંધ બહુ દઢ રાખ્યો હતો. એમની દષ્ટિ વિશાળ હોવા છતાં, એમનામાં માનવસહજ આર્દ્રતા પોતાનાં કુટુંબીઓ પ્રત્યે છે. ગાંધીજીના અસ્થિને ગંગામાં પધરાવી રાજાજીએ એક ખૂણે જઈ નાના બાળકની જેમ રુદન આરંભેલું એ વાત તો આજે આખું કલકત્તા જાણે છે. એ પરથી એ તર્કશુદ્ધ ઉરની ભીતરમાં જે જબ્બર લાગણીનાં, કોમળતાનાં પૂર છે, તેની પ્રતીતિ થશે.

રાજાજી હમેશાં પ્રગતિશીલ છે. એઓ સમયનાં પૂરને, બરાબર જાણે છે, એટલું જ નહિ પણ સમયાનુકૂળ બનવાની એમની શક્તિ પણ આશ્ચર્ય ઉપજાવે એવી છે. એમની દષ્ટિ અપ્રતન છે. જ્યારે દેશને નવા માર્ગદર્શનની જરૂર હતી, બ્રિટીશ હકૂમત સામે લડવા નવાં હથિયારોની ને નવી તરકીબોની જરૂર હતી, ત્યારે રાજાજીએ જોયું કે ગાંધીજીનો માર્ગ એ જ સાચો માર્ગ છે, એટલું જ નહિ પણ દેશ એ અપનાવવા તૈયાર છે, દેશમાં

રાષ્ટ્રીયતાની ભાવના લાવવા માટે એ જરૂરી છે એટલે એમણે એ માર્ગ ગ્રહણ કર્યો, ને દાસબાબુ, મોતીલાલજી વગેરે સામે લડીને એમણે રચનાત્મક કાર્યમાં પોતાની શક્તિ અર્પી. ત્યારે એઓ નાફેરવાદી હતા. જ્યારે સત્યાગ્રહની દેશને જરૂર હતી ત્યારે એઓ સત્યાગ્રહમાં જોડાયા. જ્યારે એમણે જોયું કે ૧૯૩૫નો કાયદો બંધારણીય અને પ્રાંતીય સ્વરાજ્ય અર્પે છે અને તે દ્વારા દેશની અને જનતાની ઉમદા સેવા કરવાની તક આપે છે, મદ્યનિષેધ, ખાદીપ્રચાર, હિન્દીપ્રચાર જેવાં રચનાત્મક કાર્ય સરકારનું રાજ્યતંત્ર હાથમાં લઈ કરી શકાય છે, ત્યારે, એમણે એ તંત્રનો ઉપયોગ કરી, જનસેવા કરી બતાવી. ત્યારબાદ એમણે બંધારણીય માર્ગ પસંદ કર્યો. કારણ એમણે જોયું કે આમજનતાનું વલણ એ તરફ છે. જ્યારે સ્વરાજ્ય પ્રાપ્ત થયું ત્યારે એઓ એ સ્થિતિને અનુકૂળ થઈ ગયા.

આપણા નેતાઓમાં જો કોઈને માટે પણ સખતમાં સખત શબ્દોમાં કહેવામાં આવ્યું હોય, જેણે લોકપ્રિયતાનાં ભરતીઓટ પૂર્ણત: જોયાં હોય તો તે રાજાજી છે. રાજાજીએ સુતરના, પુષ્પોના અને સોનાચાંદીના હારો પણ મેળવ્યા છે, અને એકવાર મદુરાની એક જાહેરસભામાં એમને જૂનાં ખાસડાનો હાર પણ આપવામાં આવ્યો હતો. એમને માનપત્રો પણ મળ્યાં છે અને અપમાનપત્રો પણ એવાં જ ઉગ્ર મળ્યાં છે. એમનાં ભવ્ય સ્વાગતો પણ થયાં છે, ને, જાકારો પણ એવો જ મળ્યો છે. એમની બધી વાતોને એમની સર્વ શુભકામનાઓ ને નિષ્ઠાઓને વિકૃત દૃષ્ટિથી જોવાની પણ આદત લોકોને પડેલી. એમને ચાણુક્ય જોડે સરખાવવામાં આવેલા. એઓ તો પોતાના મોઢા પરના ભાવોને છુપાવવા માગે છે, તે માટે એઓ હંમેશાં કાળાં ચશ્માં પહેરે છે. આમ પોતાના ભાવો ગુપ્ત રાખીને અન્યના

બાતે આસાનીથી જોઈ શકાય એવો કુટિલભાવ કે હેતુ એમના ચશ્માના રંગ ઉપર આરોપવામાં આવ્યો છે. જો કે, ખરી બીના તો એ છે કે એમની આંખો ઘણી ખરાબ છે. એ તેજને સહી શકતી નથી. એથી એઓ રંગીન ચશ્માં પહેરે છે. ચાણક્ય જોડે એમને સરખાવવામાં આવે પણ એમને પોતાનો અંગત સ્વાર્થ તો કંઈ સાધવાનો નથી. એમને પોતાની અંગત કશી જ મહત્વાકાંક્ષા નથી. કીર્તિ તો એમને વણમાગી આવીને વરી છે, એટલે એની પણ એમને કશી ખેવના નથી. રાજકીય સત્તા પણ એમણે ભોગવી છે. ૧૯૪૨ માં જ્યારે એઓ ગાંધીજીથી છૂટા પડયા ત્યારે પણ એમની ઉપર અનેક જાતનાં આરોપણો થતાં હતાં. પરન્તુ, જનતાને પ્રતીતિ થઈ કે એમનો એમાં કશોય અંગત સ્વાર્થ નહોતો. કારણ અંગત સ્વાર્થ હોત તો, એમણે ક્યારનુંય પ્રધાનમંડળ રચ્યું હોત, બ્રિટીશ સલ્તનતના પ્રતિનિધિઓ જોડે રાજકીય મંત્રણા ચલાવી હોત, પણ એમણે એમાંનું કશું જ કર્યું નહિ. એમણે સરકાર અને કોંગ્રેસ વચ્ચે સમાધાન કરવાનો પ્રયત્ન પણ ન કર્યો. કારણ કે એમને ખબર હતી કે એ પ્રયત્ન વૃથા છે. નિઃસ્વાર્થ વૃત્તિને લીધે, આવી ઉગ્ર સેવાભાવનાને લીધે જ એઓ આજે આવા ઊંચા સ્થાનપર વિરાજમાન છે. એમણે કરેલી ત્રણ દાયકાની રાષ્ટ્રસેવાનું એ વણમાગેલું ને વણઇચ્છેલું ફળ છે.

ગાંધીજી, જવાહર, સરદાર, રાજેન્દ્રબાબુ, વગેરે નેતાઓ બધા વિદેશ ફરી આવ્યા છે. સર્વે વિદેશની રીતરસમથી પરિચિત છે. જ્યારે રાજાજી એ એકલા જ એવા હિન્દના મહાપુરુષ છે કે જેમણે હિન્દ છોડયું નથી. હિન્દ બહાર જવાના મોકા આવેલા એમણે જતા કર્યા છે. વિદેશમાં ગયા વિના, અહીં રહ્યાં રહ્યાં જ જેણે પોતાનાં કૃત્યોથી આંતરરાષ્ટ્રીય ખ્યાતિ મેળવી હોય તેવા એ નેતા છે. એમને ગવર્નર જનરલ પદ મળતાં, વિદેશનાં પત્રોએ, રાજ્યોએ,

રાજકીય પુરુષોએ એમને માટે જે ગૌરવભર્યાં વેણો ઉચ્ચારેલાં દર્શાવે છે કે પરદેશમાં એમની કેટલી બધી ઇજ્જત છે અને એમ આંતરરાષ્ટ્રીય રંગમંચ ઉપર કેટલું માન છે !

આમ અનેક મહાન ગુણો, અનેક વિશેષતાઓ, નિતાન્ત સાત્વિકત સેલમ જીલ્લાના હોશુર ગામના એક ગરીબ વૈષ્ણવ બ્રાહ્મણના બાળક હિન્દનો એક મહાન રાજકીય નેતા, ને હિન્દના ઊંચામાં ઊંચા આસ બેસનારો, ગવર્નર જનરલ બનાવે છે.

## ઉપસંહાર

**આમ** સેલમ જીલ્લાના ગામડાનો એક બ્રાહ્મણ બાળક, પોતાના જ વર્ચસ્વથી, પોતાની જ પ્રતિભાથી, હિંદુસ્તાનની ઊંચામાં ઊંચી પદવીએ પહોંચે છે. એણે જોયું છે, કે સેવાનું વ્રત કેવું કઠણ છે, રાજનીતિના મામલામાં કેવી ભરતીઓટ આવે છે, એમાં કેટકેટલાં વમળો આવે છે, તથા જનસેવાનો માર્ગ કેટલો મુશ્કેલ છે! એમણે ગુલાબ પણ જોયા ને કાંટા પણ જોયા. એઓ પુદુપલાયમની ઝૂંપડીમાં પણ રહ્યા, ને વાઈસરૉયના મહેલમાં પણ રહ્યા. પગપાળા પણ મુસાફરી કરી ને વિમાનમાંયે ફર્યા. ફૂલહાર પણ મળ્યા ને કાળા-વાવટાથી પણ સ્વાગત થયું. વડાપ્રધાનનું પદ મેળવ્યું યે ખરૂં ને ગુમાવ્યું પણ ખરું. સ્વજનોએ એમને છોડયા ને પાછા અપનાવ્યા પણ ખરા. એમણે પોતાની ઇચ્છા પ્રમાણે સ્વતંત્ર રીતે કાર્ય પણ કર્યું, ને શિસ્ત પણ પાળી. કોંગ્રેસને એમણે ત્યાગી પણ ખરી ને પાછી અપનાવી પણ ખરી. એઓ બ્રાહ્મણ રહ્યા છતાં અસ્પૃશ્યતા નિવારણનો પ્રચાર કર્યો ને એમાં સક્રિય ફાળો આપ્યો. એમણે વકીલાત કરી ને વકીલાત છોડી: એમ એમનું જીવન એ એક મહાન ચિત્ર આપણી સમક્ષ રજૂ કરે છે. રાજાજી રાજનીતિજ્ઞ છે ને પંડિત પણ છે, વકીલ પણ છે ને તર્કવાદી પણ છે. પણ એમની સાચી પિછાન, એમની સાચી ઓળખાણ તો દેશસેવક તરીકેની છે. કોંગ્રેસને છોડયા છતાં એમની સેવાની માગણી પાછી કોંગ્રેસે કરી હોય એવા એક રાજાજી જ છે.

રાજાજીની એક અનન્યતા એ છે કે, રાજાજીએ શંકરની જેમ બીજાને અમૃત મળે તે માટે ખૂબ વિષપાન કર્યું છે. એમણે પાકિસ્તાનની

તરફેણ કરી છતાં એમને જીન્નાએ પોતાના ગણ્યા નહિ એમણે કોંગ્રેસની સેવા કરી, છતાં કોંગ્રેસે એમને હાંકી કાઢ્યા. એમણે પ્રાંતની વડાપ્રધાન તરીકે અનન્યભાવથી સેવા કરી તો એમના પ્રાંતવાસીઓએ એમને ફરીથી ધારાસભાના કોંગ્રેસ પક્ષના નેતા તરીકે ચૂંટવાની ના પાડી. એમણે નિઃસ્પૃહી વૃત્તિથી દેશસેવા કરી તો લોકોએ એમને દેશદ્રોહી કહ્યા.

આમ રાજાજીને ખૂબ સહન કરવું પડ્યું છે. મુસીબતની કસોટીમાં ઘડાઈ ઘડાઈને, એ અગ્નિઝાળમાં તવાઈ તવાઈ એઓ ઘડાયા છે. એમનું આખું જીવન જ એરણપર ગયું છે. રાજાજીને જાણે પ્રભુએ એરણપર મૂકી મૂકીને ઘડ્યા છે.

રાજાજી એટલે સહિષ્ણુતાની મૂર્તિ. રાજાજીને પોતાના સિદ્ધાંતો અને સ્પષ્ટ વક્તવ્ય માટે એટલું સહન કરવું પડ્યું છે, કે, એમને જોઈને, સોક્રેટીસ, ગેલીલીઓ, ઈશુ વગેરે મહાપુરુષોનું સ્મરણ થાય છે કે જેમની સેવાના બદલામાં એમને મળ્યો માત્ર અપયશ જો કે, રાજાજીની એક વિશેષતા એ ગણી શકાય કે, એમને ફરી પાછી યશપ્રાપ્તિ પણ થઈ છે. યશ એમની પાસેથી ગયો, ને પાછો આવ્યો. રાજાજીના જીવનમાં વિધ્વંસ છે પણ સાથે સાથે સર્જન પણ છે.

રાજાજી એ સત્ય અને ટેકીલાપણાની મૂર્તિ છે. એમણે સત્યને બધા કરતાં મહાન ગણ્યું છે. એમણે કશાયની પરવા કર્યા સિવાય, એમણે કશીય અપેક્ષા રાખ્યા સિવાય પોતાની શક્તિનો લાભ છૂટે હાથે જનતાને બક્ષ્યો છે. એમનું જીવન એ એક અખંડ તપશ્ચર્યા છે. એ તપશ્ચર્યાનું ફળ એમને આપોઆપ મળ્યું છે.

એમની જીંદગી એ અખંડ સાધના છે. જે સાધનાને પરિણામે એમણે આપણી સમક્ષ એક આદર્શજીવનની તસ્વીર રજૂ કરી છે.

પરિણામની આશા રાખ્યા વિના પોતાનું કર્મ કર્યે જવું એ એમનો જીવન મંત્ર છે, એટલે નિષ્કામ કર્મનો જે યોગ ગીતામાં કહ્યો છે, તે એમણે જીવનમાં આચરી બતાવ્યો છે. વાઈસરૉય મહેલમાં વસતા હોવા છતાં, એમની જીવનરીતિ સાધુની છે. એઓ આપણા ખ્યાતનામ મહાપુરુષોમાં ઊંચા સ્થાનના હકદાર છે. માનવીમાં સ્વત્વ હોય, માનવીમાં પરલક્ષી દૃષ્ટિ હોય, માનવીમાં કાર્યશક્તિ હોય ને એ શક્તિનો વિનિયોગ દેશસેવા માટે, કે એવા મહાન પુરુષાર્થ માટે કર્યો હોય તો માનવી કેવી ઊંચી પદવીએ પહોંચે છે તેનો રાજાજી એ જીવન્ત દાખલો પૂરો પાડે છે.

રાજાજીના આ બધા ગુણો, એમની જીવનની ઝરમર જોઈ, આપણને મહાકવિ નાનાલાલની પંક્તિ સ્વાભાવિક સ્મરે છે :

'નમું આત્મા ઢાળી નમન લળતી દેહ નમજો.'



# બૃહદ્ ગૂજરાત ગ્રંથાવલિ

૧. ગ્રંથાવલિનાં સર્વે પુસ્તકો શ્રી, રમણલાલ જોશી કૃત જ હશે
૨. સર્વે પુસ્તકો '૫૦, '૫૧ અને '૫૨માં પ્રસિદ્ધ થશે
૩. પેટ્રન રૂ. ૫૦૦, આજીવન સભ્યઃ રૂ. ૨૫૦; સાધારણ સભ્ય રૂ. ૧૦૦

| જીવનચરિત્રો | નવલકથાઓ ને નવલિકાઓ |
|---|---|
| ડા. પટ્ટાભી | રાણકદેવી |
| શ્રી. સરોજિની નાયડુ | લક્ષ્મીબાઈ |
| કૃપાલાણી | સંયોગિતા |
| જવાહરલાલ | નૂરજહાં |
| ગાંધીજી | શાહજહાં |
| કાલેલકર | શ્રી. હર્ષ |
| વિઠ્ઠલભાઈ | દુર્ગાદાસ |
| કોંગ્રેસના મૂક સેવકો | સૌંદર્યનાં ઉદ્યાનમાં |
| ગૂજરાતના ઘડવૈયાઓ | રક્તધારા |


બૃહદ્ ગૂજરાત પ્રકાશન મંદિર
૪૩, જરીવાલા બિલ્ડિંગ, ચોપાટી, મુંબઈ – ૭

અથવા

ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધીરસ્તા, અમદાવાદ

# બૃહદ્ ગુજરાત ગ્રંથાવલિ

( આ ગ્રંથાવલિની એક વિરલ વિશિષ્ટતા છે અને તે એ કે એમાં પ્રસિદ્ધ
થનારાં સર્વ પુસ્તકો શ્રી. અંબેલાલ જોશી એડવોકેટ કૃત જ હશે )

બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર, ચોપાટી, મુંબઈ–૭.

# બૃહદ્ ગુજરાત ગ્રંથાવલિની વિશિષ્ટતા:

૧. પેટ્રન : રૂપિયા ૫૦૦) પેટ્રનોને ગ્રંથાવલિનાં સર્વે પુસ્તકો વિના મૂલ્યે મળશે.

૨. આજીવન સભ્ય રૂપિયા ૨૫૦). આજીવન સભ્યોને ગ્રંથાવલિનાં સર્વે પુસ્તકો અડધી કિંમતે મળશે.

૩ વાર્ષિક સભ્ય રૂપિયા ૫) વાર્ષિક સભ્યોને પ્રત્યેક પુસ્તક દીઠ ૨૫% વળતર મળશે અને પ્રતિવર્ષ પ્રસિદ્ધ થતાં સર્વે પુસ્તકો ખરીદવાં પડશે

૪ સૂચિપત્રમાં પચાસ પુસ્તકોની જે નામાવલિ આપી છે તે ૧૯૫૩ ના ડીસેમ્બર સુધીમાં પ્રસિદ્ધ થશે.

૫. ૧૯૫૪ અને ત્યારપછીનાં વર્ષોમાં પ્રસિદ્ધ થનારાં પુસ્તકોની સવિસ્તર જાહેરાત હવે પછી કરવામાં આવશે.

૬ વધુ વિગતો માટે પ્રકાશક જોડે પત્રવ્યવહાર કરવો

# બૃહદ્ ગુજરાત ગ્રંથાવલિ : સૂચિપત્ર

## अ. : જીવન ચરિત્રો :

| | રૂ. આ. પા. |
|---|---|
| ૧ રાષ્ટ્રવલ્લભ સરદાર વલ્લભભાઈ | ૩–૦–૦ |
| ૨ મહાદેવ હરિભાઈ દેસાઈ | ૨–૦–૦ |
| ૩ ડૉ. રાજેન્દ્રપ્રસાદ | ૪–૮–૦ |
| ૪ રાજાજી | ૪–૮–૦ |
| ૫ ડૉ. પટ્ટાભી સીતારામૈયા | ૩–૦–૦ |
| ૬ આચાર્ય કૃપાલાણી | ૩–૦–૦ |
| ૭ શ્રીમતિ સરોજિની નાયડુ | ૩–૦–૦ |
| ૮ પ્રાતઃસ્મરણીય મહાત્મા ગાંધીજી | ૫–૦–૦ |
| ૯ રાષ્ટ્રપ્રિય જવાહરલાલજી | ૫–૦–૦ |
| ૧૦ શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલ | ૩–૦–૦ |
| ૧૧ પંડિત મોતીલાલ, દેશબંધુ દાસ અને લાલા લજપતરાય | ૩–૦–૦ |

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| ૧૨ | ટિળક, ગોખલે અને રાનાડે | ૩-૦-૦ |
| ૧૩ | વર્તમાન હિન્દની કેટલીક પ્રતિભાશાળી સન્નારીઓ | ૪-૦-૦ |
| ૧૪ | કોંગ્રેસના કેટલાક મૂક સેવકો | ૩-૦-૦ |
| ૧૫ | ગુજરાતના ઘડવૈયાઓ | ૪-૦-૦ |
| ૧૬ | નાનાલાલ : સર્જન અને પ્રતિભા | ૩-૦-૦ |
| ૧૭ | કાકા કાલેલકર : સર્જન અને ચિંતન | ૩-૦-૦ |
| ૧૮ | મેઘાણી : જીવન અને કવન | ૩-૦-૦ |
| ૧૯ | દયારામ : ગુજરાતનો રસસમ્રાટ્ | ૩-૦-૦ |
| ૨૦ | પ્રેમાનંદ : ગુજરાતનો મહાકવિ | ૩-૦-૦ |
| ૨૧ | નરસિંહ અને મીરાં | ૩-૦-૦ |
| ૨૨ | નેપોલિયન બોનાપાર્ટ | ૩-૦-૦ |
| ૨૩ | સમુદ્રગુપ્ત | ૩-૦-૦ |
| ૨૪ | દેવાનાં પ્રિયદર્શી સમ્રાટ્ અશોક | ૩-૦-૦ |
| ૨૫ | સંસ્કારી અને સૌંદર્યવતી મોગલ શાહજાદીઓ અને સમ્રાજ્ઞીઓ | ૫-૦-૦ |

## ગ : નવલકથાઓ, નવલિકાઓ, નાટિકાઓ, સાંસ્કૃતિક ઈતિહાસ અને લલિતેતર સાહિત્ય :

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| ૧ | સૌંદર્યના ઉદ્યાનમાં ( ઐતિહાસિક નવલિકાઓ ) | ૪–૮–૦ |
| ૨ | રાણકદેવડી (ઐતિહાસિક નવલકથા) | ૩–૦–૦ |
| ૩ | વીરાંગના લક્ષ્મીબાઈ ( ,, ) | ૩–૦–૦ |
| ૪ | સંયોગિતા ( ,, ) | ૩–૦–૦ |
| ૫ | હિંદનો સાંસ્કૃતિક ઇતિહાસ | ૫–૦–૦ |
| ૬ | શાહજહાં (ઐતિહાસિક નવલકથા) | ૩–૦–૦ |
| ૭ | સંગ્રામસિંહ ( ,, ) | ૩–૦–૦ |
| ૮ | દુર્ગાદાસ ( ,, ) | ૩–૦–૦ |
| ૯ | નૂરજહાં ( ,, ) | ૩–૦–૦ |
| ૧૦ | શ્રી. હર્ષ ( ,, ) | ૩–૦–૦ |
| ૧૧ | રક્તધારા (ઐતિહાસિક નવલિકાઓ) | ૪–૮–૦ |

૨૦ કેટલાક પ્રતિભાસંપન્ન સર્જકો :
પૌર્વાત્ય તેમજ પાશ્ચાત્ય ૪-૦-૦

૨૧ જગતના ધર્મપ્રવર્તકો ૩-૦-૦

૨૨ મહાત્મા ગાંધી : તુલનાત્મક દૃષ્ટિએ ૩-૦-૦

૨૩ આપણી સ્વતંત્રતાનો ઇતિહાસ ૩-૦-૦

૨૪ આપણું રાજ્યબંધારણ ૩-૦-૦

૨૫ જોશીનાં ભાષણો : રાજકીય,
સાહિત્યિક, આર્થિક, ધાર્મિક,
સામાજિક, અને કેળવણી વિષયક ૫-૦-૦

બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર,
૪૩, જરીવાલા બિલ્ડિંગ, ચોપાટી, મુંબઈ ૭.